# અર્પણપત્રિકા.

ધર્મપુર રાજ્યના હીઝ હાઈનેસ મહારાજાસાહેબ

## શ્રી વિજયદેવજી બહાદુર.

કે. સી. આઇ. ઇ.

આપ નામદાર પ્રજાપાલક દયાળુ અને ઉદાર સહૃદય
રાજવી છો. જીવદયા એ આપનો મુદ્રાલેખ છે મુંબઇ
જીવદયા મંડળીના આપ નામદાર પેટ્રન (પ્રમુખ)
છો આપે એ દીશામાં જુદે જુદે સ્થળે અનેક
વિધ પારમાર્થિક શુભ કાર્યો ઘણા કર્યા છે.
જૈન ધર્મના અહિંસક સિધાન્તો અને
પ્રવચનો શ્રવણ કરેલ છે અને કરો
છો જે ઉપરથી આ મહાત્મા પુ-
રૂષ મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન
લાલજી સ્વામી જેવા જીવ
દયાની મુર્તિરૂપ સંત પુરૂ-
ષના સ્મારક રૂપ "સુવર્ણ
અંક" નામનો ઐતિ-
હાસીક ગ્રંથ આપ
નામદારને અર્પણ
કરી કૃતકૃત્ય
થયો માનું
છું.

વિનંતિ સેવક
મોહનલાલ ડાસાભાઇ શાહ.
બુકસેલર-રાજકોટ.



હીઝ હાઇનેસ મહારાજા રાજસાહેબશ્રી ઘનશ્યામસિંહજી
સાહેબ બહાદૂર. જી. સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ.,
સ્વ. ધ્રાંગધ્રા.

# સરક્યુલર.

મહારાજ શ્રી લવજી સ્વામી તથા જેઠમલજી સ્વામી આ સ્ટેટના ગામોમાં જ્યાં જ્યા નિવાસ કરવાના હોય તે ગામોમા ઉતારાનો બંદોબસ્ત કરવા આ. વહિવટદારોએ ધ્યાનમાં રાખવુ.

તા. ૧૫-૩-૧૯૨૦.

General Branch<br>Hazur Office<br>Secretariat.

Sd. બાલુભા.

for, દિવાન ધ્રાંગધ્રા સ્ટેટ.



# પ્રસ્તાવના.

આજકાલ અનેક વિષયોમા અનેક પુસ્તકો પ્રસિદ્ધિ પામતા સાહિત્ય ક્ષેત્રનો દિન પ્રતિદિન વિકાસ થતો અવલોકવામા આવે છે સામાજીક, ઇતિહાસીક અને ધાર્મિક દ્રષ્ટિએ રાજકીય, સામાજીક અને ધાર્મિક વિષયોના ઉડા અભ્યાસી તેજસ્વી અને કસાયલી કલમથી સાહિત્યનુ પ્રકાશન કરી સમાજને ચરણે ધરી અનેકવિધ ભાત પાડી રહેલ છે આવા સાહિત્ય રસીક જમાનામા અનતો ફાળો આપવા સર્વની સરખી ફરજ હોવાનું પ્રતિત થાય છે મનુષ્ય સ્વભાવમા મહત્વાકાક્ષા હોવાનુ નૈસર્ગિક જણાય છે વિવિધ દિશામા પ્રગતિ થઇ રહેલ છે અનેક મહાપુરૂષોએ પોતાના જીવનમા જનક યાણ સાધી ભાવિ પ્રજાને રચનાત્મક કાર્યના પથે ધપવા સ્મૃતિ કરાવેલ છે આપણા આર્યાવ્રતમા કોઇ પણ જાતના કાર્યવાહિની તપસીલ લેવા કે રાખવાનો શિરસ્તો ન હોવાથી ઘણી વાર મહાપુરૂષોના સબધી એવી હકીકત તદ્દન અધારામા રહી જવાથી આપણે તેવા આદર્શોથી અજ્ઞાત અને વચીત રહી જઇએ છીએ કાર્યની અને વ્યક્તિની મહત્તા ઉપર જોવાનુ કે રહેવાનુ નથી પણ તેમના શ્રમ અને રચનાત્મક કાર્ય તરફ જોવાનુ રહે છે હમેશા ઉત્તમ કાર્ય અને ઉત્તમ વ્યક્તિ કે ભાવનાની પ્રજા ઉપર મહદ અને સુદર છાપ પડે છે, તેમા પણ ભૂતકાલ કરતા વર્તમાન કાલની અનુપમ કિમ્મત અથવા તો અસર થાય છે જનસ્વભાવમા એક એવી ખાસીયત છે કે- "દુરસ્થા પર્વતા રમ્યા" એટલે કે જુની અને દુરની વસ્તુ તરફ હમેશા વિશેષ આદર અને ખેચાણ રહે છે પરન્તુ સહજ અને સમીપ રહેલ વસ્તુ તરફ દુર્લક્ષ અને ઉપેક્ષાવૃત્તિ રહે છે જોકે કાળના

રહેવા સાથે આજની વસ્તુ કાલે એટલીજ પ્રાચીન અને જીર્ણ થાય છે અને તે પછી જનતાનું તે તરફ ભાન થાય છે. મનુષ્ય સ્વભાવમાં હમેશાં અનુકરણ કરવાની વાસ્તવિક ભાવના અને ટેવ રહેલી હોવાથી લોકોપયોગી અને નૂતન કાર્યની નોંધ રાખવી કે લેવી એ નીરર્થક તો નથી જ પરન્તુ સમયના અન્તે તે ખરી ઉપયોગી બીના થવા સાથે અનુકરણીય ઇતિહાસ થઇ પડે છે. તેથી બનતા બનાવોની ઉપયોગીતા અને જરૂરીયાત તરફ લક્ષ ખેંચવા પછાત કે પરમાદમાં રહેવાની ટેવ ન રાખવી એ જરૂરનું છે.

આ પુસ્તકની અંદર ઉપરનો હેતુ સંસિદ્ધ થાય છે. આજ સુધીમાં તેઓશ્રી એટલે કે આચાર્યશ્રી **લવજી સ્વામીના** વીર સંવત ૨૪૫૪ વીક્રમ સંવત ૧૯૮૫ ના કારતક સુદી બિજને બુધવાર તા. ૧૪-૧૧-૨૮ ના રોજ રાત્રિના ૧૦ા સવાદશ બજ્યે ૬૧ વરસની દીક્ષાપર્યાય પાલી ૭૩ વરસની વયે સ્વર્ગારોહણ વઢવાણ શહેરમાં થયા પછી તેઓશ્રીની જન્મતીથિ, દીક્ષાતીથિ, અને સ્વર્ગારોહણ (સંવત્સરી) તીથિ એમ વરસમાં ત્રણ તીથિઓ ઉજવવાના જુદા જુદા સ્થળે થયેલ મેલાવડાઓના અને આચાર્ય શ્રીના સ્મારક માટે લાઇબ્રેરીઓ સ્થાપવા થએલ મેલાવડાઓના છપાએલ "અહેવાલો" જેટલા ઉપલબ્ધ (હસ્તિ) હતા તે સમસ્ત અહેવાલોને એકત્રીત કરી ભવિષ્યમાં તે હકીકત જળવાઇ રહે અને વાચકને તેમાંથી જોવા જાણવાનું મળે એ હેતુથી બધા મેલાવડાની સારભૂત ટુંકી હકીકત અને તેની સાથે થએલ પ્રમુખોના જુદા જુદા ફોટાઓ આપી એક સારો દલદાર અને અન્ય વિષયોથી રસપૂર્ણ યુક્ત આ સુવર્ણ અંક બહાર પાડવામાં આવે તો ઠીક એ હેતુને પહોંચી વળવા આ સાહસ કરવામાં આવેલ છે. જેમાં વધારે આદરભૂત અને જૈનધર્મની મહત્તા સૂચક વસ્તુ તો એ છે કે આચાર્ય શ્રીમાન્

**લવજી સ્વામી** જેવા જૈન સાધુપુરૂષનાં માનમાં અન્યત્તર પ્રજા અને રાજ્વંશીઓએ પોતે બતાવેલ સદ્‌ભાવ અને આપેલ સુંદર ફાળો એટલો બધો અજોડ અને સુંદર છે કે જેના પરથી જૈનોએ ખરે-ખર મગરૂર થવા જેવું છે. જૈનધર્મ એ પૂર્વકાલમાં રાજ્યધર્મ હતો તે મહાવીર પછીના કાલમાં વૈશ્યધર્મ બની ગયો છે. વચલો કાલમાં એટલી અંધશ્રદ્ધાના ઘેરા વાદળ છવાઇ ગયાં હતાં કે બ્રાહ્મ-ણોએ, પોપજીઓએ પ્રજાને તદ્દન અંધારામાં રાખી આંખે પાટા બાંધી પોતાના સ્વાર્થિ વાડામાંથી બહાર ન નીકળી જાય અને પોતાના ક્ષુલક સ્વાર્થને ધક્કો ન લાગે એટલા માટે નીચેના કપોલ કલપીત **'શ્લોકો અને વાક્યો'** જોડી કાઢેલ જેવાં કે **अजाहत्वा सुरापित्वा, कृत्वारुधिर करदमम् । हस्तिना ताडय मानोऽपि, नगच्छेत जैन मंदीरम् ॥ १ ॥** આમ લોકોના કર્ણપુટ ઉપર ઝેર રેડી આવતા જતા અટકાવી જૈનધર્મ જેવા અહિંસક અને સર્વ પ્રત્યે સમાન ભાવ રાખનાર દર્શન (ધર્મ) ને સમાજમાં ઉતારી પાડેલ તે ઝેરી વાતાવરણ સુધારવાનું માન આ પુસ્તકના નાયકને ઘટવાનું આમાંની હકીકત ઉપરથી પુરવાર થાય છે. અસ્તુ ! **इत्यलम् कृत्य. ॥**

રાજકોટ વીર સંવત ૨૪૬૨<br>વીક્રમ સંવત ૧૯૯૨ ના મહા<br>સુદી પૂર્ણિમા.

લી.

મો. ડો. શાહ



# વિષયાનુક્રમણિકા.

## જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક સુવર્ણ અંકમાં મુકવામાં આવેલ ફોટાઓનું સાંકળીયું.

---



મરહુમ મહામ
શેખ મહમદ બહાઉદ્દીનભાઈ, સી. આઈ. ઈ.,
જુનાગઢના નામદાર વઝીર નાઝિમ.

# ટુંકી નોંધ.

---

જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીના જીવન ચરિત્રની બીજી આવૃત્તિ સંવત ૧૯૭૦ ની સાલમાં જામખંભાલીઆના સંઘવી સવચંદ હરજી તરફથી બહાર પડેલ જેમાં અર્પણ પત્રિકા જુનાગઢના નામદાર વઝીર સાહેબ મદારૂલ માહમ અમિર શૈખ બહાઉદ્દીનભાઈ સી. આઈ. ઈ; એઓ સાહેબને આપી હતી. તે નામદાર જો કે આજે ઘણા વરસો થયા ગુજરી ગયેલ છે પણ તેમની ભૂતપૂર્વેની આચાર્ય શ્રીની લાગણીને ઉદ્દેશી આચાર્યશ્રીના આ સ્મારક પુસ્તકમાં તેમના સ્મારક તરીકે તેઓશ્રીનો ફોટો જનસમાજની નજરે ધરવામાં આવે છે. જગત ઉગતાને માન આપનાર હોય છે ત્યહારે અમે પરોક્ષ રીતે પ્રભુ લેખે કદર કરવામા માણસાઈ માનનારા છીએ. અસ્તુ ! सुज्ञेषु किम्बहुना.



# સુચિપત્ર.

જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીના જીવન ચરિત્રની પાંચમી આવૃત્તિ સંવત ૧૯૮૦ ની સાલમાં છપાઇ બહાર પડેલ તે પુસ્તકમાં જસદણના વર્તમાન નેક નામદાર દરબારશ્રી આલા ખાચર સાહેબને અર્પણ પત્રિકા આપવામાં આવેલ હતી તેથી બીજાના ફોટાઓ મુકવાના રાખેલ ધોરણ મુજબ અહિ પણ તેમનો ગતકાર્યની સ્મૃતિરૂપ ફોટો મુકવો જોઇએ પણ આ પુસ્તકમાં અન્ય સ્થળે પાનું નમ્બર ૧૦૦ માં મુકવામાં આવેલ હોવાથી અહિં પુનર્પિ આપી શકેલ નથી તેથી પાનું નમ્બર ૧૦૦ માં જોવા વાચકવર્ગનું ધ્યાન ખેંચી અત્ર વિર્મિશું.

तत्र अस्तु ! ॐ महावीराय नम ॥





હીઝ હાઈનેસ ઠાકોર સાહેબ શ્રી દૌલતસિંહજી બહાદુર.
કે. સી. એસ. આઇ., કે. સી. આઇ ઇ.

રાજસ્થાન—લીંબડી.

# પ્રાસંગીક યાદી.

જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીના જીવન ચરિત્રની છઠ્ઠી આવૃત્તિ સંવત ૧૯૮૫ ની સાલમાં આચાર્યશ્રીના સ્મારકરૂપ બહાર પડેલ તેમાં લીંબડીના હીઝ હાઇનેસ નામદાર ઠાકોર સાહેબ શ્રી દૌલતસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ; કે. સી. આઇ. ઇ; ને અર્પણ પત્રિકા આપવામાં આવી હતી. તેથી અહિં તેઓ નામદારનો ફોટો આચાર્યશ્રીના સ્મારક પુસ્તકમાં મુકી પુસ્તકની શોભામાં અભિવૃદ્ધિ કરવામાં આવે છે. નામદાર લીંબડી નરેશ જીવદયા પ્રતિપાલ અને વનસ્પતિ ખોરાક લેનાર રાજવીના પાટનગર લીંબડીમાં આચાર્યશ્રીની ગાદી આવેલ એટલે કે લીંબડી સંપ્રદાય તરીકે પૂજ્ય મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ અજરામરજી સ્વામીના સ્થાપિત સંપ્રદાયના અનુગામી આ પુસ્તકના નાયક હોવાથી તે સબબ નામદારશ્રીનો ફોટો આવે એ સોનું અને સુગંધ મલવા જેવું છે. સંપ્રદાયના કાર્યવાહક શેઠ નાનજી ડુંગરશી અને તેમના નબીરા વર્તમાન કાર્યકર્તા શેઠ સુખલાલ ચતુર્ભુજને નામદાર ઠાકોર સાહેબે ઓનરરી માજીસ્ટ્રેટનો ઇલકાબ આપી જૈન સંઘની કદર કરનાર રાજવીનો આ દ્રષ્ટિએ પણ ફોટો મુકવા યોગ્ય હોઇ અત્રે તેમના પ્રત્યેનો સદ્ભાવ બતાવવામાં આવે છે,

અસ્તુ ! ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !



The Rajkot Jain community celebrated the death Anniversary of the late Swami Lavji maharaj at a public meeting presided ovor by Major C. W. L. Harvey, Political Agent, Western Kathiawar States. Rao Bahadur T. D. Rana, Dr. Lallubhai and other prominent citizens of Rajkot spoke in appreciation of the services of the late Swami to Hinduism in general and to Jainism in particular.

*Times of India, Bombay 4-10-35 Monday. Page 15 Column 3.*





રા. રા. ગિરધરલાલ જયકૃષ્ણ દવે.
બી. એ. એલએલ. બી.,
સર ન્યાયાધિસ, વઢવાણ સ્ટેટ.

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજીસ્વામી સ્મારક

# સુવર્ણ અંક.

## શ્રી મહાવીરાય નમઃ

### સ્વર્ગસ્થ આચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીના અવસાન પ્રસંગે શોક દર્શાવવા મળેલી

## સભાનો અહેવાલ.

વઢવાણ શહેરમાં કાર્તક શુદ ૨ બુધવારના રોજ લીંબડી સંપ્રદાયના જૈનાચાર્ય પૂજ્ય શ્રીમાન્ લવજી સ્વામી કાળધર્મ પામ્યા તેમની સ્મશાન યાત્રાનું સરઘસ ગુરૂવાર બપોરના ચાર વાગે ઘણીજ ધામધુમથી હજારો માણસોની મેદનીથી નીકળ્યુ હતું. વઢવાણ કાંપ, લીંબડી, ચુડા, સાયલા, વાંકાનેર, મુલી, પાણેવણા, રામપુરા અને બીજા ઘણા ગામડામાંથી સ્વામીજીના છેલ્લા દર્શનાર્થે ટોળેટોળાં માણસો ઉતરી પડયા હતા. વઢવાણ શહેરમાં પાખી પાળવામાં આવી હતી. નામદાર ઠાકોર સાહેબે કોર્ટો તથા સ્કુલો બંધ રખાવી હતી. તેમજ વઢવાણ રાષ્ટ્રીયશાળાએ પણ રજા પાળી હતી.

કાર્તક શુદ ૪ શુક્રવારે રાત્રે સાડાસાત વાગ્યે શ્રી સ્થા. જૈન બન્ધુ સમાજના આશ્રય હેઠળ શહેરીઓની જાહેર સભા સદ્દગત આ-ચાર્યશ્રીના આત્માને શાંતિ મળે એમ પ્રાર્થના કરવા મોતીચોકમાં

ભરવામાં આવી હતી. સાડાસાત વાગતાં મોતી ચોક શહેરીઓથી ભરાઇ ગયો હતો. શરૂઆતમાં "હરિનો મારગ છે શુરાનો" એ ભજન અને "नमामि वीरं गिरि सार धीर" ના જાપથી શરૂ થઇ હતી. ત્યારબાદ વઢવાણ સંસ્થાનના મે. કેળવણી ખાતાના અધિકારી સાહેબ શ્રી. કાળીદાસ નાગરદાસ શાહ, એમ. એ. એમના દરખાસ્તથી અને શ્રી રાષ્ટ્રીય વઢવાણ કેળવણી મંડળના આચાર્ય શ્રીયુત ચમનલાલ માધવરાય વૈષ્ણવના અનુમોદનથી વઢવાણ સંસ્થાનના મે. સર ન્યાયાધિશ શ્રી. ગિરધરલાલ જે. દવેએ પ્રમુખસ્થાન લીધું હતું. અને શરૂઆતમાં સ્વર્ગસ્થ આચાર્યશ્રીનો સંબધ પોતાના પિતાશ્રીના વખતનો કેવી રીતે થયો હતો અને તેઓશ્રી પ્રત્યે અનહદ માન કેમ અને કેવી રીતે ઉપજ્યું તેનું વર્ણન કરી બતાવ્યું હતું. ત્યારબાદ સંઘવી મોહનલાલ પિતાંબરદાસ ધ્રાંગધ્રાવાળાએ પ્રવચન શરૂ કર્યું. મુખ્ય વિષય "પૂજ્ય શ્રીમાન્ લવજી સ્વામીના ચારિત્ર્ય ઉપરથી ઉદ્‌ભવતી વિશ્વભાવના" એ હતો. શરૂઆત કરતાં જૈન ધર્મની કેટલીક વિશિષ્ટાઓ અને ઉંડી ખુબીઓનું આકર્ષક વર્ણન કર્યું હતું. જૈન માન્યતા મરણને પ્રસંગે શોક ન કરવાનું સૂચવે છે. જૈન ધર્મ એ વિશુદ્ધ 'ભાવનાનું' કેન્દ્ર છે. જૈન એટલે જીતેન્દ્રીય. ઇંદ્રીયો અને તેનાથી ઉપજતાં વિષયોને રોકી, પોતાના આત્માનું શુધ્ધ સ્વરૂપ અવલોકે તે ખરો જૈન મહાવીરનું તત્વજ્ઞાન સ્વ. પર આત્માના કલ્યાણ માટેજ વપરાય.

જૈન ધર્મ દુનિયાની પતિત અવસ્થાને જોઇને પોતાનાં શુદ્ધ જ્ઞાન સંયમ અને તપશ્ચર્યાથી લોક જાગૃતિ કરવાનું ઉત્તમ સાધન છે. બુદ્ધ ભગવાને પોતાની સર્વ શકિત દુઃખો સહન કરીને પણ લોકમત પ્રદિપ્ત કર્યો હતો. અને સત્યને પંથે પળવાનો અખુટ ધોરી માર્ગ બતાવ્યો હતો. ચાલુ યુગને વધાવી લેતાં દરેક જ્ઞાની સંયમી અને ચારિત્ર ધરનાર વ્યકિતને પોતાના જ્ઞાનનો લાભ જગતમાં

બહાર પડીને પતિત અવસ્થાને પામતા જીવને લાભ આપવાનુ સુચવ્યુ ત્યાર બાદ સ્વ આચાર્યશ્રીના જીવનના કેટલાક પ્રસગો વર્ણ-વ્યા હતા અને તેમનો અન્ય દર્શનના જીવો ઉપર કેવો પ્રેમ હતો અને તે પ્રેમના અનુસારે પોતાની લાગવગે દારૂ માસ છોડાવના, જીવહિસા ન કરવાના અને પશુ રક્ષણના સવાલોનુ નિરાકરણ કરતા કાઠિયાવાડના નાના મોટા રાજ્યો, હિન્દુ અને મુસ્લીમ રાજ્યોમા સરકયુલરો કઢાવ્યા છે સ્વર્ગસ્થ આચાર્યશ્રી બાળ બ્રહ્મચારી હતા તેઓશ્રીનો સરળ માયાળુ સ્વભાવ, ઉડુજ્ઞાન, અને શુદ્ધ ચારિત્રથી લોક હિતના કામ કરવા અનેક હિન્દુ મુસ્લીમ સદ્ગૃહસ્થો અને રાજા મહારાજાઓ ઉપર છાપ પાડી છે. આ એમનો વિશુદ્ધ અને વિશ્વ પ્રેમનો નમુનો તેઓશ્રીમા અખુટ પ્રેમના ઝરણા વહેતા હોવાથી તેમના પરિચય એકવાર જેમને થયો હોય તેમા તે પ્રેમમય બની જાય તેઓશ્રીના ઉડા જ્ઞાનની શકિતથી અને અનહદ પ્રેમ શકિતથી તેમનો જોગ એક શિષ્ય પણ પ્રાપ્ત થયો તેઓશ્રીના શિષ્ય મહારાજ શ્રી **જેઠમલજી સ્વામીએ** ગુરૂનુ સપૂર્ણ અનુકરણ કર્યુ છે તેમણે ગુરૂની જે ભાવથી સેવા કરી છે, તેનુ વર્ણન અશકય છે બાપ દિકરાનો જે એક લોહીનો સબધ છે, છતા પણ જે ચાકરી અને સુશ્રુષા ન થઇ શકે તે **મહારાજશ્રી જેઠમલજી સ્વામીએ** ઉંઘ અને આરામ છોડીને નિરતર એકજ ભકિત ભાવથી કરી છે એ દ્રષ્ટાત ઉપરથી જૈનસમાજને જ્ઞાતિ રૂપી વાડામા ન બધાતા જૈન સમાજનો દરેક આત્મા એ મારો આત્મા છે એમ સમજી દરેક જીવનુ કલ્યાણ કરવા સદોદિત પ્રયત્નશીલ રહેવા અરજ ગુજારી પોતાનુ **વ્યાખ્યાન** પૂર્ણ કર્યુ હતુ ત્યારબાદ શ્રી **કાલીદાસ નાગરદાસ શાહે** શ્રી **મોહનભાઇના વ્યાખ્યાનને** અનુસરીને પોતાની શૈલીમા સમર્થન કર્યુ હતુ ગઇ કાલનુ **સ્વ સ્વામીજીની** સ્મશાન યાત્રાનુ દ્રશ્ય મે મારી ૪૮ વર્ષની કારકીર્દિમા જોયુ નથી અન્ય દર્શનીઓએ પણ જે સપૂર્ણ સહાનુભુતિ બતાવી હતી, તે જોઇ સ્વામીજીની

વિશ્વ ભાવના તરી આવતી હતી. આ રાજ્યે પણ સ્વામીજી તરફ પોતાની લાગણી પ્રદર્શિત કરી હતી ચાલુ જમાનામા જૈન એ એક સંસ્થા છે. અથવા અમુક કોમનો ધર્મ છે, તેવી ગુલ્બાંગો મારવામા આવે છે, તે તદ્દન ખોટી છે. જૈન ધર્મ એ ક્ષત્રિયત્વની ભાવનાવાળો ધર્મ છે. જ્યારથી ધર્મમા વાણીઆવૃત્તિ દાખલ થઇ ત્યારથી જન ધર્મની સ્વયજ્યોતિ ઝાખી પડવા લાગી. જ્યારે જૈન ધર્મના સંસ્થાપકો જાગૃત હતા ત્યારે પોતાની અનંતશકિતથી અનત પરિસહો સહન કરીને લાખો બલ્કે કરોડો આત્માઓનુ કલ્યાણ કર્યું હતું પશ્ચિમના ઘણા વિદ્વાનોએ પોતાનો મત આપ્યો છે કે અનતધર્મ અને શકિત અને ઉંડા ઉડા રહસ્યવાળો એક જૈન ધર્મ છે. ઉપરની વિશ્વ ભાવના સ્વર્ગસ્થ આત્મામા હતી. આવી અથડામણીવાળી પરિસ્થિતીમા પણ સમભાવમા રહી અનેક માન અપમાનના ઘુટડા ગળી જઇ લોક હિતના કામો પાર પાડયા હતા. જે આત્માઓ પ્રથમ પાચ જૈન સિદ્ધાતો જાણે અને અનુભવે તો જે વસ્તુને માટે આખું જગત નિરંતર અથાગ મહેનત કરે છે તે વસ્તુ આપોઆપ મળી જશે. ત્યારબાદ શ્રી. **હીરચદ શિવલાલ કોઠારી**એ સ્વર્ગસ્થ સ્વામીજીની કાર્યની સમાલોચના કરી અને તેમના શિષ્ય **મહારાજ શ્રી જેઠમલજી**ના અગત પરિચયથી ઉદ્દભવતી માનબુદ્ધિનુ દિગ્દર્શન કરાવ્યુ હતુ અને ચાલુ સાલમા શહેરની અંદર તાવની બીમારીના સેંકડો ખાટલા છે, તેઓને દવાની સારવારના પુરતા સાધન નથી. અને ગામમા ચાલતા ખાનગી હોસ્પીતાલોનો બોજો અસલ છે, અને જાહેરનો લાભ પ્રજાને સતોષકારક રીતે મળતો દેખાતો નથી દિવસે દિવસે રોગોનો ઉપદ્રવ વધતો જાય છે. જનસુખાકારી ભયમાં છે એવુ સચોટ શબ્દોથી પુરવાર કરીને સ્વર્ગસ્થ સ્વામીજી પ્રત્યેની ગામની અખુટ ભકિતના ચિહ્ન રૂપે તેઓશ્રીન નામ અને કાર્ય ગા

સમાજની વચ્ચે ચિરસ્થાઇ રહે તે માટે વઢવાણમાં એક સાર્વજનીક દવાશાળા સ્થપાય એવો વિચાર સભા સમક્ષ રજુ કર્યો હતો. આ વિચારને પ્રમુખશ્રીએ તથા કેળવણીના વડાએ પોતાનો હાર્દિક ટેકો તાળીઓના ગડગડાટ વચ્ચે આપ્યો હતો અને સભાએ એકી અવાજે સંપૂર્ણ ટેકો આપ્યો હતો. ત્યાર બાદ પ્રમુખસ્થાનેથી ચાર ઠરાવો રજુ કર્યા હતાં તે સભાએ સર્વાનુમતે પસાર કર્યા હતાં.

પ્રમુખશ્રીએ પાછળના યુગ તરફ જતાં કહ્યું હતું કે આગળના ઋષિમુનિઓ જંગલમાં વસી પોતાનાજ આત્મધ્યાનમાં સ્વયં રાજ્ય કરતાં હતાં. આ જમાનો પોતાનાજ સ્વાર્થનો નથી. આજે સમાજ પતિત દશા ભોગવે છે ત્યારે દરેક મહાન પુરૂષે પોતાના જ્ઞાનનો લાભ છુટથી જન સમાજમાં ભેદ સિવાય આપવા કટિબદ્ધ થવું જોઇએ. આજે મહાત્મા ગાંધીજી મહાત્મ પદ પામ્યા છે, તેનું કારણ પોતાના જ્ઞાનનો અને ચારિત્ર્યના પ્રભાવનો લાભ દેશોદેશ ફરી, છાપું ચલાવી, ભાષણો આપી આખા દેશને લાભ આપી રહ્યા છે. તેથીજ જગત તેમને મહાત્માનું પદ આપી રહ્યું છે. દેશને બળતી ઝાળમાંથી ઉગારવા પોતાના દેહના કષ્ટોને દુર રાખીને અથાગ મહેનત કરી રહ્યાં છે. તેજ પ્રમાણે આજે જૈનાચાર્યોએ પોતાના જ્ઞાનનો લાભ દુઃખી થતાં સમાજને આપવા કટિબદ્ધ થવું જોઇએ. ભાઇ ફીરચંદે સાર્વજનીક ઔષધશાળાની જે જરૂરીયાત જણાવી તે બરાબર છે અને તે સાથે સ્વર્ગસ્થનું નામ જોડાય છે તે ઇષ્ટ છે. આ કાર્ય જો ખંતપૂર્વક ઉપાડી લેવામાં આવે તો અહિંઆનો અમલદાર વર્ગ પણ પોતાની જાતનો ફાળો આપવા અને અપાવવા બનતું કરશે. આવા આગળ ધપતા જમાનામાં ખુણે બેસી ધ્યાન કરવાથી સમાજનું કાંઇપણ કલ્યાણ ન થશે. પોતાની ફરજ સમજી જન કલ્યાણના બધાં ઉપાયો યોજવા જોઇએ. જૈનધર્મનો ખરો સિદ્ધાંત સર્વ આત્માનું ભલું કરવું. ભલું કરવા માટે "अहिंसा परमो धर्म."

છે. મંથન કાળના સમયે જ્યારે વેદ ધર્મના અનુયાયીઓમા હિંસાએ અગ્રસ્થાન લીધુ અને આત્માનું પતન કર્યું ત્યારે જૈન ધર્મના પ્રચારકોએ બ્રાહ્મણના આત્માને પોતાની અગાધ શક્તિથી ઢંઢોળ્યા અને પોતાનો ખરો માર્ગ શુ છે તે બતાવ્યો. આ જૈન ધર્મની વિશિષ્ટતા. ત્યાર બાદ કેળવણીના વડાએ પ્રમુખશ્રીનો અને સભાના વ્યવસ્થાપકોનો અને **નામદાર ઠાકોર સાહેબનો** ઉપકાર માની સભા **મહાવીર સ્વામીની** જયના પોકાર સાથે વિસર્જન થઇ હતી. ૐ શાંતિ શાંતિ. શાંતિ

લી. સેવકો.

| | |
|---|---|
| કારતક શુદી ૪. | **ત્રંબકલાલ ગુલાબચંદ વોરા.** |
| | **વાડીલાલ દામોદર ધોળકીયા.** |
| શુક્રવાર ૧૯૮૫ | મંત્રીઓ— |
| | **શ્રી સ્થા. જૈન બન્ધુ સમાજ** |
| વઢવાણ શહેર. | વઢવાણ શહેર. |

## (શ્રી સ્થા. જૈન બંધુ સમાજના આશ્રય હેઠળ.)

સંવત્ ૧૯૮૫ કારતક શુદ ૪ શુક્રવારની રાત્રે પૂજ્ય બાળ બ્રહ્મચારી જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી કાળધર્મ પામ્યા સબબ વઢવાણના **શહેરીઓની** જાહેર સભા **મોતીચોકમા સ્વસ્થાન વઢવાણના સરન્યાયાધીશ મે ગિરધરલાલ જેકૃષ્ણ દવેના પ્રમુખ**પણા નીચે થએલી તેમાં ,સર્વાનુમતે થએલા ઠરાવો.

## ઠરાવ પહેલો.

૧. **પૂજ્ય બાળ બ્રહ્મચારી જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીના** અવસાન કાળ સબબ આત્માની શાંતિ ઇચ્છવા એકત્ર

મળેલ આ સભા પોતાની દીલગીરી પ્રદર્શિત કરે છે અને માને છે કે બાળ બ્રહ્મચારી વયોવૃદ્ધ અને લાંબા સમયનાં સંયમધારી, અલ્પ સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે. જેમાં આચાર્યશ્રીની ખામી યાદગીરી જેવી જણાશે, તેમ આજની સભા નોંધ લે છે.

## ઠરાવ બીજો.

૨. આચાર્યશ્રીના અવસાનથી તેઓશ્રીના શિષ્ય **મહારાજશ્રી જેઠમલજી સ્વામી**ના હૃદયમાં ચોક્કસ દરજ્જે આઘાત ઉત્પન્ન થવાનું સ્વાભાવિક રીતે માની શકીએ છીએ, અને તેથી તેઓશ્રીને આધ્યાત્મિક અવલંબન વડે મોહની કર્મથી બંધનમુક્ત રહેવા જેટલી ધૈર્યતા પ્રાપ્ત થાય, ગુરૂ શિષ્ય વચ્ચેનો તેઓનો પ્રેમભાવ આજ્ઞાંકિતપણું જેટલે દરજ્જે આદર્શ હતા, તેટલુંજ વિયોગ પ્રસંગનુ દુઃખ હોઇ શકે એટલે દરજ્જે આ વિયોગથી **સ્વા**મીશ્રી ઉપર બેવડી ફરજ કુદરતે મુકેલી છે, તેને પહોંચી વળવા અને જૈન સિદ્ધાંતાનુસાર **સ્વ** અને પરદયાના સિદ્ધાંતોને અમલમાં મુકવા, જે વડે જૈન ઉદ્યોત માની શકાય તેટલે દરજ્જે આત્મશ્રદ્ધા સાક્ષીભુત બને, તેટલા પૂરતું આત્મબળ પ્રાપ્ત થવામાં જગન્નિયંતાની દયાને પાત્ર તેઓ ઠરે તેમ આજની સભા પરમ કૃપાળુ પરમેશ્વરને પ્રાથના કરે છે.

## ઠરાવ ત્રીજો.

૩. મહારાજશ્રી **જેઠમલજી સ્વામી**એ જે શુદ્ધ ભાવથી ગુરૂભક્તિ દાખવી ગુરૂ સેવાનો અચ્છો આદર્શ પૂરો પાડયો છે, તે જનસમાજ માટે અનુકરણીય હોઇ તેની આ સભા નોંધ લે છે, અને ગુરૂજીની બિમારીમાં વિનય યુક્ત ગુરૂ સેવાનો અલભ્ય લાભ લેવાની એકાંત લાલસા **મહારાજશ્રી જેઠમલજી સ્વામી** માટે ભારે માન ઉપજાવ નાર હોઇ આ સભા તેઓશ્રીની શુદ્ધ સેવા માટે ધન્યવાદ આપે છે

## ઠરાવ ચોથો.

૪. નેક નામદાર મહારાજા શ્રી ઠાકોર સાહેબ બહાદુરે આચાર્યશ્રીના અવસાનની અંતિમક્રિયા પ્રસંગે સ્ટેટની ઓફીસો અને સ્કુલો બંધ રખાવવા ઉપરાંત સરઘસની સાથે પોલીસ પાર્ટી અને બેન્ડ, આચાર્યશ્રીના શબને સોનેરી પછેડી ઓઢાડવા માટે મોકલી ભક્તિ ભાવથી આચાર્યશ્રીને યોગ્ય સન્માન આપવા માટે આ સભા નેક નામદાર ઠાકોર સાહેબને ધન્યવાદ આપે છે, અને સહર્ષ નોંધ લે છે કે પ્રજા ધર્મ એજ રાજ્ય ધર્મના અરસપરસ સહિષ્ણુતા દાખવવાના પ્રેમ સંધારણ આવા દાખલાઓથીજ સિદ્ધ થાય છે.

ઉપરના ઠરાવો લાગતા વળગતાને પહોંચાડવા મે. પ્રમુખ સાહેબને સત્તા આપવામા આવે છે





કર્નલ ગોહિલ શ્રી ભગવાનસિંહજી ઓ. બી. આઇ,
માજી જનરલ સેક્રેટરી, જુનાગઢ સ્ટેટ.

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની
# સ્વર્ગારોહણ તીથિ ઉજવવાનો
# દ્વિત્ય વાર્ષિક મેલાવડો.

જુનાગઢ તા. ૨૪—૧૦—૩૦ કાર્તિક શુદી ત્રિજને શુક્રવારના રોજ જૈનાચાર્ય **શ્રીમાન લવજી સ્વામીની** સ્વર્ગારોહણ તીથિ ઉજવવાનો ભવ્ય મેલાવડો અત્રે જૈન સ્થાનકવાસી ધર્મશાળાના નવા સુંદર મકાનના હોલમાં મે. જુનાગઢ સ્ટેટના જનરલ સેક્રેટરી કર્નલ ઓહિલશ્રી સરદારસિંહજી સાહેબ ઓ. બી. આઇ. ના પ્રમુખપણા નીચે થયો હતો. અગાઉથી સ્ટેટ ઇન્જીનીયર રાવ સાહેબ ઠાકરશી મકનજી ધીવા અને મે. રા. રા. શ્રીયુત માનસંગ મંગલજી મહેતા, દિવાન ઓફીસ મેનેજર જુનાગઢ સ્ટેટ તેઓ બન્નેના નામના કંકોત્રી કાઢવામાં આવ્યા હતા. વખત દિવસના ચાર બજ્યે રાખવામાં આવ્યો હતો. તે દરમ્યાન બરાબર મુકરર વખતે સ્ટેટના મોટા મોટા ઓફીસરો પૈકી મે. ખાન બહાદુર સૈયદ મહમુદમીયાં કાદરી સાહેબ, બી. એ. એલ એલ બી, ઓ. બી. ઇ. એમ. એલ. સી. જડજ અને નામદાર મુંબઇ સરકારની વર્તમાન ધારાસભાના મેમ્બર, સ્ટેટ એકાઉન્ટન્ટ, દૌલતરાય ઝાલા, સ્ટેટ ઇન્જીનીયર રાવ સાહેબ ઠાકરશી મકનજી ધાબા, રા. રા. પોલીસ કમીશનર છેલશંકર જે. દવે, રા. રા. દિવાન ઓફીસના મેનેજર માનસંગભાઇ, ફોરેસ્ટ સુપ્રીન્ટેન્ડન્ટ મહમ્મદઅમીન અબ્દલા, રા. રા. ચીફ એજ્યુકેશન ઓફીસર સાહેબ, રા. રા. જેલ સુપ્રીન્ટેન્ડન્ટ મહમ્મદભાઇ, રા. બહાઉદ્દીન કોલેજના પ્રોફેસર મી. કેશવલાલ ઓઝા એમ. એ. વગેરે ઑફીસરો અને જૈનો, જૈનેતર ઉપરાંત બહારગામથી આવેલા મીજબાનો પૈકી જામનગર, [illegible], જેતપુર, ધોરાજી, [illegible], [illegible] દરબારશ્રી પ્રાક્રમસિંહજી અને આસપાસના ગામોના સંખ્યાબંધ માણસો આવી

પહોંચ્યા હતા. બરાબર મુકરર સમય વખતે મે. પ્રમુખ સાહેબ પધારતાં સર્વેએ ઉભા થઇ સત્કાર કર્યો હતો. સભાના પ્રમુખપદ માટે રા. રા. માસ્તર રેવાશંકર પ્રભુરામે દરખાસ્ત મુકતાં રા. રા. નૃસિંહપ્રસાદ કહાનદાસ એજન્સી વકીલે તેમની દરખાસ્તને ટેકો આપ્યો હતો. જે ઉપરથી મે. પ્રમુખ સાહેબે પોતાનું પ્રમુખસ્થાન સ્વિકારી તેઓ સાહેબે પ્રથમ બહારગામથી મેલાવડાની ફતેહ ઇચ્છનારા તારો, પત્રો અને મનીઓર્ડરો આવેલ તે વાંચી સંભળાવ્યા હતા. જેમાંના રૂા. ૨૫) નામદાર ઠાકોર સાહેબ મદારસિંહજી, સાયલા, રૂા. ૧૫) નામદાર દરબારશ્રી સુરગ વાળા સાહેબ વડીયા, રૂા. ૫) નામદાર ઠાકોર સાહેબ વખતસિંહજી વળાના મૂખ્ય હતા. તે પછી તારો આવેલ તે પૈકી વઢવાણના નામદાર ઠાકોર સાહેબ જોરાવરસિંહજી, પંચગીનીથી માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ ખાન બહાદુર નસરવાનજી બેજનજી ડમરી, ગોહેલવાડના ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ રા. રા. સારાભાઇ, બીકાનેરના રા. રા. ભૈરૂદાનજી શેઠીયા, વઢવાણ કેળવણી ખાતાના ઉપરી રા. રા. કાલિદાસ નાગરદાસ શાહ એમ. એ., કાઠિયાવાડ કા. રાજપુત સમાજના ઑ. સેક્રેટરી રા. દેશલભાઇ અરજણભાઇ મકવાણા, જૈન સ્થા. સંઘ વઢવાણ અને ચોટીલા, સવાઇલાલ દલપતરામ દેસાઈ, ઈન્સ્યુરન્સ નોર્વિચ કું. રાજકોટ, વઢવાણવાળા જગજીવનદાસ છગનલાલ ગાંધી એડન વગેરેના તારો અને રાજરજવાડા, પોલીટીકલ ઓફીસરો આદિ જૈનો જૈનેત્તર ગ્રહસ્થોના સંખ્યાબંધ આવેલ પત્રો વાંચી સંભળાવ્યા ;પછી સભાનું કામ આગળ ચલાવવામાં આવ્યું હતુ. આચાર્યશ્રીની સ્તુતિ સંસ્કૃત શ્લોકમાં શાસ્ત્રીજી ત્રિકમજી કાલિદાસ, મિનિટ ૧૦ પછી ધંધુસર નિવાસિ મેર કેશવભક્ત, પછી સ્વામીજીનું જીવન રહસ્ય વકીલ જેચંદભાઇ બહેચર ઝવેરી, મિનિટ ૧૦ ભજન કેશવભક્ત, આચાર્યશ્રીનું પરોપકારી જીવન. વકીલ મનસુખલાલ ધરમસી મ્હેતા બી, એ. એલ એલ. બી. ગાયન ભકત કેશવ, પ્રમુખ મહાશય કર્નલ સરદારસિંહજી બહાદુરનું ભાષણ, ગાયન

દેશવભકત. આ વખતે આચાર્યશ્રીના સ્મારક તરીકે એક લાઇબ્રેરી સ્થાપન કરવામા આવતા તેની ઉદ્દઘાટન ક્રિયા કેપ્ટન જી. બી વીલ્યમ આ દિવાન સાહેબના હાથથી થવાનુ અગાઉથી કાર્યક્રમ છપાઇ બહાર પડી ગએલ પરન્તુ રાજદ્વારી અગત્યના અનિવાર્ય કાર્યને લઇ તેઓ સાહેબને અચાનક બહારગામ જવાનુ થતા તેમના ફરમાન અને વતિથી—મે. પ્રમુખ સાહેબના હાથથી મજકુર લાઇબ્રેરી ખુલ્લી મુકના રા રા માનસગભાઇની દરખાસ્ત અને બીજા સદ્‌ગ્રહસ્થોના અનુમોદન વચ્ચે પ્રમુખ સાહેબે મજકુર લાઇબ્રેરી ઉર્ફે પુસ્તકાલય ખુલ્લી મુકતાં હાજર રહેલા સર્વેએ સહર્ષ જય. જીનેદ્રના પોકારો કર્યા હતા. સભાનો કાર્યક્રમ ચારથી ૭ બજયે પૂર્ણ થતા પ્રમુખ મહાશયનો આભાર માનવાની દરખાસ્ત રા. રા માનસગભાઇએ મુકેલ જેને રા ગોવિન્દજી રતનશી વકિલ તરફથી ઉપરની દરખાસ્તને ટેકો આપવામા આવ્યો હતો સભાના અંતે રા કાજી કામીલે આચાર્યશ્રીની ઉર્દુમા કવિતા બનાવી ગાઇ બતાવવા સાથ સભાનો આભાર માની કાર્યક્રમ પૂર્ણ કર્યો હતો જે પછી આચાર્યશ્રીની જય બોલાવી સભા બરખાસ્ત થઇ હતી



## પ્રમુખ મહાશય કર્નલ ગોહિલ શ્રી સરદારસિંહજી સાહેબ, ઓ. બી. આઇનું ભાષણ.

આ વખતે મારે મારી સ્થિતિ પ્રગટ કરવાની જરૂર પડે છે કે, પ્રમુખપદની પ્રથમ વરણીનુ દિવાનજી સાહેબ દોલતમહાર અમીર મેખ મહમ્મદભાઇ સાહેબને નિમત્રણ થએલ પરન્તુ તેઓ સાહેબને વેરાવળ મુકામની આગાહિ હોવાથી સ્વિકારી શકયા નહિ.

અલ્બત મહારે ખાસ કહેવું જોઇએ કે જો તેઓ સાસાહેબ આ પદે બિરાજતા હોત તો જરૂર અમૂલ્ય લાભ મળત અને તેમની સહૃદય મિઠિ વાણીનો આપણ સૌને લ્હાવો મળત.

આજની સભામાં હું એક નવીનતા દેખું છું. કારણ કે જેવો વેષ તેવી વારતા અને જેવી સભા તેવી વાત. કિંવા પ્રમુખ જોઇયે. આપ જોઇ શકશો કે કયાં એક સોલ્જર અને કયાં એક ધર્મ મિમાંસા, સર્વની જાણમાં છે કે આજે આ સભા એક સદ્‌ગત ધર્મવીર જૈનાચાર્ય **શ્રીમાન્ લવજી સ્વામીજીની** જીવન સમાલોચન માટેની છે. બન્ધુઓ જૈન ધર્મનો અભ્યાસી અને સદ્‌ગતના જીવનના જેણે પ્રત્યક્ષ દર્શન લીધા હોય તેવો વિશિષ્ટ પ્રમુખ આ સભાને માટે યોગ્ય ગણાય. અને અલ્બત તેવોજ પ્રમુખ આ પ્રસંગને યથાતથ્ય સનમાની શકે. તે ઉપરથીજ મેં પૂજ્ય સ્વામીજી જેઠમલજી સ્વામી સાથે આ વિષયમાં ઘણોજ ઉહાપો કર્યો હતો. પણ તેઓશ્રી મ્હારા તરફની મમતાને લઇ આગ્રહિ બન્યા પરન્તુ હું એમના આગ્રહ સામે દુરાગ્રહિ બનવા જેટલી ધૃષ્ટતા કરી શકયો નહિ જેથી આપના સન્મુખ તટસ્થ દૃષ્ટિથી નમ્ર યત્કિંચિત સેવા રજુ કરવા તત્પર થયો છુ.

પ્રિય સજ્જનો ! સદ્‌ગત્ સ્વામીજી જૈન ધર્મના પ્રખ્યાત મહાનુભાવ પ્રભાવશાલી પુરૂષ હતા. ધર્મ શબ્દજ પોતાના વિશાળપણાનું પ્રતિપાદન કરે છે. ધર્મ શબ્દમાં ધૃ ધાતુ ધારણ કરવાના અર્થમાં પ્રવર્તે છે. ધર્મ, ડયુટિ, ફરજ આ તેના સર્વ દેશી પ્રયાય છે. પરન્તુ સામાન્ય રીતે હાલ તેનો જે અર્થ પ્રચલિત છે અને આપણે એશીયાટિક પ્રજા પૈકી હિન્દિ પ્રજા વિશેષે કરીને સ્વિકારીએ છીએ તે ધર્મ એટલે જગતના પીતા તરફ આપણી શું ફરજ છે? તેનો પણ તેમાં સમાવેશ થઇ જાય છે. જેથી તેનો વિચાર કરતાં પ્રથમ ધર્મ, બીજું તે સમજાવનાર **શાસ્ત્ર**, ત્રિજું તે શાસ્ત્રના જ્ઞાતા ગુરૂઓ, મ્હાત્માઓ અને ચોથું એ ત્રણેથી પ્રતિપાદ્ય એવા જે ઇશ્વર, પરમાત્મા, ખુદા" ગૉડ વગેરે અનેક પ્રકારાતન્રે ચાર વિષયોથી આ વિષય વિભાગિત થાય છે.

દુનિયા ઉપર અગણીત ધર્મો છે તેમાં પણ હિન્દુસ્થાનમા તો ધર્મની ગણત્રી પણ કદાચ ગુચવી નાખે તેમ છે. એક તટસ્થ ધર્મ જીજ્ઞાસુને સામાન્ય રીતે સર્વ ધર્મના રહસ્યને જાણવાનુ કુતુહલ થાય તો અસ્મત એ બનવા જોગ છે અથવા તો સ્વાભાવિક છે એ કુતુહલને સતુષ્ટવા રાજર્ષિ મહાત્મા ભર્તૃહરી મહારાજે પ્રયત્ન પણ કર્યો છે તે તરફ સર્વ સજ્જન મ્હારાયોનુ ધ્યાન ખેચવા રજા લઉ છુ.

શ્લોક

प्राणघातान् निवृत्ति, परधन हरणे सयम सत्य वाक्य,
काले शक्त्या प्रदान, युवति जन कथा मुक भाव परेषा,
तृष्णा श्रोतो विभगो, गुरुषु च विनय सर्वभूतानु कपा,
सामान्य सर्व शास्त्रेष्वनुपहत विधिः श्रेयसामेष पन्था

એટલે કે જીવહિસા ન કરવી " अहिसा परमो धर्म " એ સુત્રનુ યથાર્થ પાલન કરવુ અસત્ય ન વદવુ ચોરી ન કરવી પરસ્ત્રી સહોદર મનવુ, ગુરૂજનાદિને માન આપવુ સર્વ પ્રાણિઓને " आत्मवत् सर्व भूतेषु " આ પ્રમાણે સર્વ શાસ્ત્રોનો એકસરખો અને વિરોધ વગરનો વિધિ રહેલો છે તેથી કલ્યાણ કરવાની ઇચ્છા વાળાનો આજ સત્ય અને શ્રેયસ્કર માર્ગ છે. अहिसापरमोधर्म અને ' सर्व भूतानु कम्पा " આ બન્ને સુત્રો પર સર્વ ધર્મના અને તેમા પણ જૈન ધર્મના તો નિશ્ચિત મડાણ છે માનવ જીવનમા આ મોક્ષ ધર્મના પગથીયા છે આ સુત્રનુ યથાર્થ પાલણ તો મહાનુ ભાવીઓના પૂર્વ જન્મનો ભાગ્યોદય છે આ સુત્રને પોતાના જીવનમા વણી નાખનાર સ્વ સ્વરૂપ સિદ્ધિને અનુભવે છે સ્વય ધર્મ સ્વરૂપ બની ઇષ્ટ દર્શન કે જે તે ધર્મનો અતિમ આદર્શ પ્રાપ્ત કરે છે આવા આ ન દુવન ઉન્નારા સતો, મહાત્માઓ અધિ-

કારી જીવોને જગાડી તેનુ પ્રેયસ અને શ્રેયસ સિદ્ધ કરી આપે છે અસ્તુ ! સદગત્ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી આવા પરમોદ્ધારક અને સચ્ચરિત સાધુ પુરૂષ હતા તેઓશ્રીનુ નખશિખ નિર્મળ જીવન તેમના દઢ સદ્બોધને વધારે સુદઢ અને આકર્ષક બનાવવાને શક્ય હતુ તેમના પ્રવાસ દરમ્યાન જે જે આત્માઓએ તેમને સાભળ્યા હતા તેનો તુરતજ હૃદય પલટો જીવન પલટી થયો હતો મદ્ય માંસનો છુટથી ઉપયોગ કરનાર કેટલાક રાજપુતો જેવા કે રાજપુત-કાઠિ વગેરેને શુદ્ધીના દર્શન કરાવ્યા હતા પ્રત્યેક સ્થળોએ તેમની કારકીર્દિનો જ્વલતનો તેજ હતો કે તેમના સમાગમમા જે જે સ્વધર્મી, અન્યધર્મી કે વિધર્મીઓ આવતા તે તુરતજ તેઓશ્રીના દર્શન માત્રથીજ તેમના અતરો બદ્લાઇ ગયાનુ તેમના જીવન ચરિત્રના વાચન ઉપરથી સસિદ્ધ થાય છે આજ તેમનો એટલે કે સ્વામીશ્રીનો દિગ્વિજય છે. તેમનો પુનીત આત્મા, આત્માના જેવા કે સત, ચિત્ત અને આનદ આદિ ગુણોના ઐશ્વર્યે તેમના યશ શરીરને દેહને અમર કર્યો છે સત પુરૂષોની મસ્તી માટે શાસ્ત્રકારો કીર્તિ—કહે છે કે—ગુરૂના મૌન વ્યાખ્યાને શિષ્યના સશયો હણ્યા એટલે કે ગુરૂ મૌન છે પણ ગુરૂનુ સચ્ચરિતજ શિષ્યોને પ્રબોધે છે તેની કૃપાજ શિષ્યને ઉચે ચઢાવે છે અસ્તત હમેશા ઉપદેશ કરતા પણ ઉત્તમ વર્તન શિષ્ય ઉપર મ્હોટી છાપ પાડે છે

યત:

કહેની મિસરી મિષ્ટ હૈ, રહેનીમા ઘર દૂર,
કહેની સમ રહેની રહે, આપો આપ હજુર ૧

ભકતરાજ તુકારામ પણ એમજ કહે છે—"वोले तैसा चाले त्यांची वंदावी पावले" તેથીજ સદગતનો જીવન પણ પાછળની પ્રજા માટે એક આદર્શ છે (મૉડેલ) છે

જેની જીવન શ્રેણી માનવોને સસાર સાગરમા નૌકા સમાન

છે—તારણહાર છે એવા અમર આત્મા આ જગતમાં વંદ્ય છે—ઉપાસ્ય છે.

"આત્માવૈ પુત્ર નામાસિ." આત્મા પોતેજ પુત્ર કે શિષ્ય રૂપે અવતરે છે. સદ્‌ગતશ્રીના શિષ્ય પુનિત ચરણ સ્વામીશ્રી જેઠમલજી મહારાજશ્રી કે જેના જીવનમાં આપણને શું ? શું ? જોવાનું મળે છે ? એક પ્રવૃત વિકાસમય જીવન, જેને દેશ કાળનું-પરિજ્ઞાન, ધર્મ ફેલાવવાની પ્રબળ વાસના, સંસર્ગમાં આવતા માનવોને તેમના દૈવી સામર્થ્યથી આકર્ષવાની શકિત તેના વાર્તાલાપમાં જાણે મીઠું વસીકરણ. આ સદ્‌ગુણ સદ્‌ગતના કીર્તિદેહનું દર્શન કરાવતા નથી શું ? આવા સર્વ ધર્મ તરફ અનુકમ્પાથી જોનારા, સર્વનું કલ્યાણ ચ્હાનારા મહાત્માઓ આપણને દુર્લભ છે. હિન્દુસ્થાનમાંથી આજકાલ ધર્મની તાણાતાણીનો સમય દૂર થતો જાય છે. જેમાં ખાસ કરીને વર્તમાન સમયમાં તો સર્વ સામાન્ય ધર્મના સુત્રો ભાવી પ્રજાનો ધર્મ બનવો જોઇયે એમ બહુ શ્રુતજનો પોકારી રહ્યા છે. આ દિશાને આવા સચ્ચરિત સાધુઓ અજવાળો અને હિન્દનું ભાવિ ઘડવા મદદનીશ બનો.

એ સદ્‌ગતના અમર આત્માને મ્હારા વારંવાર નમન હો. જુદા જુદા વકતાઓ તરફથી કહેવાનું કહેવાઇ ગયું હોવાથી આપ સર્વનો મેં કિમ્મતિ સમય રોકયો છે. જો કે જેના માટે મેં મ્હારી નબળાઇ પહેલેથીજ જાહેર કરી હતી, છતાં તમે મને સ્નેહવશ સાંભળ્યો છે. સદ્‌ગત્ સ્વામીજીના પૂજ્ય ચરણ શિષ્ય જેઠમલજી સ્વામી કે જેમણે પોતાના સદ્‌ગુરૂ અર્થે આ સંવત્સરી ઉર્ફે શ્રદ્ધાંજલી અર્પણ કરી પોતાની ગુરૂ સેવામાં આપણને ભાગીદાર બનાવી મહદ્ ઉપકાર કર્યો છે તેથી તેમનો આપણે સહૃદય ઉપકાર માનવો જોઇએ. અસ્તુ !

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!



# લત્નજી સ્વામી સ્મારક લાઇબ્રેરી જુનાગઢ ખુલ્લી મુકતાં કર્નલ સરદારસિંહજી સાહેબ ઓ. બી. આઇ. એ કરેલ ભાષણ.

આ પુસ્તકાલયને ખુલ્લું મુકવાની ક્રિયા વાલાસાન મે. કેપ્ટન જી. બી. વીલ્યમ્સ સાહેબને હસ્તે થવાની હતી પરન્તુ તેઓ સાહેબને ખાસ કામના અંગે સ્પેશીયલ ટ્રેઇનમાં બહારગામ જવુ થવાથી આ પ્રસંગ મ્હારે સન્માનવો પડે છે. બન્ધુઓ! જ્ઞાન એજ શકિત છે. જ્યારે આખી દુનિયાનો મ્હોટો ભાગ નીદ્રામાં ઘોરતો હતો ત્યારે આ હિન્દુસ્થાન જ્ઞાનના શિખરે બિરાજતો હતો. આજે વિજ્ઞાનના વિકાસના નામે પાશ્ચિમાત્ય જે સુધારો આપણે માનીએ છીએ તેનાથી સવિશેષ વિકાસ તે સમયે હતો તેમ આપણા શાસ્ત્રોમાંથી નીકળે છે એટલુજ નહિ પણ વિદેશી વિદ્વાનોને પણ સ્વિકારવું પડે છે પરન્તુ ગા કારણથી અને શું એવા પાપો કર્યા હશે કે આ દેશની જ્ઞાન લક્ષ્મી ભમ્મશીત બિન્ની હણાઇ ગઇ? એ બીના વિચારક વિદેશીઓને પણ દુઃખવે છે. જર્મનીમાં આપણા સંસ્કૃત ગ્રંથો શોધવા જવું પડે છે અને ત્યાં પુસ્તકો માટે લખવું પડે એ કેટલું શોચનીય આપ સૌને લાગશે. જે જ્ઞાનના અંજવાળે બિજા દેશ પોતાના સાહિત્યક્ષેત્રને ખીલવી રહ્યા છે તેજ જ્ઞાન આજે તેનીજ પ્રજા પોતાના પૂર્વજોના વારસાને ખોઇ બેઠી છે. જે આ દેશની અવનતીની પરિસિમા છે. આવા સંજોગો આ કમનશિબ દેશના છે. આવે વખતે નૂતન પુસ્તકાલયો ઉત્તમ ગ્રંથોથી વિલસી આર્ય સંસ્કૃતિનું પુનરૂત્થાન કરે એ એક ઘણા આનંદનો વિષય બને તે સ્વાભાવિક છે. દેશનો ગરીબ વર્ગ પુસ્તકો રહિત સ્થિતિમાં જ્ઞાનહિન રહે. તેના જીવનની આવશ્યક હાજતોને સંતોષવા દેશમાં સગવડતા ન મળે તેવી સ્થિતિમાંથી પ્રભુ આ દેશને સત્વર તારે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

## ચોટીલા જૈન ફ્રી લાઇબ્રેરીની થયેલ વીઝીટો પૈકી.

(૧) આર. એમ. ફીલીપ્સ કાઠિયાવાડ એજન્સી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ તા. ૧૦-૨-૧૮. (૨) એ. એચ. ઇ. મોસ્સ, મેજર, પોલીટીકલ એજન્ટ હાલાર પ્રાંત ચોટીલા. તા. ૧૦-૧-૧૯ (૩) કે. ડબલ્યુ. બાર્લી આઇ. સી. એસ. જ્યુડીશિયલ ઑફીસર સાહેબ, કાઠિયાવાડ એજન્સી. (૪) લે. કર્નલ આર. એસ. પેટ્રીજ્ઝર. એજન્ટ ટુ ધી ગવર્નર કાઠિયાવાડ (૫) કર્નલ એચ. એસ. સ્ટ્રોંગ, એજન્ટ ટુ ધી ગવરનર જનરલ. (૬) નેકનામદાર ઠાકોર સાહેબ મદારસિંહજી સાયલા. (૭) એચ. હુડન આ. સિવિલ સર્જન, કાઠિયાવાડ. (૮) મેજર ફીલ્ડી. (૯) ન્હાનાલાલ દલપતરામ કવિ. કાઠિયાવાડ એજ્યુકેશનલ ઑફીસર સાહેબ. (૧૦) બાપટ, કાઠિયાવાડ પોસ્ટ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ. (૧૧) મોહનલાલ જીવણલાલ બેરીસ્ટર-ઍટ-લૉ. વઢવાણ. વગેરેની સંખ્યાબંધ વીઝીટો જોવામાં આવે છે.

અહિં સ્થાનકવાસી જૈનોએ સદ્‌ગત જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીનું નામ અમર કરવા આ સંસ્થાની સાથે તેઓશ્રીનું નામ જોડવામાં આવેલ છે તે કાર્ય પ્રશંસનીય થયું છે તેના અંગે ખાસ કરીને મે. ઠાકરશી ભાઇ, મે. માનસંગભાઇ વગેરેને મ્હારા અંતરના અભિનંદન છે. આ પુસ્તકાલય યથા પ્રાપ્ત સામગ્રીથી જ્ઞાનસેવા કરવા પોતાનો ફાળો આપે એવી મ્હારા હૃદયની અંતિમ ભાવના છે.

આ પવિત્ર ધાર્મિક ક્રિયાનું માન મને આપીને પૂજ્ય સ્વામી શ્રી જેઠમલજી મહારાજે મ્હારા તરફની મમતા સાકાર કરી છે. જે માટે હું રૂણી બન્યો છું. ઇત્યલમ્‌કૃત્ય.

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!



## આભાર સત્કાર.

માન્યવર પ્રમુખ સાહેબે આપેલો ઉત્સાહ અને પ્રમુખસ્થાન સ્વીકારવાની જણાવેલી સંમતી અને સદ્‌ભાવને આધારે આજનો મેલાવડો સફળ કરવા અમો ભાગ્યશાળી થયા છીએ. એટલી અગત્યની હકીકત જણાવી નીચે પ્રમાણે વ્યક્તિગત આભાર માનવાની દરખાસ્ત કરૂં છું.

૧. દરેક ધર્મદાયક કામને ઉત્તેજન આપવાની આ રાજ્યની ઉદાર રીતી છે, તે મુજબ માત્ર નામની કિંમતે આ પ્લોટ મળતાં તે ઉપર આ મકાન તૈયાર થયું છે. અને તેનો સદ્‌ઉપયોગ થતો આપ સાહેબો આજે જુઓ છો તે ખુદાવીંદ નામદાર નવાબ સાહેબની ઉદારતા અને માનવંતા મે. દિવાન સાહેબનાં મોટા દીલને આભારી છે, અને તેથી તેઓ નામદાર સાહેબોનો ઉપકાર માનવામાં આવે છે.

૨. માન્યવર પ્રમુખ સાહેબ કર્નલ સરદારસિંહજી સાહેબે પ્રમુખસ્થાન સ્વીકારવાની સંમતી આપી અને તસ્દી લઇ પધાર્યા અને સભાનું કામ તેઓશ્રીનાં અધ્યક્ષપણા તળે પાર પાડવામાં ઘણી મદદ કરી છે તેથી તેઓ સાહેબનો ઉપકાર માનવામાં આવે છે.

૩. આ મકાનમાં આજે શરૂઆત કરેલી નાની લાઇબ્રેરી પોતાનાં મુબારક હસ્તે ખુલી મુકવાની અમારી વિનતિનો મે. આસીસ્ટંટ દિવાન સાહેબ કેપ્ટન જી. બી. વીલીયમ્સ સાહેબે સ્વીકાર કરેલો તે ખાતે તેઓ સાહેબનો પણ આભાર માનવાની આ તક લઉં છું. પણ રાજ્ય પ્રકરણી કારણે તેઓ સાહેબને અણધારી રીતે ડીસ્ટ્રીકટમાં જવાનું થતાં પધારી શકયા નથી પણ તેઓ સાહેબે કરવા ધારેલ ક્રિયા મે. પ્રમુખ સાહેબ કરશે એમ ઇચ્છા બતાવતાં તે મુજબ મે. પ્રમુખ સાહેબે લાઇબ્રેરી ખુલ્લી મુકી ઉપકારમાં વધારો કરેલો છે.

૪. માનવંતા અધીકારી સાહેબો, વકીલ વર્ગ અને જૈનેત્તર બંધુઓએ હાજરી આપી આ સભાને દીપાવવામાં મદદ કરી છે તેથી તેઓશ્રીનો પણ આભાર માનું છું.

૫. હાજર રહેલા માનવંતા પરોણાઓને જણાવવાની રજા લઉં છું કે જૈનધર્મની પ્રણાલીકા પ્રમાણે સાધુની વૃત્તીનુ સ્થળ એટલે સ્થાનક ગણાય અને જૈન સ્થાનકની અંદર ફુળપાન વીગેરે સચેત (જીવવાળી) વસ્તુઓનાં વપરાશને પાપમય ગણાયેલ હોવાથી ખાનપાન અને સત્કાર અર્થે તેવી ચીજો વાપરવાને ધાર્મીક પ્રતીબંધ રહેલો હોઇ ચાલુ જમાના અનુસાર મેલાવડાનાં અંતે માનપાનની સ્વાગત લેવા લાક્ષણીય પદાર્થથી થઇ શકી નથી તે માટે મારી માગી હાર્દિક ભાવનાથી આપ માનવંતાનું સનમાન કરૂં છુ, તે સ્વીકારવાની યાચના સાથે આપ સાહેબોએ લીધેલી તસ્તી માટે ફરીથી આભાર માનુ છું. તા. ૨૪ અકટોબર ૧૯૩૦.

સેવક,

માનસંગ મંગળજી મ્હેતા.



## જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની સ્વર્ગારોહણ તીથિ ઊજવવાના દ્વીતીય વાર્ષિક મેલાવડાની ફતેહ ઇચ્છનારા આવેલ તાર, ટપાલનું લીષ્ટ.



### તારો.

Wadhwan City. No. 33.
Date 23 16 Hour 15 Minutes.
Col. Sardarsinhji
Junagad.

Hearty wish success for Shriman Lavji Swami's Anniversary Celebration Meeting.

**Thakore Saheb.**

---

Wadhwan City. No. 21
Date 23 12 Hour 55 Minutes.
Jain Sangh,
Junagad.

Wish all success. Meeting in Honour of Acharya Shri Lavji Swami's death anniversary.

**Dosavora Sangh.**

---

Bikaner. No. 29.
Date 22 15 Hour 25 Minute.
Col. Sardarsinhji,
Junagad.

Regret inability attending Sabha, in Poojya Lavji Swami's Honour wish success.

**Bhairoodan Sethia.**

---

Chuda No. 13.

Date 22 12 Hour 25 Minute

Jain Sangh,

Junagad.

Wishing success of Meeting held in honour of Lavji Swami Jain Acharya's death anniversary.

**Makkvana DesaI,**

Secretary, Kathiawar Karadiya

Rajput Samaj, Bhadakva.

---

તારો.

તરજુમો. નં. ૩૩

વઢવાણ શહેર. તા. ૨૩. ૧૬ કલાક ને ૧૫ મિનિટ.

કર્નલ સરદારસિંહજી જુનાગઢ.

શ્રીમાન્ લવજી સ્વામીની સંવત્સરી ઉજવવાની સભાને ફત્તેહ મળે તેમ અંતઃકરણપૂર્વક ઇચ્છું છુ.

ઠાકોર સાહેબ.

( વઢવાણ. )

---

વઢવાણ શહેર, નં. ૨૧

તા. ૨૩ ૧૨ કલાક ને ૫૫ મિનિટ.

જૈન સંઘ. જુનાગઢ.

આચાર્ય શ્રી લવજી સ્વામીના માનમાં સંવત્સરીની સભા ભરાણી તેની સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ.

ડાસાવોરાનો સંઘ.

---

બીકાનેર. નં. ૨૧

તા. ૨૨ ૧૫ કલાક ને ૨૫ મિનિટ.

કર્નલ સરદારસિંહજી

જુનાગઢ.

પૂજ્ય લવજી સ્વામીના માનમાં સભામાં હાજરી નહિં આપી શકવા માટે દીલગીર. ફત્તેહ ઇચ્છું છું.

ભેરૂદાન શેઠીયા.

---

નં. ૧૩

ચુડા તા. ૨૩ ૧૨ કલાક ને ૨૬ મિનિટ.

જૈન સંઘ

જુનાગઢ.

જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીના માનમાં સંવત્સરી ઉજવવા ભરાએલી સભાની ફતેહ ઇચ્છું છું.

મકવાણા દેશલ,

સેક્રેટરી, કાઠિયાવાડ કા. રાજપુત સમાજ, ભડકવા.

---

## તારનું લીષ્ટ.

---

હીઝ હાઇનેસ મહારાજા સાહેબ વઢવાણ.

જૈન સ્થાનકવાસી સંઘ વઢવાણ શહેર

૩ ખાન બહાદુર નસરવાનજી બેજનજી ડમરી
બી. એ. એલ એલ, બી.
માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ અને
જસદણના ઍડવાઇઝર સાહેબ પંચગીની
૪ રા. રા. હિરાલાલ ગણેશભાઇ અંજારીયા
બી. એ. એલ એલ બી.
ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ ગોધરા.
૫ રા. રા. કાલિદાસ નાગરદાસ શાહ એમ. એ.
કેળવણીખાતાના વડા અધીકારી સાહેબ વઢવાણ શહેર.
૬ જૈન સંઘ ચોટીલા.
૭ રા. રા. મકવાણા દેશલભાઇ અલુભાઇ
ઑ. સેક્રેટરી, કાઠિયાવાડ ક્ષ. રાજપુત સમાજ ભડકવા.
૮ દોશી સવાઇલાલ દલપતરામ
ઇન્સ્યુરન્સ નોર્વિચ કું. રાજકોટ.
૯ રા. રા. અગરચંદજી ભેરૂદાનજી શેઠીયા બીકાનેર
૧૦ ગાંધી જગજીવનદાસ છગનલાલ
વઢવાણવાળા એડન.



## પત્રો.

૧ લીંબડી સંપ્રદાયના પ્રસિદ્ધ વકતા મહારાજ શ્રી
નાનચંદ્રજી સ્વામી કચ્છ–રામાણીયા.
૨ નેક નામદાર ઠાકોર સાહેબ સાયલા.
૩ નેક નામદાર ઠાકોર સાહેબ વળા.
૪ અમીર શૈખ મહમ્મદભાઇ, દિવાન સાહેબ જુનાગઢ.
૫ એચ. રૉબર્ટસ,
પ્રીન્સીપાલ, ગિરાસિયા કૉલેજ. વઢવાણ કેમ્પ.

૬ કુમારશ્રી મુળરાજસિંહજી
દિવાન સાહેબ, પાલીતાણા.

૭ કુમારશ્રી રાણીંગ વાળા સાહેબ ચીત્તલ.

૮ રા. રા. શિવલાલ પી. શાહ, આઇ. સી. એસ.
ડેપ્યુટી સેક્રેટરી, ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ સીમલા.

૯ રા. રા. ખાન બહાદુર નસરવાનજી બેજનજી ડમરી
બી. એ. એલ. એલ. બી.
માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ અને
એડવાઇઝર સાહેબ જસદણ.

૧૦ રા. રા. હિરાલાલ ગણેશભાઇ ઉર્ફે સારાભાઇ
અંજારીઆ, બી. એ. એલ એલ. બી.
ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ ગોધરા.

૧૧ રા. રા. મણિલાલ હાકેમચંદ ઉદાણી
એમ. એ. એલ એલ બી.
હાઇકોર્ટ વકીલ અને ઍડવોકેટ રાજકોટ.

૧૨ રા. રા. સંઘવી મોહનલાલ પિતામ્બરદાસ
ધ્રાંગધ્રાવાળા.
વઢવાણ શેહેર.

૧૩ રા. રા. ઝવેરી દુર્લભજી ત્રિભુવન જયપુર.

૧૪ રા. રા. છોટાલાલ માનસંગ, બી. એ.
માસ્તર, હાઇસ્કુલ વાંકાનેર.

૧૫ રા. રા. ત્રિમ્બકલાલ ત્રિભુવન ડગલી, બી. એ. વઢવાણ શહેર

૧૬ રા. રા. રેવાશંકર નારણજી મ્હેતા રાજકોટ.

૧૭ રા. રા. મકવાણા દેશલભાઇ અલુભાઇ
ઑનરરી સેક્રેટરી, કાઠિયાવાડ કા.
રાજપુત સમાજ ભડકવા.

૧૮ રા રા ગોવિન્દજી આણંદજી દોશી
નગરશેઠ, ભાડવા.

૧૯ રા રા. કાલિદાસ નાગરદાસ શાહ એમ એ
હેડ માસ્તર, દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ

૨૦ રા રા ખદેરીયા હરખચદ જેઠાભાઇ
બી એ એલ એલ બી
હાઇકોર્ટ વકીલ રાજકોટ

૨૧ રા રા સો તેજપાલ આર્ટીસ્ટ રાજકોટ

૨૨ રા રા જસાણી હુકમીચદ દેવચદ
પ્રજા પ્રતિનિધિ સભાના મેમ્બર રાજકોટ

૨૩ રા. રા. દ્વારકાદાસ લાલજી સરૈયા
બી એ એલ એલ બી જામનગર.



જુનાગઢ.
દિવાન ઓફીસ
તા ૪–૧૦–૩૦.

સ્વામીશ્રી જેઠમલજી મહારાજ,

જુનાગઢ.

સલામ સાથે આપનો તા. ૨૯–૯–૩૦ નો પત્ર મળ્યો, વાચી આનદ થયો છે. આપના તરફથી ગુરુ મહારાજના સ્વર્ગારોહણ તીથિ ઉજવના માટે તા. ૨૪–૧૦–૩૦ ના રોજ આવવા અને સભાનુ પ્રેસીડન્ટ પદ સ્વિકારવાની આપની લાગણી માટે આભાર માનુ છુ પણ તે તારીખે યા અરસામાં મ્હારી અહિ હાજરી રહેવાનો સભવ ઓછો હોવાથી આપના કાર્યક્રમમા અગવડ પડે તેથી અગાઉથી સગવડતા ખાતર જણાવવા રજા લઉ છુ કે મ્હારી ગેર-

હાજરીની આપની ધારણા ખરી હોવાથી કર્નલ સરદારસિંહજી સાહેબને પ્રમુખપદ માટે પસંદ કર્યું તે ઘણું યોગ્ય અને અનુકુળતાભર્યું કર્યું છે અને અમારી પણ એમાં સ્હાનુભૂતિ છે,

મુકરર કરેલ તીથિ અને ટાઇમે થવાના મેલાવડાની સફળતા ઇચ્છું છું..................................આપે બતાવેલ લાગણી માટે ઉપકાર માનું છુ.

Sd/ Shaikh Mahamad,
મુખ્ય દિવાન, જુનાગઢ સ્ટેટ.

---

રાજકોટ તા. ૧૭-૧૦-૩૦

જૈનધર્મ દીપક, સમય ધર્મજ્ઞાની, વન્દનીય પૂજ્ય મહારાજ શ્રી ૧૦૮ જેઠમલજી મહારાજના પવિત્ર ચરણમાં.

જુનાગઢ.

લી. ગુણાનુરાગી, જ્ઞાનપ્રિય, સેવાભાવી સેવક હરખચંદના વીરવન્દન માન્ય કરશોજી.............આપ સરખા જૈનાચાર્ય જૈનધર્મના ખરા સિધ્ધાન્તો સ્હમજી અત્યારના સમય, સ્થળ અને સંયોગાનુસાર અમલમાં મુકે છે તે જોઇ જાણી મ્હારૂં હૃદય ગર્વિત થાય છે, એટલુંજ નહિ પરન્તુ અત્યારે જૈન સમાજને જરૂર હોય તો આપના જેવા સક્રિય ઉપદેશ અને કાર્ય આપનારા જૈન વીરોની જરૂર છે. જગદ્વન્દનીય મહાત્માજીએ " અહિંસા " ના સૂત્રોનું પઠન અને મનન આપણા ધર્મમાંથી ગ્રહણ કર્યું છે એટલુજ નહિં પરન્તુ અહિંસાજ સર્વ સ્થળે સર્વ કાલમાં સર્વ રજો તેમજ તમોની સામે સાંગોપાંગ વિજયી નિવડે છે, જે આપણા ધર્મમાં અનેક વર્ષોથી આપ્યુ છે,

..........................................................................

પરન્તુ આપની પેઠે અન્ય જૈન સાધુઓ પણ સમયને સ્હમજી જુની ઘરેડમાંથી બહારઆવી સમાજને અનુકુલ અને પથ્ય ઉપદેશ

આપવાનું કાર્ય કરે તો જૈન સમાજ વિચ્છેદ જવાને બદલે વિ-કાશ પામે અને જૈનધર્મ જગતભરમાં પ્રથમ સ્થાન ભોગવવાને લાયક છે તે સ્થાન પુનઃ પ્રાપ્ત કરે.............................................
આપની અહિંસાના પ્રચારની સફલ પ્રવૃત્તિ, પ્રગતિ અને ઉપદેશને માટે મ્હારા અભિનંદનો !

તા. ૨૪-૧૦-૩૦ શુક્રવારના રોજ પૂજ્યપાદ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની પુણ્ય મોક્ષ તીથિના મેલાવડામાં આવવાનું પ્રેમભર્યું આમંત્રણ મલ્યું. બનતા સુધી તે દિવસે હાજર થઇશ............
આવવા પ્રબળ ઇચ્છા છે. તો સમયોચિત બે શબ્દો મને આવડશે તેવા બોલી ગુરૂવર્ય પ્રત્યેનો મ્હારો પૂજ્યભાવ અને રૂણ અદા કરીશ.
આપની શારીરિક પ્રકૃતિ સ્વચ્છ ચાહતો.

સેવક,

હરખચંદ જેઠાભાઈ ખઢેરીયા,
(બી, એ. એલ એલ. બી. હાઇકોર્ટ વકીલ.)

ઌ૦૦૦૦૦૦૦૦૦૦૦

રાજકોટ
તા. ૨૪-૧૦-૩૦.

## મે. કર્નલ સરદારસિંહજી સાહેબ,
## પ્રમુખ-શ્રીમાન્ લવજી સ્વામીની સંવત્સરીની આજરોજ મળનારી જાહેર સભા.

જુનાગઢ.

કૃપાળુ સાહેબ !

આજની સભામાં હાજર રહેવા મારી ખાસ ઇચ્છા હતી, પણ કેટલાક જરૂરી કામમાં રોકાઇ જવાથી હાજર રહી શકતો નથી તે. માટે ક્ષમા ચાહું છું.

હું એક જૈન તરીકે પૂજ્ય લવજી સ્વામીનો ઉપાસક હોઉં તે સ્વાભાવિક છે પણ મ્હારા કેટલાક જૈન ભાઇઓની એ જાતની માન્યતા ઘર કરી બેઠી છે કે સાધુઓને બીજા માણસોને મળવાનું શા માટે ? હું પૂજ્ય શ્રીમાન્ લવજી સ્વામીના અત્યાર સુધીના તેમની હયાતી દરમ્યાન અને અત્યારે તેમના વતી જેઠમલજી સ્વામીના કાર્યોની નિરિક્ષણાને પરિણામે જોઇ શક્યો છું કે જનેત્તર વર્ગમાં તેઓએ અસાધારણ કામ કરેલ છે અને દયા ભાવના મહાન્ સિદ્ધાન્તને મૂર્તસ્વરૂપ આપવામાં સત્તાધારીઓની લાગણીનો સદૂપયોગ કરાવ્યો છે. સંસાર ત્યજ્યા પછી નામની કશી જરૂર નથી હોતી પણ ખરી કાર્ય સાધકતાની જરૂર હોય છે, અને તે કાર્ય સાધકતા વિશાળ મનની દ્રષ્ટિથી સાધવાના પ્રયત્નો અનેક રીતે વધારે પ્રમાણમાં ફળદાયિ હોય છે, અને તે પૂજ્ય શ્રીમાન્ લવજી સ્વામીએ અને જેઠમલજી સ્વામીએ સાબીત કરી આપેલ છે.

વિશેષ ફળ તો સ્પષ્ટ દરેક માણસને નજરે દેખાઇ આવે છે કે એક જૈન સાધુની સંવતસરી ઉજવવા આપ અને આપના જેવા મ્હોટા માણસો કે જે જૈન નથી તે પ્રેરાય છે અને તે પ્રમાણે તેમાં આપના જેવા માણસોની ગુણગ્રાહ્ય દ્રષ્ટિ તરી આવે છે. તે એક જૈન તરીકે મારે મગરૂર થવા જેવું છે. હું પ્રભુ પાસે પાર્થું છું કે જે સદ્‌ભાવના અને બનતી સેવા કરવાની આપ સર્વ ભાઇઓની પ્રવૃત્તિ છે તે સદા કાયમ રહો, અને દિન પ્રતિદિન તે વધતી રહો.

આજની સભાની હરેક રીતે સંપૂર્ણ ફતેહ ઇચ્છી હાજરી ન આપી શકવા બદલ આપ સાહેબની ફરીથી ક્ષમા યાચું છું.

લી. સેવક,

**હકમીચંદ દે. જસાણી.**

(રાજકોટ પ્ર. પ્ર. સભાના મેમ્બર.)

૭૮૬

## નઝમ દરતહનિયતે ઇફતે તાહે કુતુબખાના બ યાદગારે સ્વર્ગબાસી સ્વામી લવજી સાહેબ.

કયો ન હો યેહ પુસ્તકાલય રૂ કશે બાગોબહાર,
સ્વર્ગબાશી **સ્વામી લવજી** કી હય અચ્છા યાદગાર
વા હુવે બાબે માકાને ઇલ્મો ફન મિસ્લેકિતાબ,
થેજો પોશીદા ખઝાને હો ગએ વોહ આશકાર
હાથસે **વિલ્યમ્સ** બહાદુર કે બુનાહય ઇફતેતાહ,
યેહ કુતુબખાના ભી હય આલમમે કયસા બખ્તયાર.
અપસે હજરતસે કાયેહ જનસા ન હો સરદાર કયો,
સદ્ર ઇસ જલસેકે હયે **સરદારસિંહ** આલીવકાર.
વાલીયે ઉજજૈન સેહર જૈન જન ખુશ હયસિના,
ચૈનકે હયે રસ્કેચીં પેશે નઝર નકશોનિગાર.
કીજીન્હોનેઇલ્મોફનકી કદ્ર ઉનકી શાનમે,
મુહ સે અલફાઝે સના નિકલે ન કયો બે ઇખ્તયાર.
ઝિન્દગા બે ઇમોફન બેનુર હય યુ, દહર, મેં,
જયમે બે શમ્સોકમર તારીક હો લયલો ન હાર.
યેહ દુઆમાગે મુસલમા ઔર હિન્દુ મિલેકસમ,
હરબગર ઇલ્મોફનકા શૌક દે પરવરદિગાર.
કસ્તીયે ઉમરે રવાંકેના ખુદા હયે ઇમોફન,
બહરે હસ્તીસે બઆસાની યેહ પહોચાતે હયે પાર.
સર **મહાબતખાં** રહે શાદા **મોહંમદભાઇ** ખુશ,
જીનકે અહદે ઇલ્મપરવરમે હયયેહ ઇમીબદાર.
નઝમ **કામિલ** ઇસ દુઆ પર ખતમકર સમ ખુશ રહે,
બાનીયાને બઝમો હુઝઝારો વઝીરો શહર યાર.

**( અઝ કમતરીન કામિલે જુનાગઢી. )**

---

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની દીક્ષાતીથિ ઉજવવાનો મેલાવડો હીઝ હાઇનેસ મહારાજા સાહેબ શ્રી લખધીરજી બહાદુર, કે. સી. એસ. આઇ. ના પ્રમુખપણા નીચે થયેલ તેનો અહેવાલ.



મોરબી વીર સંવત ૨૪૫૮ ના જેઠ વદી બીજના રોજ તા. ૧-૬-૩૧ સવારના આઠથી નવ વાગ્યે મેલાવડાનો કાર્યક્રમ જૈન સંઘ તરફથી અગાઉથી બહાર પાડવામાં આવેલ હતો. મેલાવડામાં મોરબી નરેશ હીઝ હાઇનેસ મહારાજા સાહેબ શ્રી લખધીરજી બહાદુર કે. સી. એસ. આઇ. પોતાના અમલદાર મંડળ સહિત પધારવાથી દેખાવ ઘણો આકર્ષક અને ભવ્ય બન્યો હતો. જૈન ઉપાશ્રયનો હોલ શ્રોતાઓથી ચીકાર ભરાઇ ગયો હતો મહારાજા ઠાકોર સાહેબની હાજરી, મોરબી જેવો દીપતો સંઘ અને મોરબીનો ઉપાશ્રય પછી શું ખામી રહે ? કાર્યક્રમમાં પ્રથમ મહારાજા સાહેબનું સ્વાગતનું ગીત કન્યાઓ તરફથી ગાવામાં આવ્યું પછી મેલાવડાનો હેત જાહેર કરવામાં આવ્યો. જેના પછી



હીઝ હાઇનેસ મહારાજા સાહેબ શ્રી લખધીરજી
સાહેબ બહાદુર કે. સી. એસ. આઇ. મોરબી.

[illegible]ના જૈન સંઘ તરફથી નગર શેઠ વીકમચંદ અમૃતલાલે મહારાજા ઠાકોર સાહેબનો ઉપકાર માન્યો હતો અને કન્યાઓએ છેવટનુ વિદાયગીરીનુ ગીત મધુર સુરે ગાઇ બતાવ્યાબાદ છેવટ આચાર્યશ્રીના જય નાદ વચ્ચે મેલાવડો વિસર્જન થયો હતો.

---

## જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીના જીવનચરિત્રની સમાલોચના.

---

લવજી સ્વામી જૈન સ્થાનકવાસી લીંબડી સંપ્રદાયના આચાર્યપદ ઉપર સંવત ૧૯૭૮ ના મહા શુદી ૧૫ શનિવારના રોજ આવ્યા છે તેમના જન્મ વૃતાંત અને તેમની આજ સુધીની કારકીર્દી તરફ નજર કરતાં તેઓશ્રી જ્ઞાતે ભાવસાર છે. તેમનું વતન ગુજરાતમાં આવેલા વેજલકા ગામમાં છે. તેઓએ સગીર વયમાં વૈરાગ્ય ઉત્પન્ન થતાં લીંબડી સંપ્રદાયના ગોવરધનજી સ્વામી પાસે સંવત ૧૯૨૪ ના જેઠ વદી ૨ ના રોજ વઢવાણ સંસ્થાનના રામપુરા ગામમાં તે ગામની બહાર ભાલાગડીયા હનુમાનની જગ્યામાં સંસારનો ત્યાગ કરી સાધુપદ ધારણ કરેલ છે. તેમનો જન્મ ૧૯૧૨ ના શ્રાવણ શુદી ૧૧ ને બુધવારની રાત્રીના ૧૦ વાગે હતો તેમના પિતાનુ નામ નરસિંહદાસ અને માતાનું નામ કેશરબાઇ હતું. તેમને આટલી નાની વયમાં સંસાર છોડી દીક્ષિત થવાનું ઉદય આવ્યું તે ઉપરથી સિદ્ધ થાય છે કે તેઓ કોઇ પૂર્વના સંસ્કારી પુરૂષ હોવાનુ માનવા સબલ કારણ છે. તેમના વૈરાગ્યની કસોટીઓ પણ થઇ ચુકી હતી સાયલાના ના૦ ઠાકોર સાહેબ મર્હુમ કેશરીસિંહજી અને વઢવાણ રાજ્યના પોલીસ અધીકારીએ એમને અનેક રીતે તાવ્યા હતાં તોપણ તેમાં અડગ હોવાનું તેમના જીવન ચરિત્ર ઉપરથી જાણી શકાય છે. તેઓએ કીશોરવયમાં સંસાર છોડેલ હોવાથી પોતે બાલ

બ્રહ્મચારી છે. તેમનો જ્ઞાનાભ્યાસ ઉંચા પ્રમાણમાં છે. અને ચારિત્રમાં ઘણાં નિર્મળ હોઇ તેમનાં ચારિત્ર માટે ત્યાગી અને ગ્રહસ્થ જૈન-વર્ગમાં ઘણું માન છે. સર્વ કોઇ તેમના માટે પૂજ્યભાવ ધરાવે છે એમાં બે મત છેજ નહીં. તેમની પાસે ચાર શિષ્યોએ સંસાર છોડી સાધુપદ ધારણ કરેલ હતું. નિયમાનુસાર કચ્છ કાઠિયાવાડ અને ગુજરાતના છેડા સુધી પેદલ મુસાફરી કરેલ છે. તેમનો વિહારક્રમ સફલ નીવડ્યો હોય એમ તેમના જીવનચરિત્રના પુસ્તક ઉપરથી સિદ્ધ થાય છે. તેમણે સામાજીક અને ધાર્મિક જીવદયાને લગતાં ઘણાં સ્તુતિપાત્ર કાર્યો કર્યા છે. ઘણા રાજવંશીઓને દારૂ માટી અને જીવહિંસા છોડાવી છે એટલુંજ નહી પરંતુ કેટલાક રાજ્યસ્થાનોમાં જીવદયાને લગતા ઠરાવો પસાર કરાવી સરક્યુલરો કઢાવેલ છે તેમાં જુનાગઢ, જામનગર, જેતપુર (કાઠીનું) વગેરે મૂખ્ય છે.

તેમના માટે ઘણા ઠેકાણે રાજ્યસ્થાનો તરફથી પોતપોતાના રાજ્યોમાં દરબારી ઉતારામાં ઉતરવા સબબ સરક્યુલરો કાઢી ભારે દાખલો બેસાડ્યો છે. જેવાંકે ધ્રાંગધ્રા, વઢવાણ અને સાયલા ઉપરાંત અમુક હદમાં જુનાગઢ જસદણે પણ દાખલો બેસાડ્યો છે. ઘણા રાજા મહારાજાઓ તેમના સત્સંગનો લાભ લેતા હતા. તે ઉપરાંત સરકારી યુરોપીયન પોલીટીકલ ઑફીસરો મોટા પ્રમાણમાં સમાગમમાં આવેલ છે. નામદાર વાઇસરોય સાહેબના લેજીસ્લેટીવ કાઉન્સીલના સેક્રેટરી, વાઇસરાયના પોલીટીકલ અન્ડર સેક્રેટરી અને એ. જી. જી. જેવા માણસો પણ મમતા ધરાવે છે. મહાવીર જયન્તિનો ચૈત્ર શુદી ૧૩ નો દિવસ અગતા તરીકે પાળવા ઠરાવ પસાર કરાવવામાં આવેલ છે. જેમાં જામનગર, વઢવાણ, વઢવાણ કેમ્પ, જેતપુર, ધોરાજી, વાંકાનેર વગેરે ૨૧૯ ગામમાં. થએલ તેમા ૧૪ ગામમાં ત્યાંના રાજકર્તાના હુકમથી અઢારે વર્ણમં તે દિવસે ખેતીવાડી વેપાર ધંધા રોજગાર ન કરવા ઠરાવો કરાવવામ

આવેલ છે. જે ઠાપલી તેમના સમાજમાં તેમણે પહેલ તરીકે બે-સાડયો છે. તેમના જીવનચરિત્રની પાંચ આવૃત્તિયો બહાર પડી ચુકી છે તેમાં છેલી પાંચમી આવૃતિમાં કાઠિયાવાડના કાઠિ, રાજપુત અને મુસલમીન રાજકર્તાઓએ ગ્રાહકો તરીકે ૪૭૫ નકલો લીધેલી જોવામાં આવે છે. જેમાં મોરબી, પોરબંદર, લીંબડી, વાંકાનેર વઢવાણ, સાયલા, ચુડા, વડીયા. અને થાણાદેવલી વગેરે રાજ્ય-સ્થાનોનો મોટો ફાળો છે. તેમને આચાર્યપદ ઉપર આવ્યા તે વખતે રાજા મહારાજાઓ અને યુરોપીયન તેમજ દેશી અમલદારો તરફથી સંખ્યાબંધ મુબારકબાદીના તારો અને કાગળો મળેલ છે.

આવું માન અત્યારસુધી જૈનાચાર્યને મળ્યું હોય એવુ અમારા જાણવામાં નથી આવ્યું તેથી ખરેખર તેમના સમાજને ભારે મગરૂરી ધરાવવા જેવું છે. એટલુંજ નહિ પરંતુ અમે પણ તેમના જેવા આચાર્ય મહાત્માને દેશની દોલત તરીકે સમજી તેમનાં માટે દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ.

---

**નોટઃ**—જુઓ પ્રજામિત્ર અને પારસી તા. ૧૨ જાનેવારી ૧૯૨૫, મુંબઇ.

---

## ઠરાવ.

નંબર ૪૭૦.

અમુક જનાવરો ઉપર થતું ઘાતકીપણું અટકાવવા બાબતનો સંવત ૧૯૪૫નો ધારો ૫ મો સવંત ૧૯૪૬ ના દસ્તુર અમલ પાન ૭૭–૮મે પ્રસિધ્ધ થયેલ છે તેની કલમ ૨ નીચે પ્રમાણે છે.

"૨. જે સખ્સ કોઇપણ જનાવરને ઘાતકીપણાથી અને જાણી જોઇને × × × હદ ઉપરાંત × × × ભાર ભરશે અથવા × × ભરાવશે તે સખ્સ રૂપિયા પચાસ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે

અને તે દંડ આપી ન શકે તો દોઢ મહિના સુધીની એમાંથી ગમે તે પ્રકારની કેદની શિક્ષાને પાત્ર થશે.''

પરંતુ તેમાં હદ ઉપરાંતનો ભાર કોને ગણવો તે બાબત ચોક્કસ નિયમો કરવામાં આવેલ નથી તેથી તે નીચે પ્રમાણે કરવામાં આવે છે.

| | |
|---|---|
| ગધેડું.... ... ... ... | બે મણ |
| ઘોડો .... ... .... .... | ત્રણ મણ |
| બળદ ... .... ... .... | ત્રણ મણ |
| પાડો ... ... ... .... | ચાર મણ |
| સાંઢીયો .... .... .... | પંદર મણ |
| બે બળદોનું ગાડું ... ... | પચીસ મણ |
| ચોકડીયું ગાડું ... .... .... | ચાલીસ મણ |
| એક બળદનો ટાંગો ... .... | દશ મણ બોજો અગર ત્રણ માણસ |
| એક ટટુનો ટાંગો ... ... | ત્રણ માણસ |
| બે ટટુની જોડીની ગાડી... ... | ૭ માણસ |

આ હદ ઉપરાંત જે કોઇ સખ્સ ભાર ભરશે, તેને હદ ઉપરાંતનો ભાર ગણવામાં આવશે.

જુનાગઢ,
તા. ૧૬ ઓકટોબર
સને ૧૯૨૩.

**Vira Wala,**

મુખ્ય દિવાન, જુનાગઢ સ્ટેટ.

દસ્તુરલ અમલ સરકાર જુનાગઢ પુસ્તક ૫૭ મું અંક ૩ જો સંવત્ ૧૯૮૦ના કાર્તિક શુદિ ૩ રવિવાર પાનું ૪૮.

---

નોટઃ—જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીના સદુપદેશથી આ ઠરાવ પસાર કરવામાં આવ્યો છે.

ખુ નામદાર મહારાજા સાહેબ,

આજરોજ જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીની દીક્ષા તીથિના મેનાવડામા આપ નામદારશ્રી પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી પધારવા તસ્દી લીધી તે માટે આપ નામદારશ્રીનો હુ શ્રી સઘ સમસ્તની વતી આભાર માનુ છુ આપ નામદારશ્રી દરેક ધર્મના ફ્રકશનમા ઉત્સાહ અને સતત પ્રેમ દાખવો છો તેનો આ પ્રત્યક્ષ દાખલો છે દરેક ધર્મને આપ પોતાનાજ ધર્મ પ્રમાણે માન આપો છો આપ દયાળુ, કોમળ હ્રદયના અને પ્રજાપ્રેમી નરેશ છો, એથી અમો અમોને ભાગ્યશાળી માનીએ છીએ આપ નામદારશ્રી, બને રાજકુમાર સાહેબ તથા રાજકુટુબ સમેત સુખ સપત્તી અને આરોગ્યમા રહી દીર્ઘાયુષ્ય બનો એજ પ્રભુ પ્રાથના છે મોરબી, તા ૧-૬-૧૯૩૧ સોમવાર

શેઠ વીકમચદ અમૃતલાલ સહી દા પોતે

## આચાર્યશ્રીની દીક્ષાતીથિ ઉજવવાના મેળાવડાની ફતેહ ઇચ્છનાર આવેલ,

# પત્રો.

ધર્મપુર સ્ટેટ
ધર્મપુર ટાઉન,
તા ૩-૬-૩૧

ના ગ. વીકમચદ અમ્રતલાલ

નગરશેઠ, મોરબી

લખવાનુ કે—જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીની દીક્ષાતિથી ઉજવવાના મેનાવડામા પધારવા માટેનું આપનુ આમત્રણ શ્રીમત નેક નામદાર મહારાજા સાહેબની હજુરમા મળ્યુ છે જે માટે

ફરમાન મુજબ આપનો આભાર માનું છું. અને એ તારીખ વ્યતીત થઇ ગઇ છે. તેઓ સાહેબ ધારે છે કે મેલાવડો ઘણીજ સારી રીતે ઉજવાયો હશે અને ભવિષ્યમાં પણ હંમેશા એ પ્રમાણે ઉજવાયા કરે એવું ચાહે છે.

Bhogilal J. Modi.
હજુર પર્સનલ આસીસ્ટન્ટ,
ધર્મપુર સ્ટેટ.

---

રાગ-ભૈરવી ગઝલ.

ધન્ય ધન્ય શ્રી **લવજી સ્વામી** સાધુ પદ શોભાવિયું,
મેળવ્યું **આચાર્યપદ** તે શ્રેષ્ઠ પદ દીપાવિયું, ધન્ય. ૧
સંસાર ત્યાગી સગીર વયમાં, વૈરાગ્ય પંથે વિચરતા,
બાલ **બ્રહ્મચારી** રહ્યા, બહુ થઇ કસોટી તે છતાં ધન્ય. ૨
**ચારિત્ર** નિર્મળ જેહનું છે, પૂજ્ય-ભાવ ધરે સહુ,
જ્ઞાનાભ્યાસ વડે સૌ જનો, માન ધરાવે છે બહુ; ધન્ય. ૩
માંસ મદીરા જીવહિંસા, અનેકને તજાવીયાં,
રાજવંશીઓને પણ સુબોધ કરી છોડાવીયાં; ધન્ય. ૪
(વળી) રાજા મહારાજા ઘણા, સત્સંગ જેનો રાખતા,
ધન્ય છે અવતાર એ, આદર્શ ગુરૂજી છે છતાં; ધન્ય. ૫
મહારાજ શ્રી આ **જેઠમલજી**, શિષ્ય છે એ ગુરૂ તણા,
ધન્ય-ભાગ્ય એવા ગુરૂ મળ્યા, **દીક્ષા** સફળ છે નહીં મણા, ધન્ય. ૬
દીક્ષા તીથી ગુરૂ દેવની જે, જ્યેષ્ઠ વદી દ્વિતિયાજ છે,
આજે અહિં તે **મોરબીમાં** આનંદે ઉજવાય છે; ધન્ય. ૭
ઉપદેશ સદ્ગુરૂનો સદા, સૌ આચરણમાં મૂકશો,
વિનંતિ **પ્રેમ કુબેરની**, નિજ ધર્મ ના કદિ ચૂકશો; ધન્ય. ૮

---



હીઝ હાઇનેસ મહારાજા રાજ સાહેબ શ્રી
અમરસિંહજી બહાદુર કે. સી. આઇ. ઇ. વાંકાનેર.

રમાન મુજબ આપનો આભાર માનું છું. અને એ તારીખ
ાત થઇ ગઇ છે. તેઓ સાહેબ ધારે છે કે મેલાવડો ઘણીજ સ
ાતે ઉજવાયો હશે અને ભવિષ્યમાં પણ હંમેશા એ પ્રમ
જવાયા કરે એવું ચાહે છે.

Bhogilal J. Modi.
હજુર પર્સનલ આસીસ્ટન્ટ
ધર્મપુર સ્ટેટ.

---

રાગ-ભૈરવી ગઝલ.

ન્ય ધન્ય શ્રી લવજી સ્વામી સાધુ પદ શોભાવિયું,
ળવ્યું આચાર્યપદ તે શ્રેષ્ઠ પદ દીપાવિયું, ધન્ય.
ંસાર ત્યાગી સગીર વયમાં, વૈરાગ્ય પંથે વિચરતા,
ાલ બ્રહ્મચારી રહ્યા, બહુ થઇ કસોટી તે છતાં ધન્ય.
ાારિત્ર નિર્મળ જેહનું છે, પૂજ્ય-ભાવ ધરે સહુ,
જ્ઞાનાભ્યાસ વડે સૌ જનો, માન ધરાવે છે બહુ; ધન્ય.
માંસ મદીરા જીવહિંસા, અનેકને તજાવીયાં,
રાજવંશીઓને પણ સુબોધ કરી છોડાવીયાં; ધન્ય.
(વળી) રાજા મહારાજા ઘણા, સત્સંગ જેનો રાખતા,
ધન્ય છે અવતાર એ, આદર્શ ગુરૂજી છે છતાં; ધન્ય.
મહારાજ શ્રી આ જેઠમલજી, શિષ્ય છે એ ગુરૂ તણા,
ધન્ય-ભાગ્ય એવા ગુરૂ મળ્યા, દીક્ષા સફળ છે નહીં મણા, ધન્ય.
દીક્ષા તીથી ગુરૂ દેવની જે, જ્યેષ્ઠ વદી દ્વિતિયાજ છે,
આજે અહિં તે મોરબીમાં આનંદે ઉજવાય છે; ધન્ય.
ઉપદેશ સદ્દગુરૂનો સદા, સૌ આચરણમાં મૂકશો,
વિનંતિ પ્રેમ કુબેરની, નિજ ધર્મ ના કદિ ચૂકશો; ધન્ય.



હીઝ હાઇનેસ મહારાજા રાજ સાહેબ શ્રી
અમરસિંહજી બહાદુર કે. સી આઇ. ઇ. વાંકાનેર.

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની જયન્તિ હીઝ હાઇનેસ મહારાજા રાજ સાહેબશ્રી અમરસિંહજી બહાદુર કે. સી. આઇ. ઇ; ના પ્રમુખપણા નીચે ઉજવવાના મેલાવડાનો અહેવાલ.



**વાંકાનેર**–સંવત ૧૯૮૭ના અષાડ શુદ ૧૧ તા. ૨૫-૬-૧૯૩૧ ના રોજ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની ૭૬મી જયંતી ઉજવવાનો ભવ્ય મેલાવડો વાંકાનેરના મહારાજા રાજ સાહેબ શ્રી અમરસિંહજી બહાદુર કે. સી. આઇ. ઇ.ના પ્રમુખપણા નીચે ભોજનશાળાના વિશાળ મકાનમાં સવારના આઠથી પોણાદશ સુધી કરવામાં આવ્યો હતો. આ વખતે રાજ્યના બધા અમલદારો, હિન્દુ મુસલમાન અઢારેવર્ણની હાજરી અગાઉથી જૈન સંઘ તરફથી આમંત્રણ પત્રીકાઓ કાઢવામાં આવી હતી. મહારાજા રાજસાહેબ પોતાના પાટવી કુમાર શ્રી પ્રતાપસિંહજી સાહેબ સહીત બરાબર આઠ વાગ્યે પધારતાં, કન્યાઓ તરફથી આવકારનું ગીત ગાવામાં આવ્યું હતું. સભાના કાર્યક્રમ પ્રમાણે રા. ખંડેરીઆ મોહનલાલ ભાઇએ પ્રથમ બહાર ગામથી આવેલ જયંતીની ફત્તેહ ઇચ્છનારા તારો અને પત્રો વાંચી બતાવ્યા હતા; જેમાં લીંબડીના નામદાર ઠાકોરસાહેબ, વઢવાણ જૈનસંઘ ચોટીલા જૈનસંઘ, ધાંધલપુર જૈનસંઘ વગેરેના તારો અને ધર્મપુર, મોરબી, વઢવાણ, સાયલા, વળા, થાણાદેવળી અને જેતપુર વગેરેના નામદાર રાજકર્તાઓનાં લગભગ ૧૦ કાગળો વાંચી બતાવ્યા બાદ ટંકારાના વતની સ્વામી દયાનંદ સરસ્વતીના ભાણેજ કવિ પોપટલાલ કલ્યાણજી ખાસ મેળાવડામાં હાજરી આપવા આવી પહોંચતાં તેમના તરફથી આચાર્યશ્રીની સ્તુતિનું ગાયન માલ—કોષમાં ગાવામાં આવ્યું હતું.

તે પછી આચાર્યશ્રીના શિષ્ય વકતા મહારાજશ્રી જેઠમલજી સ્વામીએ સ્વામીજીના જીવન રહસ્યને સ્પર્શતું લગભગ એક કલાક સુધી સુંદર વ્યાખ્યાન આપેલ હતું; અને રા. ખંઢેરીઆએ આચાર્યશ્રીના જીવનની સમાલોચના કરતાં અથથી તે ઇતિ સુધી તેઓએ પોતાની હયાતી દરમ્યાન જે જે સામાજીક અને ધાર્મિક વગેરે કરેલ કાર્યોનો રીપોર્ટ વાંચી બતાવ્યો હતો. આ વખતે મોરબીના નામદાર મહારાજા સાહેબ લખધીરજી બહાદુર તરફથી રૂા. ૫૦ મેલાવડાના પ્રસંગે યોગ્ય સ્થાને વાપરવા માટે આવ્યા હતા; જેમાંથી ઇનામ વગેરે આપવામાં આવ્યા હતા. આ પ્રમાણે સભાનું કામકાજ ઘણીજ શાંતિ અને આનંદભર્યું પૂર્ણ થતાં, જનસંઘ તરફથી રા. ખંઢેરીઆ મોહનલાલ માણેકચંદે મહારાણા રાજ સાહેબનો આભાર માન્યો હતો, અને છેવટે જૈનશાળાની કન્યાઓએ વિદાયગીરીનું ગીત ગાઇ બતાવ્યું હતું. જે પછી આચાર્યશ્રીની સ્તુતિના ગાન વચ્ચે મેલાવડો વિસર્જન થયો હતો, અને મહારાણા રાજ સાહેબે પોતાનો સંતોષ જાહેર કર્યો હતો. હિંદુ મુસલમાને મોટી સંખ્યામાં હાજરી આપી હતી.



# આચાર્યશ્રીએ જીવહિંસા બંધ કરાવી તે વગેરે પરમાર્થિક કાર્યોનું ખંઢેરીયાએ વાંચી બતાવેલ

# સરવૈયું.



૧ જેતપુર-કાઠિઆવાડમાં નામદાર દરબારશ્રીઓને જીંદગીભર શિકાર નહિ કરવા કરાવેલ પ્રતિજ્ઞા અને તે ખુશાલીમાં જેતપુર જૈન સંઘે ચાંદીના કાસ્કેટમાં આપેલ માનપત્ર.

જુઓ માનપત્રની નકલ.

જેતપુર. તા. ૬-૧૧-૧૯૧૧.

---

૨ ચુડા-તાબે જેતપુરના નામદાર દરબારશ્રીને જીંદગીપર્યંત જીવ હિંસા બંધ કરાવવવા ઉપરાંત પર્યુષણ પર્વના આઠ દિવસ ઘાંચી લોકોએ ઘાણી ન ફેરવવા રાજ્યે કાઢેલ સરક્યુલર જેની ખુશાલીમાં ચુડાના મહાજને આપેલ માનપત્ર.

જુઓ માનપત્રની નકલ.

ચુડા-તા. ૨૧ જાન્યુઆરી ૧૯૧૩.

---

૩ બીલખા-કાંચનવાળા તાલુકામાં અગિયારસ અને અમાસ કાયમ પાળવા કરાવેલ ઠરાવ.

જુઓ કુમારશ્રી વજુભા સાહેબનો સરક્યુલર.

બીલખા, તા. ૧૬-૨-૧૩.

---

૪ જામનગર-મહાવીર જયંતિના દિવસે દરીયાકીનારે માછલાની જાળ બંધ રાખવા કરાવેલ ઠરાવ મુજબ અદ્યાપિ પર્યંત મજકુર હિંસા બંધ રહે છે.

જુઓ જામનગર પાંજરાંપોલનું દફતર.

---

૫ જુનગઢ-રાજ્યમાં મુંગા પ્રાણિઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવાનો કરાવેલ સરક્યુલર.

જુઓ જુનાગઢ સોરઠ સરકાર દસ્તુર અમલ પુસ્તક ૫૭ મું અંક ૩ જો સંવત ૧૯૮૦ ના કાર્તિક શુદી ૩ રવીવાર પાનું ૪૮.

---

૬ જામનગરમાં-મુંગા પ્રાણિઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવા કરાવેલ બંદોબસ્ત.

જુઓ જામનગર પોલીસ કમીશ્નરનો પત્ર.

તા. ૨૬-૨-૨૩.

---

૭ જુનાગઢ સ્ટેટના મહાલ નવાગઢમાં દિવાન સાહેબ અમીર શેખ મહમ્મદભાઇ સી. આઇ. ઇ. ને કહિ ગૌ વધ બંધ કરાવ્યો જેથી મજકુર ખુશાલીમાં સાયલાના નામદાર ઠાકોર સાહેબ મદારસિંહજીએ અને વઢવાણ મહાજને આપેલ મુબારકબાદીના તારની નકલો.

સાયલા હજુર ઓફીસ, તા. ૨૫-૫-૧૯૨૫.

વઢવાણ મહાજને કરેલ તાર તા. ૧૯-૮-૨૫.

---

૮ જેતપુર-કાઠિરાજ જાહેર રસ્તા ઉપર બોકડા કપાતા તેમજ મચ્છી વગેરે પરમાટી ખુલ્લી રીતે વેચાતી તે બંધ કરાવી.

જુઓ જેતપુર તાલુકા કોર્ટનો સરક્યુલર. જાહેર ખબર જા. નાં. ૧૫૬૧ તા. ૧૫-૨-૨૫.

---

૯ વઢવાણ શહેર-ઢોરો ઉપર પાડો નહિ મારવા સ્ટેટની બંધીને કાયમ રખાવી.
જુઓ મુંબઇ જીવ દયા મંડલીનો પત્ર વગેરે.

---

૧૦ સાયલામાં દુષ્કાલ પિડિત પ્રાણિઓને રાહત આપવા ઘાસ ચારા માટે નામદાર ઠાકોર સાહેબને ઉપદેશ કરી કરાવેલ ફાળો રૂપિયા ૪૦૦૦ ચાર હજારનો પૈકી અરધો રાજ્યનો અને અરધો પ્રજાનો.
જુઓ કાઠિયાવાડ ટાઇમ્સ બુધવાર માર્ચ ૧૯૧૯.

---

૧૧ મુલીમાં સાયલાની માફક દુષ્કાળ પિડિત પ્રાણીઓને માટે નામદાર ઠાકોર સાહેબની આગેવાની નીચે કરાવેલ ફાળો રૂપિયા ૪૦૦૦ ચાર હજારનો જેમાં અરધા સ્ટેટ અને ભાયાતના અને બાકીના પ્રજાના.
જુઓ મુલી મહાજનની આમંત્રણ પત્રિકા તા.

---

૧૨ ધાંધલપુર, રામપુરા અને ખાટડી વગેરે ગામોમાં દુષ્કાલ પિડિત પ્રાણિઓ માટે ઉપર મુજબ સ્થાનિક અધિકારીઓ અને પ્રજાને ઉપદેશ કરતાં ઘણી સુંદર રાહત મળી હતિ.

---

૧૩ આખા કાઠિયાવાડમાં કાઠિ-રાજપુત અને મુસ્લીમ બિરાદરો, ભાયાતો, તાલુકદારોને ઉપદેશ કરી સેંકડો વ્યક્તિઓને દારૂ, માડી અને જીવ હિંસા બંધ કરાવ્યાં છે.
જુઓ આચાર્યશ્રીના જીવન ચરિત્રની છઠ્ઠી આવૃત્તિ.

---

૧૪ આખા કાઠિયાવાડમાં તદ્દન અંધારામાં રહેલ મહાવીર જયંતીને અંજવાલામાં લાવવા ગામો ગામ વિહાર કરી એક દિવસમાં બબ્બે ગામ ફરી જાહેર બોધ કરી ૨૨૫—ગામમાં તે દિવસે જાહેર અગતા તરીકે પાળવા એટલે કે વેપાર, ધંધા, રોજગાર કાંઇ પણ ન કરવા મહાજનના ચોપડે દસ્તાવેજ કરાવી મહાન દાખલો બેસાર્યો. જેમાં ૧૫ ગામમાં તો રાજના હુકમથી હિન્દુ મુસલમીન કોઇએ તે દિવસે વેપાર, ખેતી વાડી, જીન પ્રેસ વગેરે જાતના ધંધા રોજગાર નહિ કરતાં બંધ રાખવા હુકમ કાઢી જાહેર તહેવાર તરીકે પાલવા કાયમી ઠરાવો કરાવ્યા છે.

---

૧૫ આચાર્યશ્રીની પ્રતિષ્ટા માટે નીચેના રાજ્યોમાં થએલ સરક્યુલરો વાંચકની જાણ માટે અહિં ટાંકી હું મારૂં વાંચન બંધ કરીશ.

જુનાગઢ, ધ્રાંગધ્રા, લીંબડી, વઢવાણ અને સાયલા વગેરે રાજ્યોમાં તેઓશ્રીને પોતપોતાના દરબારી ઉતારામાં ઉતરવા આપવા સરક્યુલરો કાઢવામાં આવેલ છે.

વિનતિ સેવક.
**મોહનલાલ માણેકચંદ ખંઢેરીયા.**

---

## હીઝ હાઇનેસ મહારાણા રાજ સાહેબ બહાદુર અને નામદાર યૂવરાજ સાહેબ !

આજ રોજ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની ૭૬ મી જયન્તિ ઉજવવાના મેલાવડામાં આપ નામદારોએ પોતાનો કિમ્મતિ વખતનો ભોગ આપી અમને આભારી કર્યા છે. આપ

નામદારે પધારી અમારા આજના પવિત્ર મેલાવડાને શોભાવ્યો છે. આપ નામદાર મુળથીજ આચાર્ય તરફ માન ભરી નજરથી જોતા આવ્યા છો તે સર્વ કોઇના જાણવા બહાર નથી. આપ દયાળુ રાજકર્તા માટે અમને માન ઉત્પન્ન થાય છે. અમે ઇચ્છીએ છીએ કે આપ નામદાર આવા માંગલીક પ્રસંગમાં દરેક વખત પધારી પ્રસંગને વિભૂષિત બનાવશો એવી આશા સાથે જૈન સંઘ તરફથી હું આપ નામદારનો પુન ઉપકાર માનું છું. અને પરમાત્મા પ્રત્યે અરજ કરૂં છું. કે આપ ખુદાવિન્દ અને રાજ કુટુમ્બ સર્વદા સુખી અને ખુશી રહો. અસ્તુ.

વાંકાનેર, તા ૨૫–૯–૩૧

વિનંતિ સેવક,

**મોહનલાલ માણેકચંદ ખઢેરીયા.**

## આચાર્યશ્રીની જયન્તિના મેલાવડાની ફત્તેહ ઇચ્છનારા આવેલ તારો અને પત્રોનું લીસ્ટ.

### તારો.

No. 5

| Date | Hour | Minute |
|---|---|---|
| 25 | 9 | 50 |

Mount Abu.

ain Sangh Vankaner K.

Am with you all with my heart and soul

in Layji Swami's Samvatsari Ochhov. Please convey message to Jethmalji Swami.

Thakoresaheb, Limbdi.

---

No. 13

| Date | Hour | Minute. |
|---|---|---|
| 24 | 12 | 45 |

Wadhwan City.

Sthankvasi Sangh Vankaner K.

Wish all success pujya Lavji Swami anniversary gathering.

Dosa Lalchand Sangh.

---

No. 6

| Date | Hour | Minute |
|---|---|---|
| 25 | 10 | 55 |

Junagad.

Khanderia Mohanlal,

*Jain Sangh Vankaner K.*

Inattendance unforeseen circumstances wish every success hearty congratulations.

Thakershi and Mansing.



No. 12
Date Hour Minute.
24 8 25
Chotila.

Jain Sangh Vankaner K.

Heartily wish success for Shreeman Lavji Swami birthday meeting.

Jain Sangh.

---

No. 3
Date Hours
24 8
Dhandhalpur—Sayla.

Jain Sangh Vankaner K.

Hearty wishes success for Shreeman Lavji Swami's birthday meeting.

Jain Sangh Dhandhalpur.

---

## પત્રો.

મોરબી હજુર ઓફીસ, તા. ૧૯-૬-૩૨.

જૈનસંઘ હા. ખટેરીયા મોહનલાલભાઇ
વાંકાનેર.

નામદાર ઠાકોર મહારાજા સાહેબના ફરમાનથી આપને લખવાનું કે હાલમાં ત્યાં જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની જયન્તિ

( જન્મ દિવસ ) ઉજવવાના પ્રસંગ માટે રૂા. ૫૦ અંકે પચાસ આ સાથે મોકલવામાં આવેલ છે તેનો ઉપયોગ પૂજ્ય મહારાજ શ્રી જેઠમલજી સ્વામીજી આજ્ઞા કરે તે પ્રમાણે કરશો. પરમ પૂજ્ય સ્વામીજીને દંડવત્ કહેશો. એઓને ખુશીમાં હોવા ચાહું છું.

ભાણુજી,
હજુર પ્રાઇવેટ સેક્રેટરી,
મોરબી સ્ટેટ.



## શ્રી હજુર ઓફીસ, ધર્મપુર, જીલ્લો સુરત.

તા. ૨૨–૬–૩૧,

**શ્રી વાંકાનેર સ્થાનકવાસી જૈનસંઘ, વાંકાનેર.**

જૈનાચાર્ય શ્રીમાન્ **લવજી સ્વામીની** જયન્તિ ઉજવવાનો મેલાવડો તા. ૨૫–૬–૩૧ ના રોજ હોઇ તમોએ શ્રીમંત નેક નામદાર મહારાજા સાહેબની હજુરમાં આમંત્રણ કાર્ડ મોકલ્યું તે માટે આપનો ફરમાન મુજબ આભાર માનવામાં આવે છે અને જણાવવાને દીલગીર છું કે એ વખતે શ્રીમાન્ નેક નામદાર મહારાજા સાહેબને બીજી જગોએ રોકાણ હોઇ આવવાનું બની શકે તેમ નથી,

Bhogilal J. Modi,
હજુર પર્શનલ આસિસ્ટન્ટ,
ધર્મપુર સ્ટેટ.

ધી હજુર ઓફીસ વઢવાણ સ્ટેટ તા. ૨૦-૬-૩૧.

પૂજ્ય સ્વામી શ્રી જેઠમલજી મહારાજ

વાંકાનેર.

જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની જયન્તિ ઉજવવાનો મેલાવડો તા. ૨૫-૬-૩૧ ના રોજ હોઇ તે પ્રસંગે નામદાર મહારાજા ઠાકોર સાહેબ બહાદુરને ત્યાંના જૈન સંઘે આમંત્રણ મોકલેલ જેના માટે તેઓ નામદાર ઘણા ખુશી થયા છે. અને જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની જયંતીનો મેલાવડો ફતેહમંદ રીતે પસાર થાય તેમ તેઓ નામદાર ઇચ્છે છે.

સેવક

ભીમજી,

બી. એ. એલ એલ. બી.

( દિવાન સાહેબ, વઢવાણ સ્ટેટ. )

---

સાયલા, તા. ૧૯-૬-૩૧.

શ્રી જૈનસંઘ. વાંકાનેર.

લખવાને આનંદ થાય છે કે જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી જેવા જૈનજૈનેત્તર વર્ગમાં પોતાની પ્રતિષ્ઠા ધરાવનાર મહાત્માની સંવત્ ૧૯૮૭ ના અષાઢ શુદી ૧૧ની ૭૬ મી જયંતી હોવાથી તેમના ઉત્સવના મેલાવડાની અંતઃકરણપૂર્વક ફતેહ ઇચ્છીએ છીએ.

મદારસિંહજી,

ઠાકોર સાહેબ, સ્વસ્થાન સાયલા.

---

# પત્રોનું લીસ્ટ.

| | |
|---|---|
| ૫ નેક નામદાર ઠાકોર સાહેબ | વળા. |
| ૬ નેક નામદાર ઠાકોર સાહેબ | |
| ૭ નેક નામદાર દરબાર સાહેબ | થાણાદેવલી. |
| ૮ નામદાર દરબાર શ્રી ચાંપરાજ વાળા સાહેબ | જેતપુર |
| ૯ નામદાર દરબાર શ્રી એભલ વાળા સાહેબ | જેતપુર. |
| ૧૦ નામદાર દરબાર સાહેબ | ગવરીદડ. |
| ૧૧ નામદાર દરબાર સાહેબ | ગઢકા. |
| ૧૨ નામદાર દરબાર સાહેબ | સાપુર. |
| ૧૩ કુમાર શ્રી જોરાવરસિંહજી સાહેબ | જામનગર. |
| ૧૪ રાણા શ્રી જાલમસિંહજી સાહેબ | વઢવાણ. |
| ૧૫ કુમાર શ્રી વિજયસિંહજી ઉર્ફે વજુભા સાહેબ મેનેજર | દસાડા. |
| ૧૬ દરબાર શ્રી રણજીતસિંહજી ગોહિલ | ભીમડાદ. |
| ૧૭ રાણા શ્રી દોલતસિંહજી | કંથારીયા. |
| ૧૮ રાણા શ્રી વખતસિંહજી માજી થાણદાર સાહેબ | લાલીઆદ. |
| ૧૯ રાણા શ્રી ગુમાનસિંહજી સોલ્ટ ઓફીસર સાહેબ | ઝીંઝુવાડા. |
| ૨૦ દરબાર શ્રી ખાચર સોજભાઇ | ચોટીલા. |
| ૨૧ કુમાર શ્રી રાણીંગવાળા | ચીત્તળ. |
| ૨૨ દરબાર શ્રી બાબી એદીલખાનજી સરદારમહમ્મદ-ખાનજી ભાયાત | જુનાગઢ. |
| ૨૩ અમીર ફેજદીનમીયાં મકબુલમીયાં | જુનાગઢ |
| ૨૪ દરબાર શ્રી જાડેજા ગોપાળસિંહજી | ગણોદ. |
| ૨૫ દરબાર શ્રી રાણા રણવીરસિંહજી | સિધાવદર. |

૨૬ જાડેજા સદાભાઇ તથા ભાભાજીભાઇ સાતુડ

૨૭ જાડેજા બાલુભા ર્‍વુભા મ્હાલકારી સાહેબ જામજોધપુર

૨૮ કર્નલ સરદારસિંહજી ગોહિલ એો બી આઇ નેટીવ ટયુટર એન્ડ ગાર્ડીયન નામદાર શાહજાદા સાહેબ જુનાગઢ.

૨૯ જાડેજા હરીસિંહજી મચ્છિનાળા.

૩૦ રાણા શ્રી જીતસિંહજી મ્હાલકારી ચરાડવા

૩૧ ખાચર શ્રી દાનભાઇ કાથડ આણંદપુર.

૩૨ રાણા શ્રી કાલુભા બન્નેસિંહજી ઠાકોર લાખડી.

૩૩ કુમાર શ્રી દીનાનરસિંહજી વણા

૩૪ રાણાશ્રી હાનુભા સુનુભા પચકારિ રોજદાર સાહેબ કેન્દ્ર—આધોઇ

૩૫ ચુડાસમા જઠુભા ખુમાનસિંહજી મ્યુનીસીપાલ એોડીસર સાહેબ જેતપુર

૩૬ ન રા મકવાણા દેશનભાઇ અમનભાઇ ઓનરરી સેક્રેટરી કાઠિયાવાડ કા રાજપૂત સમાજ ભડના

૩૭ હિમ્મતસિંહ બી રાણા મ્યુનીસીપાલ સેક્રેટરી પાલણપુર

૩૮ રાવબહાદુર મણિશંકર ત્જારામ ત્રિવેદી બી,એ એન એન બી માજી દફતરદાર સાહેબ કાઠિયાવાડ એજન્સી વઢવાણ-શહેર

૩૯ રા રા પ્રેમશંકર કુબેરજી બી એ એન એન બી, સરન્યાયાધિસ સાહેબ મોરબી

૪૦ રા રા દુવારકાદાસ લાલજી સરૈયા બી એ એન એન બી જામદારખાતાના ઉપરી જામનગર

૪૧ રા રા અમૃતલાલ ઉમેદચંદ મ્હેતા ન્યાયાધિસ સાહેબ ચુડા

૪૨ રા રા ઉકાભાઇ ગોપાળજી મ્હેતા માજી જ્યુડીશીયલ કારભારી સાહેબ લીંબડી

૪૩ રા રા મણિલાલ હકિમચંદ ઉદાણી એોમ એ એન એન બી એડવોકેટ હાઇકોર્ટ હજુર નાગ્જ(ર)

૪૪ રા. રા. દુરમહમ્મદભાઇ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ પાલીતાણા.
૪૫ રા. રા. વીકમચંદ અમૃતલાલ નગર શેઠ મોરબી.
૪૬ જૈન સંઘાણી સંઘ રાજકોટ.
૪૭ જૈન સંઘ થાન.
૪૮ જૈન સંઘ રામપુરા.
૪૯ જૈન સંઘ ખેરવા.
૫૦ રા. ગ. દુર્લભજી ત્રિભુવન ઝવેરી જયપુર.
૫૧ કોઠારી જીવણ કરશન વઢવાણ.
૫૨ ગોવિન્દજી આણંદજી નગરશેઠ ભાડલા
૫૩ શાહ મોતીલાલ ખિમચંદ ચોટીલા.
૫૪ પારેખ હરીલાલ ગુલાબચંદ ચોટીલા.
૫૫ કામદાર ધનજી લીલાધર ધાંધલપુર.
૫૬ હુરજીવનદાસ નાગરદાસ રામપુરા.
૫૭ ગઢવી મુલુ હરસુર આર્ટિસ્ટ જાંબુડા.
૫૮ ઠક્કર છગન નાનજી . ભાડલા.

## ગાયન.

રાગ—આશાવરી.

સંત પુરૂષનાં જીવન જગતને અતિ ઉપકારક દાન,
એમ જયન્તિ જગહિત કાજે ગુણવર્ધક ગુણગાન.

જગતમાં એજ અમીરસ પાન,
એજ છે સાચું જીવનજ્ઞાન.
જગતને અતિ ઉપકારક દાન સંત એમ, ૧

વેજલકામાં નરસિંહ કુળે, કેસર કુખ અવતાર,
લવજી સ્વામી સંને ઉજાળ્યુ, કુળ તજી સંસાર.

ઇને **ધર્મ** બોધના દાન,
ગાઇ ગવરાવી **વીરનાં** ગાન,
**જગતને** અતિ ઉપકારક દાન. સંત એમ ૨

કેંક જનોને બોધ દઇ તજવા **જીવ** હિંસા પાપ,
પરિશ્રમ **પ્રાણિ** રક્ષણ કાજે, એજ **જીવનનો** જાપ,

ગાઇ ગવરાવી **દયાના** ગાન,
બચાવ્યા કેંક **પ્રાણિના** પ્રાણ

**જગતને** અતિ ઉપકારક દાન. સંત એમ. ૩



### શ્રી મહાવીરાય નમઃ

## જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્વર્ગારોહણ તીથિ ઉજવવાનો તૃતીય વાર્ષિક મેલાવડો રા. રા. દલપતરામ ભગવાનજી શુકલ બૅરીસ્ટર-ઍટ-લૉ ના પ્રમુખપણા નીચે થયેલ તેનો અહેવાલ.



રાજકોટ—વીર સંવત ૨૪૫૮ વીક્રમ સંવત ૧૯૮૮ ના કારતક શુદી બિજ ને વાર બુધ, તા. ૧૧-૧૧-૩૧ ના રોજ રાજકોટના સુપ્રસિદ્ધ બેરીસ્ટર ગ. રા. દલપતરામ ભગવાનજી શુકલના પ્રમુખપણા નીચે દસા શ્રીમાલી વણિકની ભોજનશાળામાં સવારના આઠથી સાડા દસ સુધી કરવામાં આવ્યો હતો. અગાઉથી જૈન સંઘ તરફથી આમંત્રણ કાર્ડ કાઢવામાં આવ્યા હતા. બરાબર આઠ બજે પ્રમુખ સાહેબ આવી પહોંચતાં સર્વેએ ઉભા થઇ પ્રમુખનું સ્વાગતમ કર્યું હતું. પ્રમુખ સાહેબ અને શહેરના પ્રતિષ્ઠિત સદસ્યો, અમલદારો, વકીલો, બેરીસ્ટરો અને અન્ય ગૃહસ્થો જૈનો જૈનેત્તર પુરૂષો અને સ્ત્રીઓ મળી બેહજાર ઉપરાંત સભાજનોની ભવ્ય મેદની જામી હતિ, જેમાંના રા. રાવબહાદુર મસુરેકર બેરીસ્ટર, જુનાગઢના માજી દિવાન રાવ સાહેબ ત્રિભુવનરાય ફુલેરાય રાણા. બી, એ, એલ એલ. બી, પાલણપુર, ગોંડલ અને મોરબીના માજી દિવાન ગ. રણછોડલાલ ધનગાનદાસ પટવારી. ગવર્નમેન્ટના રીટાયર્ડ ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ રા. હિરાલાલ મહેશભાઈ અંજારીઆ. બી. એ. એલ એલ, બી., રાજકોટ સ્ટેટના

પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ ખાન સાહેબ ફતેહમહમ્મદખાન, સ્ટેટના રેવન્યુ સેક્રેટરી રા રામજી ભીમજી અને રા. ડમરી પારસી ગ્રહસ્થ તથા રામકૃષ્ણ આશ્રમના સ્થાપક સ્વામીજી ભવેશ્વરાનંદજી અને વઢવાણ સ્ટેટના વહિવટદાર ગોવિન્દસિંહજીભાઇ વગેરે મુખ્ય હતા. સભાના કાર્યક્રમ પ્રમાણે પ્રમુખશ્રીની દરખાસ્ત મુકનાર રાજકોટના પ્રસિદ્ધ શહેરી રા. રા. કરશનજી મુલચંદના નબીરા રા. લાભશંકર નરભેરામ મહેતા બી. એ. એલ એલ બી. એડવોકેટ અને સોલીસીટર હતા. અનુમોદન રા. મોદી સુખલાલ છોટાલાલ વકીલ. બી. એ, એલ એલ. બી. નું હતુ. આચાર્યશ્રીની સ્તુતિ સંસ્કૃતમાં રા. રા. શાસ્ત્રીજી ગુલાબરાય કલ્યાણરાય હાથી સદ્ધર્મ ભાસ્કર, વિદ્યાવારિધિ તત્વદર્શી, ભા. ધ. મ મ. કાશિ અને ધર્માધિકારી રાજકોટ હિન્દુ સનાતન ધર્મ સભા અને શાસ્ત્રી રાજકુમાર કોલેજ. મિનિટ ૧૦ સુધી કરી હતિ. ત્યાર પછી આચાર્યશ્રીનુ ગાયન મણિયાર ચંદુલાલ અભેચંદ સંગીત શિક્ષક પોતાની કૃતિ ગાઇ બતાવી હતિ. એ પછી મુખ્ય વકતાઓ પૈકી રા રા. વકીલ મણીલાલ હાકેમચંદ ઉદાણી એમ, એ. એલ એલ બી. એડવોકેટ સ્વામીજીનું જીવન રહસ્ય એ વિષય ઉપર સુંદર અને સચોટ રીતે કહિ બતાવ્યુ હતું. જે પછી ગાયન—જુનાગઢના માર્હુમ નવાબ સાહેબ રસુલખાનજીના પાસે ભજન ગાનાર રા. મેર કેશવભકત કે જે સ્વામીજીના તરફ પૂજ્યભાવ ધરાવે છે અને ગઇ સાલ જુનાગઢ બીજા વાર્ષિક મેલાવડા વખતે હાજર હતા તેમણે પોતાના બુલંદ અવાજથી ગાઇ બતાવ્યું હતું. ત્યાર પછી બીજા વકતા રાજકોટ પ્રજાપ્રતિનિધિ સભાના પ્રમુખ રા રા. વકીલ કાલિદાસ મોતીચંદ પારેખ બી. એ. એલ એલ. બી તેમણે "સ્વામીજીનુ આચાર્યત્વ" એ વિષય ઉપર ઘણુજ વિદ્વતાભર્યું સહૃદય ભાષણ કર્યું હતું. તે પછી કેશવભકતના ગાયન પછી રા. ગ. પ્રમુખ સાહેબે પ્રૌઢ, વિદ્વતાભર્યું, અને મનનીય વ્યાખ્યાન આપ્યુ

હતુ. અને સભાની ફતેહ ઇચ્છનારા મહાગામથી આવેલ મુબારક-બાદીના તારો અને પત્રો વાંચી બતાવ્યા હતા જેમા વઢવાણ, જેત પુર કાથિ, ચોટીલા અને ગમપુરાના તારો ઉપરાંત જૈન સઘ જામનગર ધોરાજી, મોરબી અને કર્નલ સરદારસિંહજી ગોહિલ ઓ બી આઇ, ટયુટર એન્ડ ગાર્ડીયન નામદાર શાહજાદા સાહેબ જુનાગઢ ગ ગ નુલજીભાઈ બી એ એલ એલ બી દિવાન સાહેબ વાંકાનેર ગ રા માનસગ મગલજી મહેતા સેક્રેટરી ટુ ધી કાઉન્સીલ જુનાગઢ સ્ટેટ, દરબારશ્રી બામી મુરતુજાખાનજી ભાયાત જુનાગઢ બામણગઢ તાલુકદાર, રા ગ દુર્લભજી ત્રિભુવન ઝવેરી જયપુર રા રા જગજીવન ત્રિકમજી કોઠારી બી એ એલ એલ બી તેજુરી ઓફીસર ગોંડલ ઉર્ફે ઓલીયા જેમી રા રા ખાનબહાદુર નસરવાનજી બેજનજી ડમરી બી એ એલ એલ બી માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ અને જસદણના એડવાઇઝર વગેરેના પત્રો વાંચી બતાવ્યા હતા તે પછી ગાયન— શાન્તિલાલ ત્રિભુવનદાસ ભટે ગાયા બાદ પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાની દરખાસ્ત ગ. રા રતીલાલ અભેચદ મણિયાર બી એ એલ એલ બી ની વતી તેમના બન્ધુ મણિભાઇ તરફથી મુકવામા આવતા રા ગ ચુનીલાલ નાગજી વહોરા ઓનરરી જૈન સ્થાનકવાસી સઘના સેક્રેટરીએ અનુમોદન આપ્યુ હતુ એ પછી રાજકોટ રાજ્યના દસોંદી કવિરાજ કાલુદાન જેઠાભાઈએ આચાર્યશ્રીની કવિતા ગુણાનુવાદની પોતાની બનાવેલી વ્રજભાષામા ગાઇ બતાવી હતિ છેવટ જૈન કન્યાઓ તરફથી વિદાયગીરીનુ ગિત ગાઇ બતાવ્યુ હતુ આ વખતે મેર કેશવભકતને રાજકોટ જૈન સઘ તરફથી આચાર્યશ્રીની યાદગીરી માટે એક ચાંદ ( મેડલ ) પ્રમુખ સાહેબના હાથથી આપવામા આવ્યો હતો અને જૈન વૉલન્ટીયરો કે જે મ્હોટી સખ્યામા સભાની શાન્તિ જાળવવા ચાંદીના બીલ્લા વાળા પીળા પટા ધારણ કરી ઉભા હતા તેમને પણ એક મહારાજા

તરફથી ભેટની બુકો પ્રમુખે વ્હેંચી આપી હતિ, છેવટ આચાર્યશ્રીના યશોગાન વચે મેળાવડો સહર્ષ વિસર્જન થયો હતો.



**પૂજ્ય સ્વામીજી, ભાઇઓ અને બ્હેનો,**

જૈનાચાર્ય **શ્રીમાન લવજી સ્વામીની સ્વર્ગારોહણની તીથિ** ઉજવવાનો આજનો મેળાવડો શ્રી **જૈન સંધાણી સંઘ** તરફથી બોલાવવામાં આવ્યો છે અને તેના **પ્રમુખ** તરિકે રાજકોટના જાણીતા **બારિસ્ટર શ્રીયુત્ દલપતરામભાઈ શુકલે** કામ કરવા કબુલ કર્યું છે, તે પત્રિકામાં છે છતાં શિષ્ટાચાર મુજબ પ્રમુખની દરખાસ્ત મુકવાનુ મને કહેવામાં આવ્યું છે અને તે મુકતાં મને ઘણો આનંદ થાય છે. શ્રીયુત્ દલપતરામભાઇ કાઠિયાવાડના જાણીતા બારિસ્ટર છે. કાઠિયાવાડ હિતવર્ધક સભાના પિતા છે. પોતે વયોવૃધ્ધ છે. જ્ઞાનવૃદ્ધ છે અને આજનું પ્રમુખપદ લેવા કબુલ્યું છે તે બતાવે છે કે તેઓશ્રીને જનતાની બનતી સેવા કરવાના કોડ છે. આ જૈન મેળાવડાને આવા જૈનેતર પુરૂષની પ્રમુખ તરીકેની સેવાનો લાભ મળ્યો છે તે નાની વાત ન ગણાય. શ્રીયુત્ દલપતરામભાઇ આજની સભાનું પ્રમુખસ્થાન લ્યે એવી મારી દરખાસ્તને આપ સહર્ષ વધાવી લેશો.

**લાભશંકર નરભેરામ મ્હેતા.**

બી. એ. એલ એલ બી. સોલીસીટર

રાજકોટ.

---

## શ્રીમાન્ લવજી સ્વામીનું જીવન રહસ્ય.

**લવજી સ્વામીનો જન્મ વેજળકા ગામમાં સં. ૧૯૧૨ ની** સાલમાં **નરસિંદાસ** નામના વેપારીને ત્યાં ભાવસાર જ્ઞાતીમાં થયો હતો. બચપણથીજ મ્હારાજશ્રી ઘણા બુધ્ધિશાળી, સદ્ગુણી અને

ચચળ હતા તેમનુ હૃદય નદ્દ અને ભક્તિમય હતુ અને પુર્વના સંસ્કાર હોવાથી બચપણમાથીજ કોઇ સતપુરૂષને દેખતા તો તુરત તેમના તરફ સપ્રેમ દોડી જતા અને તેમનો ઉપદેશ પ્રેમપુર્વક શ્રવણ કરતા

એ તેમને લીંબડી સપ્રદાયના સ્થાનકવાસી જૈન મહાત્મા છવરાજજી સ્વામીનો સત્સગ થયો અને તેઓ પળાલી ગામમા પધાર્યા ત્યારે તેમના બોધનો લાભ શ્રી લવજી સ્વામીએ લીધો અને તેમનુ હૃદય સસ્કારી હોવાથી તેમના હૃદયમા વૈરાગ્યના બીજ રોપાયા સ્વામીજીને વૈરાગ્ય થતા પોતાના ભવિષ્યના ગુરૂ સાથે એ ઉમેદવાર તરીકે ફરવા લાગ્યા સાયલા મુકામે પધારતાં મર્હુમ ઠાકોર સાહેબ કેસરીસિહજીનો મેળાપ થયો તેઓએ લવજી સ્વામીને બાનાની બાળ વયમા દીક્ષા નહીં લેવા સમજાવ્યા ત્યારે સ્વામીજીએ કહ્યુ કે દુનીયા એ એક નાટકની રગભૂમિ છે, અને દુનીયા દુ ખથી ભરેલી છે અને તેમા કાઇ સાર નથી વગેરેથી નામદાર ઠાકોર સાહેબને ખાત્રી થઇ કે સ્વામીજીને ખરેખરો વૈરાગ્ય પ્રાપ્ત થયેલ છે

## વૈરાગ્યની કસોટી.

સ્વામીજી વઢવાણ તાબાના ગામ રામપુરામા પધારતા દીક્ષામહોત્સવ કરવા નક્કી થયુ પરતુ વઢવાણના પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ બચપણની દીક્ષાથી વિરૂધ્ધ હોવાથી બધ કરવા હુકમ કર્યો અને સ્વામીજીને દરબારગઢમા બાનાની કસોટી કરી, પરતુ સ્વામીજી કોઇપણ રીતે ડગાયા નહીં અને છેવટે ફોજદારે અનુમતિ આપી અને દીક્ષામહોત્સવનો વરઘોડો પોતા તરફથી ચડાવી સ ૧૯૨૪ ના જેઠ સુદ બીજના રોજ ૧૨ બાર વર્ષની ઉમરે દીક્ષા ગ્રહણ કરી અને બાર વર્ષની નાની ઉમરે બાળબ્રહ્મચારી થઇ સસારનો ત્યાગ કર્યો

## સ્વામીજીનો શાસ્ત્રાભ્યાસ.

સ્વામીજીએ નાની ઉંમરથીજ શાસ્ત્રોનો બરાબર અભ્યાસ કરવા માંડયો અને મનની એકાગ્રતાથી સુત્રો વાંચવા લાગ્યા. ટુંક વખતમાં સ્વામીજીએ દશવિકાલીક, ઉતરાધ્યયન, નીરાવલીકા, અણુતરોવવાય, અંતગડ અને આવસ્યકાદિ પદ્ય બંધી ગ્રથોના ૪૦૦૦ શ્લોકો અને બીજા હજારો ગદ્ય બંધી શ્લોકો કંઠાગ્રે કર્યાં અને વિશાળ જ્ઞાન સંપાદન કર્યું. જ્યાં જ્યાં ચાતુર્માસ જાય ત્યાં વ્યાખ્યાન આપવા લાગ્યા. તેમના ઉપદેશની અસર પ્રથમ માણેકચંદભાઈ ઉપર થઇ અને તેઓ સંવત ૧૯૩૫માં અમદાવાદમા દીક્ષા લઇ શિષ્ય થયા અને સં. ૧૯૪૦ માં દેવલોક પામ્યા. આ સમયે સ્વામીજીના ગુરૂ ગોવર્ધનજી સ્વામી બીમાર થયા અને ઘણાં ઉપચારો કર્યાં છતાં, સ. ૧૯૪૬ ના અસાડ શુદ ૮ ના રોજ તેઓએ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી સ્વર્ગમાં પ્રયાણ કર્યું.

## કાઠિયાવાડમાં વિહાર.

સંવત ૧૯૪૭ની સાલમાં સ્વામીજીએ કાઠિયાવાડમાં પ્રયાણ કર્યું. આરામનો ત્યાગ કરી “વસુધૈવકુટુંબકમ્” માની સમાજ સેવામાં પોતાની જીંદગી ગુજારવા લાગ્યા. જેતપુરમાં સ્વામીજીની વાણીની અસર હરખચંદ કરમચંદ બાવીસીને થઇ અને મજબુત વૈરાગ્ય થતાં સં. ૧૯૪૭માં જેતપુરમાં તેઓએ દીક્ષા લીધી. અને તેમનુ નામ હરખચંદજી સ્વામી આપ્યું. તેમણે કેટલાક ચાતુર્માસ સ્વામીજી સાથે કરી લીંબડી મુકામે કાળ ધર્મને પામ્યા.

## જેઠમલજી સ્વામીના શિષ્ય તરીકે સ્વીકાર.

ત્યારબાદ સ્વામીજી મુળી તરફ આવતાં સાયલા તાબાના ગામ ખાટડીના રહીશ ક્ષત્રી (રાજપુત) જ્ઞાતિના જેઠીજીએ તેમની વાણીનો બોધ લાગતાં સં. ૧૯૫૮ ના મહા વદ બિજના રોજ રામપુરામાં દીક્ષા

અંગીકાર કરી અને સ્વામીજીએ તેમને જેઠમલજી નામ આપ્યું અને જેઓએ ગુરૂની પાસેથી સદ્‌બોધ મેળવી, ગુરૂની કીર્તિ વધારી.

મણિલાલ હાકેમચંદ ઉદાણી,
ઍમ. એ. ઍલ ઍલ. બી.
હાઈકોર્ટ વકીલ એન્ડ ઍડવોકેટ.

વકીલ કાલિદાસ મે. પારેખનુ ભાષણ લખેલ નહિ હોવાથી અહિ આપી શક્યા નથી.



## મે. પ્રમુખ સાહેબનું મનનીય ભાષણ.

પૂજ્ય સ્વામીજી, બન્ધુઓ અને બ્હેનો !

મ્હારૂં ભાષણ શરૂ કરવા રજા લઉં છું.

લવજી સ્વામિ એક વિદ્વાન સાધુ હતા. મારો પરિચય બહુ નહી પણ મેં તેમની કીર્તિ ઘણે સ્થળેથી સાંભળી છે. તેમનો બોધ અસરકારક હતો અને જૈન ધર્મનાં સિધ્ધાંન્તોથી તેઓ સંપૂર્ણ વાકેફ હતા. તેમના શિષ્ય જેઠમલજી સ્વામિ તેમનું અનુકરણ કરી રહ્યા છે અને લાયક ગુરૂના તે લાયક શિષ્ય છે. અને ગુરૂ તરફનો તેમનો પ્રેમ, સદ્‌ભાવ અને માન ધરાવે છે. તેઓ દર વરસે તેમની સ્વર્ગારોહણ તિથી ઉજ્વી શિષ્ય ધર્મ બજાવે છે.

મારે કહેવું જોઇએ કે હુ સ્થાનકવાસીના કેટલાક સાધુઓને મળ્યો છું. અને મને વાતના પ્રસંગો પણ સુભાગ્યે મળ્યા છે. તે સાધુઓએ મારા મન પર તેમની વિદ્વતા અને ધર્મ સેવાની સારી છાપ પાડી છે. લવજી સ્વામિ જેવા બીજા વધારે સાધુ હોય તો તમારો મત પ્રકાશમાં વિશેષ આવે અને તે વિરૂધ્ધ જે કંઇ લોક [illegible]કા હોય તે ખોટી પડે. આને માટે સાધુઓને ઉચ્ચ કેળવણીની [illegible]ર છે. તેઓનું શાસ્ત્રીય જ્ઞાન ઉંચા પ્રકારનું હોવું જોઇએ પોતાન

એકના ધર્મના સિધ્ધાંતનોજ ફક્ત અભ્યાસ નહી કરતાં અન્ય મતોનો અને શાસ્ત્રોનો તેમજ અમારા હિંદુ ધર્મના ષડ દર્શન છે તેમાં સાંખ્ય અને વેદાંતનો ખાસ કરીને તેઓએ અભ્યાસ કરવો જોઇએ. હુ સાખ્યનો સમાવેશ એટલા માટે કરૂ છુ કે તમારા ધર્મના ઘણાં તત્વો સાંખ્યને મળતાં છે. કેટલાક વિદ્વાનોનાં મત તો તે તત્વો સાખ્ય પરથી લેવામાં આવ્યાં હોય એમ લાગે છે. ગમે તેમ હોય પણ આપણા ધર્મ બોધક ફક્ત પવિત્રજ નહી પણ કુશળ વિદ્વાન અને આપણા ધર્મ શાસ્ત્રોના અભ્યાસી હોવા જોઇએ.

ઘણા જૈનો દીક્ષા દેવા બહુ આતુર હોય છે. તે વાસ્તવિક હશે પણ જેને દીક્ષા આપવામાં આવે તે પુરૂષ કે સ્ત્રી દીક્ષા લીધા પછી ધર્મગુરૂ તરીકે તેનામાં જે વિદ્વતા હોવી જોઇએ, તે પ્રાપ્ત કરવાની તેનામાં શક્તિ છે કે નહી તે પણ જોવુ જોઇએ. આપને હુ જણાવીશ કે જે વિદ્વતા શ્વેતાંબર જૈન સાધુઓમાં છે તે તમારા સાધુઓમાં ( અમુક બે ત્રણ સિવાય ) નથી તો તમો ખાટું નહી લગાડો તમારો મત ગુજરાત અને કાઠિયાવાડમાં સંવત ૧૫૩૧ ના અરસામાં પ્રવર્તન થયો એમ ઐતિહાસિક પ્રમાણ છે અને તેનુ માન અમદાવાદના લોંકાશાને આપવામાં આવે છે. તે પહેલાં પણ તે પંજાબમાં પ્રવર્તન હતો એમ મને કહેવામાં આવ્યું છે પણ તેનો ઐતિહાસિક દાખલો મારે હાથ લાગ્યો નથી. ગમે તેમ હોય પણ જેવા શ્વેતાંબર જૈનોમાં મહાન આચાર્યો થઇ ગયા છે તેવા તમારામાં હજુ કોઇ થયાનું મારા જાણવામાં નથી મહાન્ વિદ્દદ્વર્ય શ્રીમાન્ હેમાચાર્યનું નામ કોણે સાંભળ્યું નથી ? એતો ગુજરાતના એક અમૂલ્ય રત્ન છે. હિરવિજય સુરીનું નામ પણ તમોએ સાંભળ્યુ હશે. તેઓ અકબર પાદશાહ પાસે થોડા વર્ષ રહ્યા હતા, અને તેમની સભામાં જુદા જુદા ધર્મો વિષે જે વિવાદ થતાં તેમાં જૈન ધર્મ વિષે એવી તો ઉત્તમ છાપ પાડી હતી કે અકબર બાદશાહે

તેમને એક ફરમાન આપી શત્રુંજય, સમેતશિખર, આબુ, ગિરનાર વગેરે સ્થળો જૈનના છે એવો પરવાનો આપ્યો હતો. તેમનું જન્મ વૃતાંત રસમય સંસ્કૃત કવિતામા લખાયેલું હજુ પણ સુપ્રસિદ્ધ છે. આના વિદ્વાનો તમારી જૈન ધર્મની શાળામા પણ નીવડે એને માટે તમારા સાધુઓ તથા તમોએ પુરતા પ્રયત્ન કરવા કટીબધ્ધ થવુ જોઇએ જો આમ થશે તોજ તમારા જીવદયા વિગેરે ધર્મના તત્વોનુ જ્ઞાન સઘળી જગ્યામા ફેલાવી શકશો. અને તમારા શ્રાવકોમા પણ જે કોઇ અજ્ઞાન રૂપી અંધકાર હોય તે દુર કરી શકશો જો જૈન ધર્મને બરાબર સમજવામાં આવે તો તે હિંદુસ્થાનમાના ધર્મોમા એક મહાન ધર્મ છે જો તમે એના ઇતિહાસનુ અધ્યયન કરશો તો તે સહેજ જણાઇ આવશે આ વિષય ઘણોજ ગંભીર છે અને તેનો થોડો ઘણો અભ્યાસ મેં કર્યો છે તે જો કે જૈનોની દ્રષ્ટિએ નહિ પણ ઐતિહાસિક દ્રષ્ટિએ અને તેમ કરતા મને જે કાંઇ જાણવામા આવ્યુ છે તે તમોને સંક્ષેપમા જણાવવા રજા લઉં છુ તમારા પોતાના મત પ્રમાણે આ આરામા જૈનના ચોવીસ તીર્થંકર થયા છે. ધર્મ સ્થાપનાર રૂષભદેવ, જે જૈનોમા આદિશ્વર અથવા આદિનાથના નામથી ઓળખાય છે એ તમારા પહેલા તિર્થંકર થઇ ગયા અને જૈન ગ્રંથો સિવાય એમની કથા શ્રીમદ્ 'ભાગવત અને મહાભારતમા પણ છે. તમારા બાવીસમા તિર્થંકર શ્રી નેમીનાથને માટે તો આપણા કાઠિયાવાડે તો ખાસ ગૌરવ ધરાવવા જેવુ છે તેઓ શ્રીકૃષ્ણના સમકાલીન અને સગા હતા અને આખો ગિરનાર એના નામને લઇને પવિત્ર છે શેષા વનમા તેમને બોધી પ્રાપ્ત થઇ હતી અને તેમનું નિર્વાણ પણ ગિરનારની પાંચમી ટુંક પર થયુ હતુ.

પછીના તિર્થંકર શ્રી પાર્શ્વનાથને યુરોપીઅન વિદ્વાનો અને ખાસ કરીને જૈન ધર્મનો અભ્યાસી જર્મન વિદ્વાન જેકોબી જૈન ધર્મના પ્રથમ પ્રવર્તક તરીકે ગણે છે અને ચોવીશમા તિર્થંકર

શ્રી **મહાવીરસ્વામીએ** એ ધર્મને હાલનુ સ્વરૂપ આપ્યાનુ તેઓ કહે છે તેઓ **પાર્શ્વનાથના** કાળ ઇ સ પહેલાના નવમા સૈકામા મુકે છે, ગમે તેમ હોય તો બુદ્ધ પહેલા જૈન ધર્મના ટીબેટમાથી જે પુરાણા પુસ્તકો હાથ લાગ્યા છે તે પરથી એટલુ તો સિદ્ધ થયુ છે કે શ્રી **મહાવીર** અને બુધ્ધ પહેલા જૈન ધર્મના અનુયાયીઓ હિદુસ્થાનમા હતા ત્યારે તેઓ જૈન તરીકે નહો પણ **નિગ્રન્થ** તરીકે ઓળખાતા હતા અને આ નિગ્રન્થ નામ **અશોકના** વખતમા પણ જૈનોને આપનામા આવતુ હતુ એમ **અશોકના** સાતમા સ્તભપર જે લેખ છે તે પરથી જણાય છે

થોડા વર્ષો પુર્વે **યુરોપીયન** વિદ્વાનો એમ માનતા હતા કે જૈન ધર્મ એ બુદ્ધ ધર્મનો એક ફાટો છે એમ માનવાનુ કારણ એ હતુ કે બન્ને મતના ઘણાખરા સિદ્ધાંતે મળતા હતા જેમ **જીવ દયા** જૈનમાં પ્રધાન પદ ભોગવે છે તેમ **બૌધ** મતમા પણ તેને મોટુ પદ આપવામા આવ્યુ હતુ અગર જો આ વિષય વિષે ખરેખરી રીતે એ મતમા થોડો ઘણો તફાવત છે બીજુ જૈન ધર્મ તેમજ બૌધ ધર્મ બન્ને બ્રાહ્મણોની ધર્મના વિષયમા શિરજોરી તોડી પાડનારા ધર્મ છે કહેવાય છે કે બ્રાહ્મણોએ પોતાનુ પ્રાધાન્યપણુ એટલુ તો જડમૂળ સજ્જડ કર્યું હતુ કે બ્રાહ્મણ સિવાય બીજો કોઇ વર્ણ ધર્માધિકારી બની શકે નહી અને સન્યસ્ત લઇ શકે નહીં પહેલી વિરોધના બનાવવાનુ અને અન્ય જ્ઞાતિઓને બ્રાહ્મણના બધનમાથી મુક્ત કરવાનુ તેમજ ધર્મના વિષયમા સ્ત્રી પુરૂષને સમાન સ્થાન આપવાનુ માન પહેલુ જૈન ધર્મને આપવુ જોઇએ બૌદ્ધ ધર્મ પણ આ બાબ તોમા જૈન ધર્મને મળતો છે પણ જૈન ધર્મ **બૌધ્ધ** પહેલાનો છે અને બાદનુ તો હવે સિદ્ધ થયુ છે કે શ્રી **મહાવીર સ્વામિ** અને **બુધને** કોઇ સબધ નહોતો તેઓ ફકત સમકાલીન હતા અને બન્નેના મતે એક બીજાથી સ્વતત્ર હતા શ્રી મહાવીર સ્વામિ

બુધના પહેલાં જન્મ્યા હતાં પણ બન્નેની પ્રવૃત્તિઓનો કાળ લગભગ એકજ હતો. બન્ને રાજપુત્ર હતાં અને બંનેનો બોધ બહારથી સરખો હોવાથી યુરોપીયન વિદ્વાનોની ભુલ થઇ હતી.

મહાવીર સ્વામિ ઇ. સ. ની પૂર્વે પર૭માં નિર્વાણ પામ્યા એમ ઐતિહાસીકો માને છે. ત્યારપછી જૈન ધર્મ અખંડિત હિંદુસ્થાનમાં પ્રવર્ત્યો છે જો કે બૌધ ધર્મની પેઠે એક વખત લગભગ આખા હિંદુસ્થાનનો ધર્મ થવાનો તેને લાભ મળ્યો નથી. એમ કહેવાય છે કે ઇ.સ. ની પૂર્વે આશરે ૩૦૦ ના અરસામાં તમારા સુત્રો રચાયલા અને તે વખતે મતભેદને લીધે જૈનોમાં શ્વેતાંમ્બરી ને દિગમ્બરી એવાં બે તડ જુદાં પડયાં. ઇ. સ. ૫૦૦ ના અરસામાં એ સુત્રોનો શોધ થઇ નિર્ણય થયો પણ આમાં દિગમ્બરીઓ ભળ્યા નહોતા એમ કહેવામા આવે છે. ત્યાર પછી જૈન ધર્મના ઘણા પ્રબળ સાધુઓ થઇ ગયા અને કુમારપાળના વખતમાં અને થોડુંઘણું સિધ્ધરાજ જયસિંહના વખતમાં એનું કારણ તેની મા મીનળદેવી જૈન ધર્મ પાળતી. જૈન ધર્મ ગુજરાતમાં વિશેષ ફેલાયો અને રાજ ધર્મ થયો. કેટલાંક તે વખતનાં લખાયેલા જૈન પુસ્તકો અને ઇતિહાસો હજુ હયાત છે અને ગુજરાતના ઈતિહાસ માટે આધાર રૂપ છે.

વળી પાછો સંવત ૧૫૦૦ના ઇ. સ. ૧૪૫૨ ના અરસામાં જૈનમાં બે ફાંટાં થયા અને તમો સ્થાનકવાસી જૈનો લોકાગચ્છ તરીકે ઓળખાવા લાગ્યા. હું જાણું છું અને મારી પાસે બે કેસ એક લીંબડીમાં ને એક ચુડામાં આવી ગયા છે કે અજ્ઞાનતાને લીધે લોકાગચ્છ અને તપાગચ્છ વચે કેટલેક સ્થળે કજીયા થાય છે. આમાં કોઇની કીર્તિ નથી અને હું આશા રાખું છું કે બધા જૈન ભાઇએ પછી તે દેરાસરવાળા હો કે સ્થાનકવાસી હો તમારા સિધાન્તો યાદ રાખી સલાહ સંપથી વર્તો અને લવજી સ્વામિના શિષ્ય જેવા આપણા સુશિક્ષિત અને અનુભવી જેઠમલજી સ્વામી અને બીજા આચાર્યો

ખરો બોધ આપી જૈનોને ખરા ધર્મની પ્રવૃત્તિમાં રસ લેતા બધા શ્રાવકોને કરે. ઇત્યલમ્.

દલપતરામ ભગવાનજી શુકલ.
બારીસ્ટર-એટ-લો, રાજકોટ.

---

તારો.

**Wadhwan City. 10–11–31.**

Jain Sanghani Sangh, Rajkot.

Wish all success meeting in honour of Acharya Shree Lavji Swamiji's death anniversary.

**Dosavora Jain Sangh.**

---

**Jetpur. 10–11–31.**

Jain Sanghani Sangh, Rajkot.

Wish all success meeting in honour of Acharya Shri Lavji Swami's death anniversary.

**Jivraj Devchand & Sangh.**

---

**Chotila Jn. 10–11–31.**

Jain Sanghani Saugh, Rajkot.

Wish all success meeting in honour of Acharya Shri Lavji Swami's death anniversary.

**Jain Sangh.**

---

Rampura—Sayla. 10-11-31.

Jain Sanghani Sangh, Rajkot,

Wish all success meeting in honour of Acharya Shri Lavji Swami's death anniversary.

Jain Sangh, Rampura.

---

જામનગર, પાંજરાપોળ.

તા. ૧૦-૧૧-૩૧. જામનગર

શ્રી રાજકોટ જૈન સંઘાણી સંઘ સમસ્ત,

રાજકોટ.

જામનગરથી વિનંતિ શાહ જેસંગ હરખચંદના પ્રણામ. આપના તરફથી જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની સ્વર્ગારોહણ તીથિ ઉજવવાનો મેલાવડો કારતક શુદ બિજ બુધવારે છે. તે પ્રસંગની કંકોત્રીઓ મોકલી તે સૌને મોકલી આપી છે અને બધા ખુશી થયા છીએ.

આ તીથિ નિમિત્તે જામનગરના બેડી બંદરે જે લાખો માછલાં મારવામાં આવે છે, તેની જાળો કારતક શુદ બીજ બુધવારે બંધ રખાવશું. તેનો બંદોબસ્ત કરેલ છે તેથી લાખો જીવોને અભયદાન મળશે અને તે મુજબ દર સાલ પાળવામાં આવે તેવી તજવીજ કરી છે.

આ જીવદયાનું અતિ ઉત્તમ કામ થયું છે. ત્યાં બિરાજમાન મહા પુરૂષ શ્રી ૭ જેઠમલજી સ્વામીને મારી વતી વંદણા કરી સુખ સાતા પુછશો.

આ સભાની ફત્તેહ ઇચ્છું છું. હું બે ત્રણ દિવસમાં ત્યાં આવી જઇશ.

વિનંતિ.

શાહ જેસંગ હરખચંદના પ્રણામ.

ઑ. સેક્રેટરી,—જૈન સંઘ અને પાંજરાપોળ.



# તાર ટપાલનું લીષ્ટ.



## તારો.

| | | |
|---|---|---|
| ૧ | જૈન સંઘ | વઢવાણ શહેર |
| ૨ | જૈન સંઘ | જેતપુર કાઠીનું |
| ૩ | જૈન સંઘ | ચોટીલા |
| ૪ | જૈન સંઘ | રામપુરા |

---

## પત્રો.

૧ કર્નલ ગોહિલ શ્રી સરદારસિંહજી, ઓ. બી. આઇ. ટયુટર એન્ડ ગાર્ડીયન, નામદાર શાહજાદા સાહેબ . જુનાગઢ.

૨ રા. દિવાન સાહેબ વાંકાનેર.

૩ રા. માનસંગ મંગળજી મહેતા, સેક્રેટરી ટુ ધી કાઉન્સીલ જુનાગઢ સ્ટેટ.

૪ જૈન સંઘ જામનગર.

૫ જૈન સંઘ ધોરાજી.

૬ દરબાર શ્રી બાબી મુરતુજાખાનજી ભાયાત, જુનાગઢ બામણગઢ.

૭ રા. રા. દુર્લભજી ત્રિભુવન ઝવેરી જયપુર.

૮ રા. રા. વીકમચંદ અમૃતલાલ નગરશેઠ મોરબી.

૯ રા. રા. જગજીવન ત્રિકમજી કોઠારી બી. એ. એલ. એલ. બી. તેજુરી ઓફીસર ગોંડલ.



# ॐ तत्सत्परमात्मने नमः॥

ॐ शंनोमित्रादि देवा भवन्तु ॥ ॐ भद्रं देवा प्राप्नुमः सर्वकर्णैः ॥ ॐ स्वस्ति नः सर्वे देवा दधतु ॐ शान्तिः ॥

ॐ श्री हरिं परमात्मानन्दमुपदेष्टारमीश्वरं व्यापकं सर्वलोकानां कारणं तं नमाम्यहम् ॥

कारणं खादिजगतां तारणार्थमनागसां, वारणाननमात्मानमद्वयं समुपास्म हे ॥

अनिर्वाच्या विद्याद्वितिर्श सचिवस्य प्रभवतो विवर्तायस्यै ते वियदनिलतेजोबवनयः।

यतश्चामूदिश्वं चरमचरमुच्चावचमिदं, नमामस्तद्ब्रह्मापरिमित सुखज्ञानममृतम् ॥

यदज्ञातं जीवे ब्रहुविधजगद्विभ्रमधरं, वियद्वद्दबालैस्तल मलिनतायोगिकल्पितम् ॥

यदुन्मुद्रज्ञान प्रततसुखसद्ब्रह्मपरमं नमास्याम:प्रत्यक् श्रुतिशत-शिरोभिः प्रकटितम् ॥

निर्वाणार्थं विभासकाय गुरवे शान्ताय सन्त्यागिने नानावादि-नगेन्द्रसंघपवये योगीन्द्र वंद्याय च ॥

मोहध्वान्तदिवाकराय भगवत्पादाभिधां बिभ्रते सच्चित्सुख परमात्मने नम इदं पूर्णाय बोधात्मने ॥

शास्त्रंवदति विज्ञातारमरेकेन विजानीयाद्यस्य विज्ञातं भवति तस्यविज्ञातं यस्या विज्ञातं तस्य विज्ञात मिति तेन सून्यमेव

केवल कथयति तेनपर्यायशब्दमात्रेणनस्तु विरोधो न यथा कष्टहरणात् हरोवाहरि वा तयोरविरोध एकोदेव शिवो वा केशवो वेतिगदित आचार्याणा ज्ञान सिद्ध सदैक्य शिष्याणा तु बुद्धिभेदाद्भिन भिन्न मिति वितरति गुरु प्राज्ञे विद्या यथैव तथा जडे तत्रैव निर्दिष्टम् तस्मादुक्त यत्सदसतोन्तस्तत्वदर्शिभिदृष्ट इति समीचीन मेव नास्तिकास्तिकदर्शनप्रकारण केवलम् साधकाना बुध्धिपरिपाकतारतम्य मतएवकथित न बुद्धिभेद जनयेदज्ञाना कर्मसगिना, जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्त समा चारन्–सवेषा गुरुचरणानामेकएव सिध्धान्तो यद् सर्वथा सगोहेय अतएव असगो नैव सज्ज्यतइति श्रुतम्. अनेनैतत्फलित मनयोर्विरुद्धात्मासयोरधुपोभयोस्तालोनात्मकानुकुल्य शक्ति युक्तमये यत्सर्वे सर्वप्रकाशकस्वरुपस्यवेदम्यनोचेत्कथ स्याद्विष्णु स्वरुपाद्य पूज्याचार्य नारद, गोतम, ऋषभदेवादिभिर्मान्य ॥

तस्माद्यदुक्त हस्तिना ताडयमानोऽपि, नगच्छेज्जैनमदिरम्। तदपिभक्ति द्रढयितु, नद्वैपार्थमुक्त रागद्वेषयोर्विसर्जन विना निर्वाणे वा मोक्षो न कदापि लभ्यते इति सर्वैर्निवोदितम् अन्यच्च मूर्तचामूर्तच व्यक्त चा व्यक्त चेतिद्विधाचराचरेद जगद् भेद निवारणे शास्त्रे प्रतिपादित, तेन अम्बरभयियत आकाश, देशकाल वस्तु परिछेद शून्य तत्तुशेषैर्वैष्णवै रेवसर्वै स्वीकृत तेन श्वेताम्बरत्वं पीताम्बरत्वमपिभक्तिरुपा न

જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની સ્વર્ગારોહણ તીથિ ઉજવવા રા. રા. દલપતરામ ભગવાનજી શુક્લ બારીસ્ટર-એટ-લો નાં પ્રમુખપણા નીચેનાં તૃતીયવાર્ષિક મેલાવડાના કાર્યક્રમ વખતે કવિત દ્વારા બનાવી બોલનાર રાજકવિ લાંગા કાળુદાંન જેસાભાઇ દસોંદી, રાજકોટ રાજ્ય.

---

## કવિત.

સાગર દયા કો ધર્મ, કમ કો ઉજાગર સુ,<br>
તિર્થંકર રૂપ ભયો છોડો સબ ઝલકો;<br>
આપ કો ઉદ્ધાર, કોટી જીવંકે ઉદ્ધાર કર,<br>
મલકોં તજી કે મીલ્યો, જાય નિરમલ કોં,<br>
કહે કવિ કાળુદાંન, અંગમેં અમાન રયો,<br>
પૂજ્ય રૂપ ભયો અહો, પામો પુણ્ય ફલકોં;<br>
લવજી સુસ્વામી નિજ, ધામીઓ અકામી સોય.<br>
શિષ્ય પદ સોંપ ગયે, સ્વામી જેષ્ઠમલ્લ કોં.

રચનાર,

દસોંદી લાંગા કાળુદાંન જેસાભાઈ

રાજકવિ-રાજકોટ.



નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી હરિશ્ચંદ્રસિંહજી બહાદુર
સંસ્થાન—મુળી.

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની ૭૪ મી જયન્તિ નેકનામદાર ઠાકોર સાહેબ બહાદુર હરિશ્ચંદ્રસિંહજીના પ્રમુખપણા નીચે ઉજવવાના મેલાવડાનો

# અહેવાલ.



મુળી—વીર સંવત ૨૪૫૮ વીક્રમ સંવત ૧૯૮૮ ના જેઠ વદી ૧૪ ને વાર શનિવાર તા. ૨–૭–૩૨ ના રોજ મુળીના નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી **હરીશ્ચંદ્રસિંહજી** બહાદુરના પ્રમુખપણા નીચે જૈન સ્થાનકમાં સવારના સાડા આઠથી દશ સુધી જૈનાચાર્ય **શ્રીમાન્ લવજી સ્વામીની** ૭૪ મી જયન્તિ ઉજવવાનો મેલાવડો કરવામાં આવ્યો હતો. પ્રથમ જૈન સંઘ તરફથી આમંત્રણ પત્રિકા ફેરવવામાં આવી હતી. બરાબર વખતસર નામદાર ઠાકોર સાહેબ પોતાના કચેરી મંડળ સહિત આવી પહોંચતાં અગાઉથી હાજર રહેલ સ્થાનિક જૈન, જૈનેત્તર અને ભાયાતો સર્વેએ ઉભા થઇ નામદાર ઠાકોર સાહેબને યોગ્ય માન આપ્યું હતું. અમલદારો પૈકી રા. ગ. કામદાર ગોવિન્દજીભાઇ તથા ડેપ્યુટી કારભારી ગ. મગનલાલભાઇ વગેરે હાજર હતા. આ વખતે બહારગામથી આવેલ મિજબાનો પૈકી ખાટડીના રાણાશ્રી જુવાનસિંહજી, કુમાર શ્રી વાઘુભા, વેપારીઓમાં દોશી ખિમચંદ વીરચંદ, દોશી મોહનલાલ ધર્મસિ, દોશી ભુદર ધર્મસિ, મીસ્રી દેવજી અને પોલીસ મુખી વગેરે હાજર હતા. શરૂઆતમાં યોગ્ય ગોઠવેલ ક્રમ મુજબ રા. વકીલ ત્રિકમલાલ સોમચંદ તરફથી ના. ઠાકોર સાહેબને સભાનું પ્રમુખ સ્થાન લેવા દરખાસ્ત મુકવામાં આવતાં પરમાર રૂપાભાઇ માસ્તરે અનુમોદન આપ્યું હતું. જેમની દરખાસ્તને માન આપી ના. ઠાકોર

સાહેબે પોતાનું પ્રમુખપદ સ્વિકારી પોતે બહાર ગામથી આવેલ મુબારકબાદીના સંદેશા વાંચી બતાવ્યા હતા અને પ્રમુખસ્થાનેથી પોતે શ્રીમુખે આચાર્યશ્રીની રૂપરેખનો સુંદર અને આકર્ષક ચિતાર. આપેલ હતો જેની નોંધ આગળ સવિસ્તાર આપવામાં આવેલ છે, સભાનું કામકાજ પૂર્ણ થતાં જૈન સંઘ તરફથી શાહ રાયચંદ અમુલખે ના. પ્રમુખ સાહેબનો આભાર માન્યો હતો. આભાર ને અનુમોદન વિધિયુકત સભાનુ કામકાજ ઘણીજ શાન્તિ અને ખુશાલી વચ્ચે પૂર્ણ થતાં બરાબર દશ બજ્યે આચાર્યશ્રીની જય ઇચ્છી મેલાવડો બરખાસ્ત થયો હતો.



## નેકનામદાર ઠાકોર સાહેબ બહાદુરનું
# પ્રમુખસ્થાનેથી ભાષણ.



શ્રી લીંબડી સ્થાનકવાસી જૈન સંપ્રદાયના સદ્ગત આચાર્ય શ્રી **લવજી સ્વામીની ૭૪ મો જયન્તિ** ના આ માંગલીક પ્રસંગે પ્રમુખપદ મને અર્પવા માટે આપ સર્વ સદ્ગૃહસ્થોનો હું ઉપકાર માનું છું. મહાન પુરૂષોની જયન્તિ ઉજવવાનો રીવાજ અખીલ વિશ્વમાં એકસરખી રીતે પ્રચલીત છે. એમ હોવાનું કારણ શું ? મહાન પુરૂષોની ઉજ્વલ કીર્તિને એથી ઓપ ચડાવવાનું કારણ તો નજ હોઇ શકે કારણ કે એતો સ્વયંપ્રકાશિત છે. એ મહાન પુરૂષોની જયન્તિ આપણે એટલાજ માટે ઉજવીએ છીએ કે તેમનાં વિશુદ્ધ ચારિત્ર આપણને માર્ગદર્શક થઇ પડે અને એમનાં આદર્શ જીવનના પંથે આપણે નિર્વિઘ્ને પ્રયાણ કરી શકીએ. આજે જેમની જયન્તિ ઉજવવાને આપણે એકત્ર થયા છીએ તે મહાપુરૂષનો જન્મ સંવત ૧૯૧૨ માં ભાલ પ્રદેશના વેજલકા ગામમાં

ચર્યો હતો. સં. ૧૯૨૪ માં એટલે બાર વર્ષની કુમળી વયે આ અખંડ બાળ બ્રહ્મચારીએ દીક્ષા ગ્રહણ કરી. તેઓશ્રીની બુદ્ધિ એટલી તીવ્ર અને સ્મરણશક્તિ એટલી દઢ હતી કે દીક્ષા લીધા પછી ટુંક મુદતમાં ઘણાંખરાં જૈન સુત્રોનું તેમણે અધ્યયન કર્યું અને તેમાંના હજારો શ્લોકો તેમણે કંઠાગ્રે કરી લીધા. મહારાજશ્રીનું જ્ઞાન એટલું ઉંડું, ઉપદેશ એટલો સચોટ અને વ્યાખ્યાન પદ્ધતિ એટલી અસરકારક હતી કે કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતનાં જે જે શહેરોમાં તેમણે ચાતુર્માસ કર્યાં ત્યાં ત્યાં જૈન અને જૈનેતર હજારો શ્રોતાવર્ગો તેમની વાણીથી મંત્રમુગ્ધ થતા અને મુક્તકંઠે તેમની પ્રશંસા કરતા. સંવત ૧૯૩૫ માં સુરતના વતની શ્રી માણેકચંદે તેમના પ્રથમ શિષ્ય બની, દીક્ષા ગ્રહણ કરી ત્યારબાદ સં. ૧૯૪૭ માં જેતપુરના વતની હરખચંદભાઈ તેમના બીજા શિષ્ય બન્યા અને તેમણે ચારિત્ર અંગીકાર કરી હર્ષચંદ્રજી નામ ધારણ કર્યું. પોતાના ગુરુવર્યની યાદગીરી તાજી રાખવા માટે પ્રતિવર્ષ સતત પ્રયાસ સેવનાર અને આપણને સૌને અહિં ખેંચી લાવનાર મહારાજ શ્રી જ્યેષ્ટમલ્લજી સ્વામીએ સં. ૧૯૫૮ માં મહાપુરૂષ શ્રી લવજી સ્વામી પાસે રામપુરા મુકામે ભાલાગડીયા હનુમાનની જગ્યામાં ચારિત્ર ગ્રહણ કર્યું.

વિષયાંતર કરી આ સ્થળે બેશબ્દો જ્યેષ્ટમલ્લજી સ્વામી સંબંધે હું બોલું તો મને ક્ષમા કરશો. "પ્રથમ જ્ઞાન અને પછી દયા" એ જૈન ધર્મનું પરમ સત્ર છે. એ સુત્ર રાત્રિદિવસ ધ્યાનમાં રાખીને મુનિશ્રી જ્યેષ્ટમલ્લજી સ્વામીએ એ દિશામાં કેટલો મહાભારત પ્રયાસ કર્યો છે તે આપણે સૌ જાણીએ છીએ. કાઠિયાવાડના નાનાં મોટાં ૧૪ ગામોમાં તેમણે પુસ્તકાલયો સ્થાપ્યાં છે અને એ દ્વારા જ્ઞાનનું અમુલ્ય લ્હાણું અને સર્વોત્તમ કામ કર્યું છે. જીવદયા અને માંસાહાર ત્યાગની બાબતમાં તો તેમનો ફાળો એટલો મોટો છે કે અનેક માંસભક્ષી

સ્રી પુરૂષોને ઉપદેશ આપી તેમણે માંસાહાર છોડાવ્યો છે અને અનેક ગામોમા થતો પશુવધ બધ કરાવ્યો છે નૃપતિઓ અને સત્તાધીશોનો સહવાસ મેળવવાની મહારાજ શ્રીને વધારે પડતી ટેવ છે એવી ટીકા કરનાર તેમના વિરોધીઓને પણ એટલુ તો કબુલ કરવુ પડશે કે જ્ઞાનદાન અને દયાના ક્ષેત્રમા મહારાજ શ્રી જેઠમલજીનો ફાળો અતિ વિશાળ છે અને રાજસત્તાના સહકાર વિના એ સાધન કઠિન બ કે અસભવિત થઇ પડત

આપણે પાછા મળ વિષય ઉપર આવીએ મ વત ૧૯૭૮ ના મહા શુદ ૧૫ ના દિવસે લીંબડી સપ્રદાયના ચતુર્વિધ સઘે સના નુમતે મહાપુરૂષ શ્રી લવજી સ્વામીની પોતાના આચાર્ય તરીકે સ્થાપના કરી

આચાર્યપદ પ્રાપ્ત થયુ તે વખતે મહારાજશ્રીની ઉમર ૬૬ વર્ષની હતી આટલી વૃદ્ધાવસ્થાએ પણ મહારાજશ્રીએ એક સ્થળે સ્થિરવાસ કરવાનો વિચાર સરખોએ ન કરતા, પગે ચાલીને સેંકડો માઇલની મુસાફરી અને હજારો મનુષ્યોને ઉપદેશ આપવાનો પોતાનો સાધુધર્મ યથોચિત સમજ્યો મહારાજશ્રીએ પોતાનુ છેલ્લુ ચાતુર્માસ સ ૧૯૮૪ મા વઢવાણ શહેરમા કર્યુ અને ત્યા સ ૧૯૮૫ ના કાર્તિક શુદ ૨ ના રોજ દેહત્યાગ કર્યો

ગૃહસ્થો, આચાર્ય શ્રી લવજી સ્વામીના જીવનચરિત્રની આછી રૂપરેખા આલેખવાનો મે નિર્બળ પ્રયાસ કર્યો છે તેનો ખરો ચિતાર તો તેમના વિનિત શિષ્ય શ્રી જેઠમલજી સ્વામીએ લખેલા તેમના જીવન ચરિત્ર ઉપરથીજ આવી શકે તે ધ્યાનપૂર્વક વાચવાથી અને તેમાથી પોતપોતાની યોગ્યતા મુજબ સાર ગ્રહણ કરવાની હુ આપ સૌને ભલામણ કરૂ છુ.

મને પ્રમુખપદ આપવા માટે એકવાર ફરીથી હુ આપ સૌ બન્ધુઓનો ઉપકાર માનુ છુ ઇતિસમ્.



# આચાર્યશ્રીની ૭૪ મી જયન્તિના ઉજવવા મેલાવડાંની ફત્તેહ ઇચ્છનારા આવેલ તાર ટપાલનું લીસ્ટ.

---

## તાર.

૧. દરબારશ્રી બાબી મુરતુઝાખાનજી, ભાયાત,
જુનાગઢ-બામણગઢ.

## પત્રો.

૧. કુમાર શ્રી વજુભા સાહેબ, મેનેજર દસાડા.
૨. રા. રા. શાન્તિલાલ ચુનીલાલ શ્રોફ બી. એ. એલ એલ બી. બેરીસ્ટર-એટ-લૉ. સબજટજ વેસ્ટર્ન ઈન્ડીયા સ્ટેટસ રાજકોટ.
૩. રા. રા. યશવંતરાય વી. વ્હોરા. બી. એ. ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ ઇસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી વઢવાણકેમ્પ
૪. રા. રા. વસંતરાય લક્ષ્મીશંકર બક્ષી એમ.બી.બી.એસ, આ. સર્જન ઈસ્ટર્ન કાઠયાવા એજન્સી વઢવાણ સીવીલ સ્ટેશન ડીસ્પેન્સરી.
૫. રા. રા. કાલિદાસ નાગરદાસ શાહ, એમ. એ. હેડ માસ્તર દાજીરાજ હાઇસ્કુલ. વઢવાણ શહેર.
૬. રા. રા. મોરી દાનસંગજી વાઘજી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ. વઢવાણ શહેર.
૭. રા. રા. છોટાલાલભાઇ ફોજદાર સાહેબ, વઢવાણ શહેર.
૮. રા. રા. જયન્તિલાલ નરભેશંકર બી. એ. ફર્સ્ટ આ. માસ્તર દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ શહેર.

૯. રા. રા. મણિલાલ નારણજી શાહ બી. એ.
 એસ. ટી. સી. ફર્સ્ટ આ, માસ્તર હાઇસ્કુલ વઢવાણ કેમ્પ
૧૦. રા. રા. પ્રેમશંકર દયારામ દ્વીવેદી બી,
 એ. એલ એલ. બી હાઇકોર્ટ વકીલ, વઢવાણ કેમ્પ
૧૧. ગ. રા. જેઠાલાલ શંકરલાલ રાવલ. બી. એ,
 એલ એલ બી. હાઇકોર્ટ વકીલ, વઢવાણ કેમ્પ.
૧૨. રા. રા. હરીલાલ ખુશાલચંદ દોસી. બી, એ.
 એલ એલ, બી. હાઇકોર્ટ વકીલ, વઢવાણ કેમ્પ.
૧૩. રા. રા. અમૃતલાલ કાલિદાસ શાહ.
 બી. એ. એલ એલ. બી. હાઇકોર્ટ વકીલ, વઢવાણ કેમ્પ.
૧૪. જૈન સંઘ હા. રા. રા. જાદવજી મગનલાલ શેઠ.
 બી. એ. એલ એલ. બી. હાઇકોર્ટ વકીલ, વઢવાણ કેમ્પ.
૧૫. રાણાશ્રી પ્રભાતસિંહજી મુસાહેબ વુડ હોસ્ટેલ. વઢવાણ કેમ્પ.
૧૬. જૈન સંઘ વસતડી
૧૭ જન સંઘ ખારડી

---

તાર.

Bamangadh-Junagadh.
Date, 14-7-32.

Swami Jethmallji, Sayla,

Please accept my Congratulations for Jayanti of Guruji.

Murtozakhan,
Bhayat Junagadh.





નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી મદારસિંહજી બહાદુર.
સી આઇ. ઇ.

સંસ્થાન—સાયલા.

## જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની ચતુર્થ સ્વર્ગારોહણ તીથિ ઉજવવા નેકનામદાર ઠાકોર સાહેબ શ્રી મદારસિંહજી સી. આઈ. ઈ. બહાદુરના પ્રમુખપણા નીચેના મેલાવડાનો

# અહેવાલ.



સાયલા—વીર સં. ૨૪૫૮ વિક્રમ સં. ૧૯૮૯ ના કારતક સુદી બીજને સોમવાર તા. ૩૧-૧૦-૩૨ ના રોજ સવારના ૮ બજે નેકનામદાર ઠાકોર સાહેબ શ્રી મદારસિંહજી બહાદુરના પ્રમુખપણા નીચે મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની ચતુર્થ સ્વર્ગારોહણ તીથિ ઉજવવાનો મેલાવડો રાજમહેલમાં કરવામાં આવ્યો હતો. અગાઉથી જૈનો જૈનેત્તર હિન્દુ, મુસલમીન વગેરે પ્રજાજનોથી કચેરીનો હોલ ચીકાર ભરાઇ ગયો હતો. સ્ટેટના બધા ઓફીસરો, દિવાન સાહેબ રા. રા. નાગરદાસભાઇ વગેરે તેમજ રાજ્યકુટુંબ નામદાર કુમાર શ્રી કનકસિંહજી સાહેબ ઉર્ફે નાનાભાઇ, ના. કુમારશ્રી દીપસિંહજી સાહેબ, અને ભાયાતો પૈકી કુમારશ્રી કાનુભા ભાવુભા, કુ. ચંદ્રસિંહજી કલ્યાણસિંહજી વગેરે ઉપરાંત બહારગામથી મેલાવડામાં ભાગ લેવા આવી પહોંચેલ ગ્રહસ્થો પૈકી રાજકોટથી સંઘવી ધર્મ ઝવેરી વનેચંદભાઇ તથા જગજીવનદાસ, પરમાર ત્રેસવાળા બાપુભાઇ વખતચંદ પારેખ, મોહનલાલ દેવચંદ ગાંધી, પાનાચંદભાઇ મોદી વગેરે બરાબર ૮ બજે મોટરમાં આવી પહોંચ્યા હતા. સિવાય નવાણીયાના ભાગદાર પરમારશ્રી ભાવુભા, પ્રભાતસિંહજી અને મુંઝપરના પોલીસ સુપી પરમારશ્રી ગોવિંદસિંહજી આવ્યા હતા. બરાબર આઠ વાગે નામદાર ઠાકોર સાહેબ સભામાં પધારતાં સર્વેએ ઉભા થઇ યોગ્ય માન આપ્યું હતું અને

તુરતજ કાર્યક્રમ શરૂ કરવામા આવતા આ વખતે જુનાગઢ તાબાના ધધુસરના મેર કેશવ ભક્ત કે જ્હેઓ મેવાનડામા જેમની હાજરી રહેતી આવી છે તેઓ આ વખતે પણ હાજર હોવાથી શરૂઆતમા મેર કેશવ ભકતે મગળાચરણમા " પરમગુરૂ લવજી સ્વામી " એ ગાયન, રાગ – માલકોશમા ગાયા પછી પ્રમુખપદ માટે ગોસલીયા શાન્તિલાલ વીરચદે શ્રી સઘ તરફથી દરખાસ્ત મુકી હતી તેને સઘતરફથી ભાવસાર રતિલાલ ડાહ્યાએ અનુમોદન આપ્યુ હતુ. તેના પછી કેશવ ભકતે ગાયન, રાગ ભૈરવી " પ્રભુ વિના કોન ઉતારે પાર" એ સુમંદ અવાજે ગાઇ શ્રોતાઓના દીલ ખુશખુશ કરી નાખ્યા હતા જે પછી નામદાર ઠાકોર સાહેબે પ્રમુખપદ સ્વીકારી પોતાનુ પ્રમુખ તરીકેનુ ભાષણ વાચી સભળાવ્યુ હતુ, તે આગળ આપવામા આવે છે. આ વખતે મેવાનડાની સફળતા ઇચ્છનાર બહારગામથી આવેલ તાર, ટપાલ, વાચી બતાવ્યા હતા જે પકીના તારો ૧ જૈન સંઘ વઢવાણ શહેર, ૨ જૈન સંઘ ચોગીવા, ૩ શ્રી લવજી સ્વામી જૈન ફ્રી લાયબ્રેરીની કાર્યવાહક કમીટી ચોગીવા. ૪ રા. રા મકનાણા દેશનભાઇ અલ્લુભાઇ એ. સેક્રેટરી કાઠિયાવાડ કા રાજપુત સમાજ ભડકવા ૫ શ. રા સત્રાઇલાલ દલપતરામ દોશી રાજકોટ, અને પત્રો ૫૦ વાચી બતાવેલ તે આગળ લીસ્ટ આપવામા આવે છે. જેના પછી કેશવ ભકતે ગાયન, રાગ – પહાડી ગઝલ, "ગહન ગોવિંદગતિ પ્રેઘથી કલી ન જાવે" એ શ્રવણ કરાવી સતુષ્ટ કર્યા હતા છેવટ નામદાર ઠાકોર સાહેબે સ્વમુખેથી યોગ્ય શબ્દોમા સમયોચિત સુન્દર મિઠું મધુરૂં ભાષણ સુણી ઠાકોર સાહેબની માફક કરેલ હતુ. જેની ઘણી સુંદર અસર સભા ઉપર થઇ હતી છેલ્લે રા રા શા ચતુર્ભુજ વેલસી (કાળા ગવા કરાચીવાળા) એ પ્રમુખ સાહેબનો આભાર અને રા રા ભટજી વાસુદેવે અનુમોદ આપી ઘણુજ વિદ્વત્તા અને ખુબી ભર્યું વિવેચન કરી સભાનુ દીલ ખુશ કર્યું હતુ આ પ્ર-

માણે કાર્યક્રમ પૂર્ણ થતા છેવ્વી કેશવ ભક્તની મિઠી અને મધુરી વાનગીથી સભાજનોના હૃદય રસમોળ થયા હતા અંતમાં આચાર્યશ્રીની જય બોલાવી સભા વિસર્જન થઇ હતી

આ વખતે અને અષાઢ શુદી બિજથી તે કારતક શુદી ૧૫ સુધી દર્શનાથે આવનાર ગ્રહસ્થો માટે સ્ટેટ ગેસ્ટ તરીકે સરભરા કરવા કરેલ પ્રબંધ મુજબ આવેલ ગ્રહસ્થોને સ્ટેટે યોગ્ય સનમાન કર્યું હતુ

॥ ઇતિ વીરમ્ ॥



# પ્રમુખ સાહેબનું ભાષણ.



આજે આપણે **જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીની સ્વર્ગારોહણ તીથિ** ઉજવવા એકત્ર થયા છીએ તેઓશ્રીની પ્રથમ સ્વર્ગારોહણ તીથિ જુનાગઢમા સં ૧૯૮૭ ના કારતક સુદ બીજને શુક્રવારના રોજ **સોરઠ** સરકારના મૂખ્ય દિવાન **અમીર શેખ મહમ્મદભાઇ** સી આઇ ઇ ના પ્રમુખપણા નીચે ઉજવવા નક્કી થયા પછી તેઓશ્રી વેરાવળ હોવાથી તેમના બદલે તેમની પસંદગીથી સ્ટેટના જનરલ **સેક્રેટરીલે** કર્નલ **ગોહિલ શ્રીસરદારસિંહજી** ઓ બી આઇ ના પ્રમુખપણા નીચે થયેલ હતો જે વખતે સ્ટેટના મોટા મોટા ઓફીસરો, જૈનો જૈનેત્તર ઉપરાત બહારગામથી આવેલ મીજમાનો પણ રાજકોટ, જામનગર, જેતપુર, ધોરાજી, નવાગઢના સખ્યાબંધ જૈન ઉપરાત ગણોદના દરબારશ્રી વીગેરે આવી પહોંચ્યા હતા **આચાર્ય શ્રીકૃત 'મદનકુમાર'ના** રાસની ચોપડીઓ યોગ્ય ગ્રહસ્થોને મેળાવડાની યાદગીરી તરીકે આપવામા આવી હતી, આ

વખતે સાયલાના નેકનામદાર ઠાકોર સાહેબ શ્રી મદારસિંહજી તર-ફથી રૂા ૨૫) વડીયાના નેકનામદાર દરબારશ્રી મુરીગવાળા સાહેબ તરફથી રૂા ૧૫) વળાના નેકનામદાર ઠાકોર સાહેબ શ્રી વખતસિંહજી તરફથી ૨ા ૫) ઇનામ વીગેરે માટે જુનાગઢ શ્રીસંઘ અને દિવાન સાહેબ ઉપર આવ્યા હતા વધુ માટે જુઓ " જુનાગઢ અહેવાલ" ની છપાએલ બુક

બીજો મેળાવડો મોરબી સંવત ૧૯૮૭ ના જેઠ વદી બિ જનો આચાર્યશ્રીની દીક્ષા તિથિનો મોરબીના હીઝ હાઇનેસ મહારાજા સાહેબશ્રી લખધીરજી બહાદુર કે સી એસ. આઇ ના પ્રમુખપણા નીચે કરવામા આવ્યો હતો જેમા સ્ટેટના ઓફીસરો જૈન જૈનેત્તર વગેરે હિન્દુ, મુસલમીનથી ઉપાશ્રયનો હોલ ચીકાર ભરાઇ ગયો હતો. જુઓ 'મોરબી અહેવાલ'ની છપાયેલ બુક

ત્રીજો મેળાવડો વાંકાનેર સંવત ૧૯૮૭ની દ્વિતીય અષાઢ સુદ ૧૧ ને ગુરૂવારના રોજ આચાર્યશ્રીની ૭૩ મી પ્રથમ જયન્તિ ઉજવવા હીઝ હાઇનેસ મહારાજા રાજસાહેબશ્રી અમરસિંહજી બહાદુર કે સી એસ આઇ ના પ્રમુખપણા નીચે જૈન દશા શ્રીમાલી વણીકની ગામમાબારની ભોજનશાળામા કરવામા આવ્યો હતો મહારાજ યુવરાજ કુમારશ્રી પ્રતાપસિંહજી સાહેબ, સ્ટેટના અમલદારો અને હિન્દુ, મુસલમીન વીગેરેની મોટી સખ્યા હાજર હતી આ વખતે મોરબીના હીઝ હાઇનેસ મહારાજાશ્રી લખધીરજી સાહેબ તરફથી મેળાવડામા યોગ્ય સ્થાને વ્યય કરવા માટે રૂા. ૫૦) ૯૯ એક અમલદાર શ્રી સઘને ખાસ આપવા આવેલ હતા. જુઓ ' વાંકાનેર અહેવાલ " ની છપાએલ ચોપડી

ચોથો મેળાવડો રાજકોટ સ. ૧૯૮૮ના કારતક સુદી બીજને બુધવારના રોજ આચાર્યશ્રીની દ્વિતીય સ્વર્ગારોહણ તિથિ ઉજવવા માટે રાજકોટના સુપ્રતિષ્ઠિત શહેરી અને ધારા શાસ્ત્રી

રા. રા. દલપતરામ ભગવાનજી શુકલ બેરીસ્ટર–એટ–લો ના પ્રમુખપણાં નીચે "દશા શ્રીમાલી વણીકની ભોજનશાળા"માં કરવામાં આવ્યો હતો, તે વખતે એજન્સી અને સ્ટેટના ઓફીસરો, વકીલો, બેરીસ્ટરો, વીગેરે હિન્દુ, મુસલમીન ઉપરાંત મેલાવડામાં ભાગ લેવા આવેલ વઢવાણ અને ખાટડીના ગૃહસ્થો વીગેરે બે હજાર માણસોની હાજરીથી મેલાવડો દબદબા ભર્યો થઇ પડ્યો હતો. શ્રી સંઘ તરફથી જુનાગઢના મર્હુમ નવાબ સાહેબ રસુલખાનજી પાસે ભજન ગાનાર ધંધુસર, જુનાગઢ તાબાના મેર કેશવ ભક્ત કે જેમની દરેક વખતે આચાર્યશ્રીના મેલાવડામાં હાજરી રહેતી આવી છે તેમને એક મેડલ પ્રમુખ સાહેબના હાથે આપવામાં આવેલ હતો. જુઓ "રાજકોટ અહેવાલની" છપાયેલ બુક.

પાંચમો મેલાવડો મુલી સંવત ૧૯૮૮ ના અષાઢ માસમાં આચાર્યશ્રીની ૭૮. દ્વિતીય જયન્તિ ઉજવવાનો મેલાવડો મુલીના નેકનામદાર ઠાકોર સાહેબ બહાદુર શ્રી હરિશ્ચંદ્રસિંહજીના પ્રમુખપણા નીચે જૈન સ્થાનકમાં કરવામાં આવતાં અમલદારો ભાયાતો જૈનો જૈનેતર અને ખાટડીના દરબારો, વેપારીઓ વીગેરે સારી સંખ્યામાં હાજર હોવાથી ઉપાશ્રયનો હોલ ચીકાર ભરાઇ ગયો હતો. જુઓ "મુલી અહેવાલની છપાયેલ બુક.

આજે આ છઠ્ઠો મેલાવડો આચાર્યશ્રીની ચતુર્થ ( ચોથી ) સ્વર્ગારોહણ તીથિ ઉજવવા આપણે સર્વે આંહીં એકઠા થયા છીએ. આપણે મગરૂર થવા જેવું છે કેઆવા મહાત્મા પુરૂષોની તીથિ ઉજવ વાનું સૌભાગ્ય સાયલાને આજે પ્રાપ્ત થાય છે, તેના માટે આપણે પ્રભુના ઉપકાર સાથે મગરૂર થવા જેવું છે.



જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની ચતુર્થ સ્વર્ગારોહણ તિથિ ઉજવવાનો નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી મહારસિંહજી બહાદુરના પ્રમુખપણા નીચેના મેલાવડાની ફતેહ ઇચ્છનાર આવેલ તારો અને પત્રનું સાંકળીયું.

---

તારો

Wadhwan City.
Date 28, 14-5.

Jain Sangh, Sayla.

Hearty wish success for Lavji Swamiji's anniversary celebration meeting.

Jain Sangh, Wadhwan City.

---

Chotila Dete 31, 12-0.

Jain Sangh, Sayla.

Hearty wish success for Lavji Swami's anniversary celebration meeting.

Jain Sangh.

---

Chotila Date 31, 10-55.

Jain Sangh, Sayla.

Hearty wish success to Lavji Swami's anniversary celebration meeting.

Committee Lavji Swami's Library.

---

Chuda Date, 29, 12-30.

ain Saugh, Sayla.

Heartily wish ,success to Lavji Swami's nniversary celebration meeting.

MAKVANA DESAL
Honourary Secretary, Kathiawar
Karadia Rajput Samaj, Bhadkwa.

---

Rajkot Date 31, 3-15.

hree Jethmalji Swami, Sayla.

I can't come wishing success to Guru Iaharaja anniversary celebration.

Swailal Doshi.



## તારનું લીસ્ટ.

| | |
|---|---|
| જૈન સંઘ | વઢવાણ શહેર. |
| જૈન સંઘ | ચોટીલા. |
| શ્રી લવજી સ્વામી જૈન ફ્રી લાઇબ્રેરીની કાર્યવાહક કમીટી | ચોટીલા. |
| રા. રા. મકવાણા દેશલભાઇ અલુભાઇ ઓનરરી સેક્રેટરી કાઠિયાવાડ કા. રાજપુત સમાજ | ભડકવા. |
| દોશી સવાઇલાલ દલપતરામ | રાજકોટ. |

---

## પત્રો.

Mount Abu,
16th October, 1932

ar Swamiji.

Unfortunately as we shall only just have

arrived Rajkot for and shall be leaving again so soon it will be impossible for us to leave Rajkot during the Divali holidays

Yours Sincerely,
G. F. SQUIRE,
Secretary to the Hon'ble
Agent to the Governor-General
in the Western India States, Rajkot.

---

હજુર ઓફીસ
પોરબંદર તા ૨૨-૧૦-૨.

પૂજ્ય મહારાજશ્રી !

વિનતિ જે જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની સ્વર્ગારોહણ તીથિ ઉજવવાના મેળાવડા સબંધીનો આપનો પત્ર ખુદાવિન્દ નામદાર હજુરશ્રીને મળેલ છે પરંતુ તબીયતના કારણે ડાક્તરી સલાહ મુજબ નામદાર હજુરશ્રી થોડા વખત માટે ઉગકામ પધાર્યા છે મે દિવાન સાહેબને આપનો પત્ર મળ્યો છે તેઓશ્રીએ આપને પ્રણામ લખાવ્યા છે તબીયત એકંદર ઠીક છે

વિનતિ સેવક,
અમૃતલાલ મહેતા,
બી, એ એલ એલ બી
આ. દિવાન, પોરબંદર સ્ટેટ.

---

રાજ ઓફ ધ્રાંગધ્રા.
રેલ્વેમાંથી રસ્તામાં.
તા. ૧૧-૧૦-૩૨.

પરમ પૂજ્ય સ્વામીજી જેઠમલજી.

સાયલા.

આપનો કૃપાપત્ર આજરોજ મળ્યો, વાંચી આનંદ થયો. આજરોજ હું રાજપુતાના તથા પંજાબમાં કામ પ્રસંગે જાઉં છું. એટલે ત્યાંથી આવ્યા બાદ મારા આવવા બાબત જણાવીશ. બાકી કુશળ

લી : આપનો
માનસિંહ.
સી. આઇ. ઇ,
દિવાન સાહેબ, ધ્રાંગધ્રા સ્ટેટ,

---

ખંભાત સ્ટેટ.
તા. ૨૪-૧૦-૩૨.

પરમ પૂજ્ય જૈન સ્વામીશ્રી જેઠમલજી,

સાયલા.

આપના તરફથી સ્વર્ગસ્થ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની સ્વર્ગ પ્રાપ્તિના દિવસની તીથિ ઉજવવાના પ્રસંગે આવવા બાબતની નીમંત્રણ પત્રિકા આવી તે પહોંચી છે. આવા પુણ્ય પ્રસંગે આપે મારૂં સ્મરણ કર્યું અને તેથી તે ધર્મ લાભ મને મળ્યો તે બદલ આપનો આભારી છું. પરંતુ મારા વર્તમાન વ્યવસાયને લઇ હું ત્યાં આવી શકું તેમ નથી તે આપ સારી રીતે સમજી શકશો અને મારી ગેરહાજરીને ક્ષંતવ્ય ગણશો.

હું ! આપણે બરવાળે મળ્યા ત્યાર પછી પ્રત્યક્ષ મળવાનો યોગ પુનઃ આવ્યો નથી. પરંતુ આપનો અધ્યાત્મ સંબંધ જેવોને તેવો તાજો છે.

વિનંતિ સેવક,

દિવાન બહાદુર **નર્મદાશંકર દેવશંકર મહેતા.**

બી, એ.

દિવાનજી સાહેબ, ખંભાત સ્ટેટ.

---

રાજકોટ, કાઠિયાવાડ.

તા. ૧૨-૯-૩૨.

પરમ પૂજ્ય સ્વામીજી,

સાયલા.

આપનો પત્ર મળ્યો. આપે મને યાદ કર્યો તે વાસ્તે પરમ ઉપકાર. હું બહાર ગામ હતો અને ત્યાર પછી બીજા વ્યવસાયમાં આપને જવાબ મોડો લખી શકાય છે તે વાસ્તે ક્ષમા ચાહું છું. ગુરૂ મહારાજની સ્વર્ગારોહણ તીથિ સાયલામાં ઉજવવાની છે તે પ્રસંગે આવવા આપે મને આમંત્રણ આપ્યું તે વાસ્તે આપનો ઉપકાર. અત્યારે હું આપને કહિ શકું તે મુજબ તો હું ચોક્કસ કહું છું કે હું આવીશ પણ તે સમયે કદાચ કોઇ આકસ્મિક કારણથી ન બની શકે તો આપની ક્ષમા ચાહીશ. આ પ્રસંગે આવવાની મારી ફરજ સમજું છું કારણ ! **પૂજ્ય શ્રી લવજી સ્વામીના** મીઠા સ્મરણ મને પણ છે અને આપ જે સામાજીક કામ કરી રહ્યા

છે। તેના અંગે આપ પ્રત્યે પણ આકર્ષણ રહે છે. આપની સ્વચ્છતા ચાહું છું, તપોવૃદ્ધિ અવિરત ચાલુ હશે. કામ સેવા ફરમાવશો

વિનંતિ સેવક.

**કાલિદાસ મોતીચંદ પારેખ,**

બી. એ. એલ એલ, બી.

(પ્રમુખ રાજકોટ પ્રજાપ્રતિનીધિ સભા).

## પત્રોનું લીસ્ટ યુરોપીયનો.

૧ જી. એફ. સ્કવાયર સેક્રેટરી ટુ ધી ઓનરેબલ એજન્ટ ટુ ધી ગવરનર જનરલ, વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસ — રાજકોટ.

૨ જે. ગોર્ડન. પોલીટીકલ એજન્ટ, ઈસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી — વઢવાણ કેમ્પ.

૩ મીસ્ટર, પ્રીન્સીપાલ રાજકુમાર કોલેજ — રાજકોટ.



### રાજા મહારાજાઓ.

૧ હીઝ હાઇનેસ મહારાજા મહારાણા રાણા સાહેબ શ્રી નટવરસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ. — પોરબંદર.

૨ હીઝ હાઇનેસ મહારાજા ઠાકોર સાહેબ શ્રી લખધીરસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ. — મોરબી.

૩ હીઝ હાઇનેસ ઠાકોર સાહેબ શ્રી દોલતસિંહજી બહાદુર કે. સી. આઇ ઇ: — લીંબડી.

૪ નેકનામદાર દરબાર શ્રી આલાખાચર સાહેબ — જસદણ

૫ નેકનામદાર ઠાકોર સાહેબ વખતસિંહજી — વળા.

૬ નેકનામદાર ઠાકોર સાહેબ શ્રી હરિશ્ચંદ્રસિંહજી — મુલી

૭ નેકનામદાર ઠાકોર સાહેબ વિરપુર
૮ દરબાર શ્રી બાબી મુગતુજાખાનજી ભાયાત જુનાગઢ બામણગઢ
૯ ધ્રાફા તાલુકદાર રાજપુત સમાજ ધ્રાફા.
૧૦ દરબારશ્રી ખવડ ભોકાભાઇ તાલુકદાર સુદામડા

## અમલદારો.

૧ રા. રા. સુર્યનાકર દેવશંકર મેહેતા, બેરીસ્ટર—એટ—લો દિવાનજી સાહેબ કચ્છ ભૂજ
૨ રાજ રાણાશ્રી માનસિંહજી, સી. આઇ. ઇ. દિવાનજી સાહેબ ધ્રાંગધ્રા
૩ દિવાન બહાદુર નર્મદાનાકર દેવશંકર મ્હેતા બી. એ. દિવાનજી સાહેબ ખંભાત
૪ કુમારશ્રી યુવરાજસિંહજી દિવાન સાહેબ પાલીતાણા.
૫ રા. રા. હિરાલાલ ગણેશભાઇ અંજારીયા બી. એ. એલ. એલ. બી. માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ રાજકોટ
૬ રા. રા. જગજીવન ત્રિકમજી કોઠારી ઉર્ફે ઓલીયા જોશી બી. એ. એલ. એલ. બી. તેજુરી ઓફીસર ગોંડલ
૭ રા. રા. દુર્ગાશંકર મોતીરામ આ. ચીફ રેવન્યુ કારભારી પૂર્વ વિભાગ જામનગર સ્ટેટ
૮ રા. રા. મગનલાલ હાકેમચંદ મ્હેતા. બી. એ. એલએલ બી ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ, જામનગર સ્ટેટ જામ કંડોરણા.
૯ રા. રા. કાળિદાસ નાગરદાસ શાહ એમ. એ. હેડમાસ્તર, દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ શહેર.
૧૦ રા. રા. ગોકળદાસ ચતુર્ભુજ પારેખ ચીફ રેવન્યુ ઓફીસર વઢવાણ કેમ્પ

શા નવુ દેવાના નમીન શાન્તિલાલ મોહનલાલ તરફથી મુકરામા આવતા જેને રામપુરાના ભાઇ પોપટલાલ મગનલાલ નાદના અનુમોદનથી પ્રમુખે પોતાનુ પ્રમુખસ્થાન લીધુ હતુ. આ પ્રસગે આવેલ જુનાગઢ નવાબ સાહેબના ભજનકાર કાઠિયાવાડના સુપ્રસિદ્ધ મેર કેશવ ભકતે રાગ—માલકોસમા "પરમ ગુરૂશ્રી લહરજી સ્વામી" એ ગાયનનું મગળાચરણ કર્યું હતુ અને વિદ્યાર્થીઓએ કવિતા ગાઇ બતાવી હતી, તે પછી કેશવ ભક્તનુ ભજન રાખવામા આવ્યા બાદ પ્રમુખે બહાર ગામથી મેલા વડાની ફતેહ ઇચ્છનાર આવેલ અભિનદનના તારો, પત્રો અને મનિઓર્ડરો વાચી બતાવ્યા હતા જેમા રૂા ૨૫, નામદાર દરબાર શ્રી વજેસિહજી સાહેબ વિઠ્ઠલગઢ વગેરે રૂા ૭૦ નુ લીસ્ટ, તારો પછી રા રા ખાન બહાદુર નસરવાનજી બેજનજી ડમરી બી, એ એલ એલ, બી માજી કે પોલીટીકલ એજન્ટ વગેરે અને પત્રો પછી હીઝ હાઇનેસ મહારાજા મહારાણા રાજ સાહેબ શ્રી સર અમરસિહજી કે સી આઇ ઇ વાંકાનેર વગેરેના આવેલ સખ્યાબધ પત્રોનુ લીસ્ટ આગળ અન્ય સ્થળે આપવામા આવેલ છે ત્યારબાદ ગુજરવદી (ધ્રાંગધ્રા)ના રાજપુત કવિ મેરૂભાઇએ સમયોચિત વ્રજ ભાષામા છદો કવિત વગેરેથી સભાના મન રજન કરી પ્રસગ રસમય બનાવ્યો હતો જે પછી વિદ્યાર્થીઓ ભાઇ ચિમનલાલ ભગવાનલાલ શાહ, નાડોદા પટેલ ભવાન રણમલ, જીવણલાલ નાગરદાસ શાહ અને સોની ગોવિદ નાનજી વગેરેએ સુદર સવાદો ભજવી બતાવી જનતાને પ્રમુદીત કર્યા હતા આ વખતે સાયલાના શા પિતામ્બર શિવલાલના ધર્મપત્નિ તરફથી સ્વયસેવકોને ખાખી રગના કપડાનો ડ્રેસ સીવડાવી આપેલ હતો સ્વયસેવકોએ ખડા પગે સભાની શાન્તિ જાળવી રાખવા એ કલાક સેવા બજાવી હતી સીવાય રાજ્ય તરફથી મુખી દવે અમૃતલાલ છગનલાલ વગેરે પોલીસ બદોબસ્ત

ઘણોજ આવકાર દાયક હતો. આ વખતે ધ્રાંગધ્રા તાબાના ગામ ગુજરવદીના રાજપુત્ત કવિ રા. મેરૂભાઇને મે. પ્રમુખસાહેબના હાથથી એક મેડલ ( ચાંદ ) અને વિદ્યાર્થીઓ, સ્વયંસેવકો વગેરેને ચોપડીઓના ઇનામો આપવામાં આવેલ હતા. આવી રીતે સભાનું કામકાજ પૂર્ણ થતાં સાયલાના શેઠ નંદલાલ છોટાલાલે મે. પ્રમુખ સાહેબનો આભાર માન્યો હતો. આ મેલાવડાનું સઘળું માન રામપુરાવાળા રા. રા. હરજીવનદાસ નાગરદાસને ઘટે છે. મેલાવડો આચાર્યશ્રીની જયઘોષના વચ્ચે વિસર્જન થયો હતો.

ૐ શાન્તિ: ! શાન્તિ: ! શાન્તિ: !



## તારો

Bombay, Date 7 hour 9 minutes 55.

Jain Sangh, Rampura-Sayla

Wish every success Lavji Swami anniversary meeting.

Nasarvanji Bejanji Damari.

---

Chuda B. S. Date 8, hour 17 minutes 45.
Jain Saugh, Rampura Via Wadhwan Camp.

I wish every success Lavji Swami anniversary meeting.

MAKVANA DESHAL
Bhadakva.



Agra City. Date 5 hour 10 minute 15

Jain Sangh, Rampura Village

I wish every success Lavji Swami anniversary Meeting

Bhavanbhai

---

૧ રા. રા ખાન બહાદુર નસરવાનજી એજનજી ડમરી બી એ એન એન બી, માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ એન્ડ જસદણ રાજ્યના એડવાઇઝર સાહેબ મુંબઇ

૨ રા રા ડાહ્યાનાન ભવાનભાઇ આગરા

૩ રા રા મકવાણા દેશનભાઇ અમતુભાઇ ઓનરરી સેક્રેટરી કાઠિયાવાડ રાજપૂત સમાજ ભડકવા

---

## પત્રો

વઢવાણ કેમ્પ તા ૨૯-૧૦-૩૪

પરમ પવિત્ર મહારાજશ્રી જેઠમલજી સ્વામી

પ્રમુખપદ મને આપવાનો આપનો આગ્રહ જાણી હુ આભારી થયો છુ હુ માનુ છુ કે આવા પ્રસગને માટે કોઇ વધારે વિદ્વાન તથા ધાર્મિક પુરં શિક્ષણવાળાને આપે પસદ કર્યો હોત તો અનુકુળ વધુ પડત તે છતા આપની ઇચ્છા છે તો હુ જરૂર આવીશ તા ૧૦ ને બદલે તા ૧૧ રહી શકે તો ઠીક, કારણ કે વખતે

એ. જી. જી. સાહેબ એકાદ દિવસ રોકાય તો મારી હાજરીની જરૂર રહે. ઉત્તર લખાવશો.

વિનતિ.

**વિશ્વનાથ એસ. ત્રિવેદી.**

ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ,

ઇસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી-વઢવાણ કેમ્પ.



વઢવાણ કેમ્પ તા. ૧૧-૧૧-૩૪. રવીવાર.

પૂજ્ય મહારાજ શ્રી જેઠમલજી સ્વામી—ચાણુપુર.

છેલ્લી ઘડીએ આ ચીઠી મોકલતાં દીલને દુ.ખ થાય છે પરન્તુ શરીરમાં તાવ અને શરદીની અસર જણાતાં દીલગીર છું કે હું આજના વ્યાખ્યાન સમારંભમા ભાગ નહિ લઇ શકું.... આપના સમાગમનો, વ્યાખ્યાનનો ધાર્મિક વ્યવહારનો લાભ લેવાની મને જે તક સાપડત તે શરીરના અસ્વસ્થતાના કારણે ગુમાવવી પડે છે એ લાગી આવે છે પણ નીરૂપાય.

સેવક

**વિશ્વનાથ શંકરજી ત્રિવેદીના.**

પ્રણામ.



## પેહેલો વર્ગ—રાજા મહારાજાઓ.

| | | |
|---|---|---|
| ૧ | હીઝ હાઇનેસ મહારાજા મહારાણાશ્રી રાજ સાહેબ અમરસિંહજી કે. સી. આઇ. ઇ. | વાંકાનેર. |
| ૨ | નેક નામદાર દરબારશ્રી આલા ખાચર સાહેબ | જસદણ |
| ૩ | નેક નામદાર ઠાકોર સાહેબ | સાયલા. |

| | |
|---|---|
| ૪ નેક નામદાર ઠાકોર સાહેબ | મુળી. |
| ૫ નામદાર દરબારશ્રી વિજયસિંહજી સાહેબ | વિઠ્ઠલગઢ. |
| ૬ નામદાર દરબારશ્રી જાડેજા લાખાજી સાહેબ | રાજપરા. |
| ૭ દરબારશ્રી શાર્દુલખાનજી સાહેબ | દસાડા. |
| ૮ દરબારશ્રી ઈબ્રાહિમખાનજી સાહેબ | દસાડા. |
| ૯. જસાણી સમાજના ઓ. સેક્રેટરી જાડેજા નાનભા | ધ્રાફા. |
| ૧૦ દરબારશ્રી રાણા હરીસિંહજી તાલુકદાર | વડોદ. |
| ૧૧ રાણાશ્રી પ્રભાતસિંહજી | વડોદ. |



## બીજો વર્ગ—અમલદારો.

૧ રા. રા. શિવલાલ પાનાચંદ શાહ, આઇ. સી. એસ. ડાયરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ, ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા — કાનપુર

૩ કર્નલ ગોહિલશ્રી સરદારસિંહજી ઓ. બી. આઇ. મીલીટરી સેક્રેટરી ટુ ધી હીઝ હાઇનેસ નામદાર નવાબ સાહેબ સોરઠ સરકાર — જુનાગઢ

૩ કુમારશ્રી જાડેજા મુલરાજસિંહજી દિવાન સાહેબ — પાલીતાણા

૪ રા. રા. હરીલાલ ડી. રાવલ બી. એ. એલ એલ. બી: ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ — રાજકોટ

૫ કુમારશ્રી વિજયસિંહજી ઉર્ફે વજુભા સાહેબ મેનેજર — જૈનાબાદ

૬ રાણાશ્રી દોલતસિંહજી નાયબ દિવાન સાહેબ — વાંસદા

૭ રા. રા. અમૃતલાલ ઉ. મ્હેતા, દિવાન સાહેબ — ચુડા

૮ રા. રા માનસંગ મંગળજી મ્હેતા, માજી મેનેજર ટુ ધી દિવાન ઓફીસ, જુનાગઢ સ્ટેટ — જામનગર

૯ રા. રા. રામજીદાસ ઈંદ્રજી પાવાગઢી બી. એ. એલએલ. બી, ન્યાયાધિશ સાહેબ — વઢવાણ.

૧૦ રા. રા. ગોકુલદાસ ચતુર્ભુજ પારી,
ચીફ રેવન્યુ કારભારી સાહેબ — વઢવાણ

૧૧ રા. રા. કાલિદાસ નાગરદાસ શાહ એમ. એ
હેડ માસ્તર સાહેબ, દાજીરાજ હાઇસ્કુલ — વઢવાણ.

૧૨ રા. રા. મોરી દાનસંગજી વાઘજી પોલીસ સુ. સાહેબ — વઢવાણ

૧૩ રા. રા. ગોહિલશ્રી ગોપાલસિંહજી રાજખર્ચનાઉપરી — વઢવાણ.

૧૪ રા. રા. હરગોવિન્દદાસ ગફલ દોશી એ. એમ.
ટેક. આઇ. (લંડન) એન્જીનીયર સાહેબ. — વઢવાણ.

૧૫ રાણાશ્રી જેઠુભા અખુભા, હજુર પર્સનલ આસી-
સ્ટન્ટ સાહેબ — નાયલા.

૧૬ રાણાશ્રી ગોવિન્દસિંહજી વહિવટદાર સાહેબ — વઢવાણ

૧૭ રા. રા. ગોવિન્દભાઇ સવા વહિવટદાર સાહેબ — વસ્તડી.

૧૮ રાણાશ્રી કાળુભા બન્નેસિંહજી, લીંબડીના કુમાર
સાહેબોના કામદાર — મોજીદડ

---

## ત્રીજો વર્ગ—ગૃહસ્થો

૧ રા. રા. લાભશંકર નરભેરામ મ્હેતા. બી. એ.
એલ એલ, બી. સોલીસીટર — પોરબંદર

૨ ભાઇચંદ અનુપચંદ મ્હેતા એમ. એ.
સેક્રેટરી કાઠિયાવાડ જૈન સાધુ સમેલન — રાજકોટ

૩ રા. રા. મણિલાલ હુકમચંદ ઉદાણી. એમ, એ.
એલ એલ. બી. એડવોકેટ જનરલ — રાજકોટ

૪ રા. રા. સુળજીભાઇ મેનેજર વિઠ્ઠલ કમ્પની — વઢવાણ કેમ્પ

૫ શાહ તીલકચંદ દેવજી — જેતપુર

| | |
|---|---|
| ૬ ગાંધી જગજીવનદાસ છગનલાલ | એડન |
| ૭ શાહ શિવલાલ ઝીણાભાઇ | માંડલા—રંગુન |
| ૮ રા. વકીલ ચુનીલાલ છગનલાલ | ચુડા |
| ૯ રા. ગોવિન્દજી આણંદજી નગરશેઠ | ભાડલા |
| ૧૦ ઠક્કર છગનલાલ ન્હાનજી | ભાડલા |

## ચોથો વર્ગ—જૈન સંઘ.

| | |
|---|---|
| ૧ જૈન સંઘ | કલકત્તા |
| ૨ જૈન સંઘ | થાન |
| ૩ જૈન સંઘ | દસાડા |
| ૪ જૈન સંઘ | ધાંધલપુર |
| ૫ જૈન સંઘ | ભાડલા. |
| ૬ જૈન સંઘ | રાજપરા |
| ૭ જૈન સંઘ | ખેરવા—જતના. |
| ૮ જૈન સંઘ | વડોદ |
| ૯ જૈન સંઘ | મોજીદડ |
| ૧૦ જૈન સંઘ | બલદાણા |
| ૧૧ જૈન સંઘ | વસ્તડી. |
| ૧૨ જૈન સંઘ | દેવલીઆ |
| ૧૩ જૈન સંઘ | ઢુવા |
| ૧૪ જૈન સંઘ | પીંપરાલી |
| ૧૫ જૈન સંઘ | ખોલડીયાદ |
| ૧૬ જૈન સંઘ | જોડીઆબંદર |



## મનીઓર્ડરે સંઘ ઉપર આવ્યા તેનું લીસ્ટ.

| રૂપિયા. | | |
|---|---|---|
| ૨૫ | નામદાર દરબારશ્રી વિજયસિંહજી સાહેબ | વિઠલગઢ |
| ૧૦ | રા. રા. તીલકચંદ દેવજી શાહ હા. ભાઇ બળવંતરાય | જેતપુર |
| ૧૦ | બાઇશ્રી બાલુબા સાહેબ | |
| ૫ | રા. રા. માનસંગ મંગળજી મ્હેતા માજી મેનેજર ટુ ધી દિવાન ઓફીસ જુનાગઢ સ્ટેટ | જામનગર |
| ૫ | રા. રા. પિતામ્બર શિવલાલ વર્ધમાન શાહ | સાયલા |
| ૫ | શા. શિવલાલ ઝીણાભાઇ | માંડલા-રંગુન |
| ૫ | ગાંધી જગજીવનદાસ છગનલાલ | એડન |
| ૫ | રા. ઠકર નાનજી પ્રેમજી ભામાણી હા. ભાઇ છગનલાલ તથા ડાહ્યાલાલ | ભાડલા |
| ૭૦ | | |




# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની દીક્ષા તીથિ ઉજવવાનો મેલાવડો વડીયાના નામદાર દરબાર શ્રી સુરગવાળા સાહેબના પ્રમુખપણા નીચે થયેલ તેનો

# અહેવાલ.



વડીયા:—સોરઠ. વીર સંવત ૨૪૬૧ વીક્રમ સંવત ૧૯૯૧ ના જેઠ માસની બિજના રોજ મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની દીક્ષા તીથિ ઉજવવાનો મેલાવડો વડીયાના નેકનામદાર દરબાર શ્રી સુરગવાળા સાહેબના પ્રમુખપણા નીચે દિવસના ૪ બજે બાળ મંદીરના વિશાળ મકાનમાં એકત્રિત થતાં તે વખતે ખીજડીયાના નામદાર દરબાર શ્રી વાલેરા વાળા સાહેબ, રાજકોટના રા. રા. વકીલ લક્ષ્મીચંદ કપુરચંદ મહેતા બી. એ. એલએલ. બી, જુનાગઢ નવાબ સાહેબના ભજનકાર રા. મેર કેશવ ભક્ત વગેરે મિજમાનો અને સ્ટેટના અમલદારો પૈકી રા. રા. ભોલાનાથ જટાશંકર બી. એ. એલ એલ. બી, દિવાન સાહેબ, રા. રા. ખોડીદાસ જગન્નાથ પંચોલી. એલ. એમ. એન્ડ. એસ. ચીફ મેડીકલ ઓફીસર સાહેબ રા. રા. વાંક હાથીઆ રામભાઇ હજુર શિરસ્તેદાર અને એડિટર. રા. ખુમાણ ભુરભાઇ ખોડાભાઇ ફોજદાર સાહેબ, રા. અંગ્રેજી સ્કુલ, ગુજરાતી તાલુકા સ્કુલના માસ્તરો વગેરે રાજ્યના અમલદારો અને હિન્દુ મુસ્લીમ પુરૂષો અને સ્ત્રીઓની મ્હોટી સંખ્યા હોવાથી મકાન શ્રોતાઓથી પૂર્ણ ભરાઇ ગયું હતું. બરાબર નામદાર હજુર સાહેબ ( પ્રમુખ. )



નેકનામદાર દરબારશ્રી સુરીગવાળા સાહેબ-વડીયા.

સભા મંડપમાં આવી પહોંચતાં સર્વેએ ઉભા થઇ ધરીત આવકાર આપ્યો હતો. સભાનું કામકાજ શરૂ કરવા પ્રથમ જૈન સંઘ તરફથી અંબાવી વનમાળી મુલચંદે મે. પ્રમુખ સાહેબને આ સભાનું પ્રમુખ સ્થાન સ્વીકારવા દરખાસ્ત મુકતાં ખેતાણી છોટાલાલ મોહનલાલે અનુમોદન આપતાં મે. પ્રમુખ સાહેબે પોતાનું સ્થાન સ્વીકાર્યું હતું. પ્રથમ જુનાગઢના નામદાર નવાબ સાહેબ પાસે ભજન ગાનાર ધંધુસરના મેર કેશવ ભક્તે " રાગ — માનકોશમા " પરમ ગુરૂ લવજી સ્વામી " એ મંગલાચરણ કર્યું હતું ત્યાર પછી નામદાર પ્રમુખ સાહેબે પોતાનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચવા રા. ભોળાનાથ દિવાન સાહેબને ફરમાવતા વાચી સંભળાવ્યું હતું. પછી રા. મેર કેશવ ભક્તે મધુર સ્વરોથી ગાયન લલકાર્યું હતું છેવટ મે. પ્રમુખ સાહેબનો જૈન સંઘ તરફથી શા. ટપુભાઈ જસરાજે આભાર માન્યો હતો, જે પછી સુર્યાશ્રમ વગેરે સંસ્થાના સ્થાપક " બીરાદરી " નામની પુસ્તીકાના પ્રગટ કરનાર જાણીતા સેવા મુર્તિ રા. બમીસા કાલુભાઇએ આચાર્યશ્રીના ઉંચ ચારિત્ર અને પ્રતિષ્ઠા માટે ઘણા સુંદર શબ્દોમા વિવેચન કરતા જૈન જૈન ધર્મની પ્રાચીનતા અને રાજ ધર્મ તરીકે તેને જાહેર કર્યો હતો. ભગવાન મહાવીરનો દશ પ્રકારનો યતિ ધર્મ અને અહિંસા આદિ મુનીઓનો ધર્મ હોવાનું સિદ્ધ કરી બતાવ્યું હતું. આજના માંગલિક દિવસની ખુશાલી અને તેના માનમા નામદાર દરબાર સાહેબ રાજ્યની ઓફીસો આખો દિવસ બંધ રાખવા હુકમ કરવાથી બધી ઓફીસો અને જૈનોએ પોતાનો વેપાર ધંધો બંધ રાખી અગતા પાળી હતી જેથી આ મેળાવડાની શોભામાં અને પ્રતિષ્ઠામા કશી પણ ઉણપ રહી નથી આવો પ્રસંગ આજે પહેલવહેલો હતો અને એના માટે આ બુદ્ધિમાન નામદાર દરબાર સાહેબને ઘટે છે પોતે મિજમાનો માટે રાજ્યના વાહનો, બેન્ડ બાજા વગેરે સાધન પુરા પાડ્યા હતા બરાબર ૭ બજે આચાર્યના જનાર

મેલાવડો વિસર્જન થયો હતો. આ વખતે જેતપુરના રાજ સંગીત શાસ્ત્રીને એક ચાંદ (મેડલ) આપવામાં આવ્યો હતો. બહાર ગામથી આવેલ તાર, ટપાલ અને મનીઓર્ડરોનું લીસ્ટ આગળ આપવામાં આવેલ છે.



# મે. પ્રમુખ સાહેબનું ભાષણ.

**પૂજ્ય સ્વામીજી, બાનુઓ અને સદ્‌ગૃહસ્થો !**

આજની સભાનું પ્રમુખસ્થાન આપ સૌ ભાઇઓએ મને આપવા માટે જે લાગણી બતાવી છે તે માટે ઉપકાર માનું છું. જૈન ધર્મશાસ્ત્ર જાણનાર કોઇ વિદ્વાન મહાશયને આજનું પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હોત તો વધારે ઠીક ગણાત. પરંતુ સ્વામીજીની તેમજ આપ સૌની લાગણીનો હું અનાદર કરી શકતો નથી.

આજની સભાનો ઉદ્દેશ મર્હુમ જૈનાચાર્ય **શ્રીમાન લવજી સ્વામીની** પવિત્ર દીક્ષા તીથિ ઉજવવાનો હોઈ આપણે અહીંઆ ભેગા મળ્યા છીએ. મહાન પુરૂષોની જયન્તિ અથવા સંવત્સરી ઉજવવાનો મુળ હેતુ એ છે કે આ મહાન પુરૂષોના સદ્‌ચરિત્રો સદવર્તન અથવા તેઓના કાર્યો આપણા સ્મરણમાં કાયમને માટે રહે અને તેઓ મહાત્માને અને તેઓના જીવનને આપણા આદર્શ બનાવવામાં સહાયભૂત થાય અને તેઓના સદ્‌ચરિત્રો આપણા સ્મરણમાં ચીરકાળ રહે તેમજ તેઓનું આદર્શ સદવર્તન અને ચારિત્ર આપણામાં ઓત પ્રોત થાય. તેવા હેતુથી આવી દીક્ષા તીથિઓ તેમજ સંવત્સરીઓ અને જયન્તિઓ ઉજવવાનો હેતુ છે એમ અમે માનીએ છીએ. જો કે **લવજી સ્વામીનો** મને અંગત પરીચય નહોતો તો પણ મહારાજશ્રી **લવજી સ્વામીજી** જૈન તેમજ જૈનેતર પ્રજામાં પ્રસિદ્ધ પુરૂષ હતા. એટલુંજ નહી પણ ખરા જૈન ધર્મના તેઓશ્રી પાળનાર

હતા એમ અમારા સાંભળવામાં આવ્યું હતુ.

જૈન ધર્મની ઉત્પતી તેમજ તેની આબાદી કયારે અને કયા વખતમાં થઇ ઇત્યિગેરે ટુંકામાં અહીંઆ આપની સમક્ષ બોલું તો અસ્થાને નહી ગણાય. જો કે આ વિષય ઘણો અગાધ અને ગત મતાન્તરવાળો છે. તોપણ યથાશકિત અહીંઆ બોલીશ બધા ધર્મોનું મૂળ વેદધર્મ અથવા તો સનાતન ધર્મ છે. આ વેદીક ધર્મમાથી બધા ધર્મો અનુક્રમે ઉત્પન્ન થયા છે. જૈનો પોતાના ધર્મને બ્રાહ્મણ ધર્મ જેટલો પ્રાચીન ગણે છે. તેમના પહેલા **તીર્થંકર** ઋષભદેવનું ચરિત્ર ભાગવત પુરાણમાં આપવામાં આવ્યું છે. તેમના બાવીસમા **તીર્થંકર** શ્રી **નેમીનાથ**, શ્રી કૃષ્ણ વાસુદેવના પિત્રાઇ થાય છે. મહાવીર પુર્વે ૨૫૦ વર્ષે થયેલા, કાશી દેશના રાજાના પુત્ર શ્રી **પાર્શ્વ**નાથ એ જૈનોના ૨૩ મા તીર્થંકર હતા. છેલ્લા **તીર્થંકર શ્રી મહાવીર સ્વામી**નો જન્મ ક્ષત્રીય કુળના રાજા સાદ્ધાર્થ અને રાણી ત્રીશલા દેવીને ત્યાં થયો હતો. ત્રીશ વર્ષની ઉમરે તેમણે દીક્ષા લીધી અને **બાર** વર્ષ સુધી છુપા રહ્યા. છેવટ કૈવલ્યજ્ઞાન થતાં તેમણે મગધના અવંતીના અને વત્સદેશના અને ચંપા નગરીના રાજાઓને અને બીજા અનેક સ્ત્રી પુરૂષોને બોધ આપ્યો. મહાવીર સ્વામી ૭૨ વર્ષની ઉમરે નિર્વાણ પામ્યા ઇ. સ. પૂ. ૫૨૭.

મહાવીર સ્વામીએ ત્રેવીશમા તીર્થંકર શ્રી **પાર્શ્વ**નાથના વખતના સાધુઓના ધર્મમાં ઘણા આવસ્યક સુધારા કર્યા. અહિંસા, સત્યવચન, અસ્તેય, બ્રહ્મચર્ય અને પાંચમુ અપરી- ગૃહવૃત્ત. આ પાચ વ્રત સ્થાપી ઢીલા થઇ ગએલા **સાધુ**ઓને પોતાનો ધર્મ (ફરજ) સમજાવ્યા. પોતાના સંઘમાં તેમણે **સ્ત્રી**ઓને પણ સ્થાન આપ્યું અને પોતાની ઋદ્ધિથી અને પ્રભાવથી ઘણાને શિષ્યો કર્યા

**જૈન ધર્મના મુળ સિધાન્તો.**

જૈનો અહિંસક છે, તેઓ વનસ્પતિ તથા માટીમા પણ જીવ

છે તેમ માને છે. તેઓ ઇશ્વરના કર્તૃત્વને માનતા નથી પણ દરેક જીવ ઇશ્વર થઇ શકે છે તેમ માને છે. સંસાર અનાદી અને અનંત છે. જીવના સાથે કર્મો લાગેલા હોવાથી તેને મોક્ષ થતો નથી, કર્મનો ક્ષય કરવા માટે સમ્યક જ્ઞાન, સમ્યક દર્શન, સમ્યક ભાવના થવી જોઇએ. ખરા ગુરૂ અને દેવ વિના મળી શકે નહીં તે માટે દાન શિયળ તપ અને ભાવના તથા અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ વૃત આ જૈનો પાળવા જોઇએ અને પછી ક્રમશઃ જીવ કર્મથી મુક્ત બને છે. આ પ્રમાણે જૈન ધર્મની મુખ્ય માન્યતા છે. હાલમાં મહાવીર સ્વામી પછી કેટલાક સૈકાઓ વિત્યા પછી જૈનમાં શ્વેતાંબર અને દિગંબર એમ બે મતો ઉભા થયા. ચારસો વર્ષ અગાઉ શ્વેતાંબરીઓમાંથી સ્થાનકવાસીઓ જુદા પડ્યા. સ્થાનકવાસીઓ મુર્તિને માનતા નથી. જૈનોના બધા સૂત્રો અર્ધ માગધી ભાષામાં લખાયા છે. ધીમે ધીમે આ ધર્મ આખા હિન્દમાં ફેલાયો હિંદુસ્તાનમાં જુદી જુદી ભાષાઓમાં હવે જૈન ધર્મના પુસ્તકો છપાવા માડ્યા છે. સંસ્કૃત સાહિત્યને સમજાવવામાં પણ તેઓએ સારો ભાગ લીધો છે.

## જૈન ધર્મના દેવસ્થાનો.

મથુરા આગળ સમેતશીખર, કેશરીયાજીનો ડુંગર, આબુ, ગીરનાર અને શેત્રુંજયના ડુંગર ઉપરના મંદીરો અને દક્ષીણમાં પણ જૈન મંદીરો તથા જૈન મુર્તિઓની શીલ્પકળા અજબ છે અને આબુ ઉપર દેલવાડાના મંદીરોમાં તો જૈનો જાણે અમરાપુરી કે ઈંદ્રાપુરી નીચે લાવ્યા હોય તેવો ભાસ કરાવે છે. બારમા સકા સુધી ઘણા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શુદ્રો પણ જૈન ધર્મ પાળતા અત્યારે મુખ્યત્વે કરીને વણીઆઓ જૈન ધર્મ પાળે છે. હિંદુસ્થાન ધર્મપરાયણ દેશ છે. બધા ધર્મોનું મુળ અને ઉત્પત્તિસ્થાન હિંદુસ્થાન છે એમ સૌ કોઇ માને છે. આજ સુધીમાં સૌ ધર્મોના મહાન

પુરૂષો આ ભારત ભૂમિમાંજ અવતરણ થયા છે અત્યારે પણ હિન્દુસ્થાનમાં ઘણા ધર્મો ચાલે છે. જૈન ધર્મને લગતો બૌદ્ધ ધર્મ છે અને તે ધર્મના સિધાન્તો પણ ઘણા મળતા આવે છે અને આ બન્ને ધર્મોને ઘણું મળતાપણું હોઇ બન્ને ધર્મોનો વધારે પ્રચાર એકી સાથે અથવા તો બહુજ નજીકના અરસામાં થયો હોવો જોઇએ એમ અમારૂં માનવું છે. બૌદ્ધધર્મના સિધાન્તો આઠ છે. અને તે નીચે પ્રમાણે છે.

(૧) સમ્યગદ્રષ્ટિ, (૨) શુદ્ધ ભાવના સંકલ્પ. (૩) સમ્યક વાચા અથવા સત્ય વાણી (૪) સમ્યક કર્મ અથવા સતકર્મ. (૫) સમ્યક જીવન–પ્રમાણીક જીવન. (૬) સમ્યક માનસીક શુદ્ધી એટલે સમ્યક મન. (૭) સમ્યક સ્મૃતિ હમેશાં જાગૃત રહેવું એટલે દુષ્ટ કર્મો વીચારો તથા આચારોથી દુર રહેવું. (૮) સમ્યક સમાધિ એટલે શુદ્ધ વિચારો અને શુધ ચીંતવન.

ઉપરના આઠ માર્ગો અથવા તો વૃતો પાળવાથી માણસ મોક્ષને કે નિર્વાણને પ્રાપ્ત કરે છે. બ્રાહ્મણ ધર્મ એટલે વેદધર્મ, સનાતન ધર્મ. આ ધર્મના પણ સિધાન્તો એકસરખાજ છે. ટુંકામાં બધા ધર્મના સિધાન્તો એકજ છે બધા ધર્મો સત્ય, અહિંસા, સદ્વર્તન, સંયમ, તપ અને બ્રહ્મચર્ય આ વિષયો ઉપર વધારે ભાર મૂકે છે. દરેક ધર્મના મુળ સિદ્ધાંતો એકજ છે. દરેક ધર્મનો હેતુ મોક્ષ નિર્વાણ પ્રાપ્ત કરવાનો છે.

## જૈન ધર્મની રાષ્ટ્રીય ઉપયોગીતા.

જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ લગભગ એકજ સમયે હિંદુસ્થાન ઉપર પ્રસર્યા. પ્રથમ બીહાર અને બંગાળામાં વૃદ્ધિ પામ્યા અને પછી ધીમે ધીમે આખા હિંદમા ફરી વળ્યા. તેઓ બ્રાહ્મણોને ન પૂજતા. ક્ષત્રીઓ, વૈશ્યો અને શુદ્રોને અને સ્ત્રીઓને પણ પોતાના પંથમાં વગર ભેદે દાખલ કરતા. તેથી તેઓ સર્વત્ર પ્રિય થઇ

પડયા. યજ્ઞ વિગેરેનો બ્રાહ્મણનો ધર્મ શિથીલ થઇ ગયો રાજાઓ પણ જૈન અને બૌદ્ધ થયા તેથી પ્રજાઓ પણ તે ધર્મમાં દાખલ થઇ. તે વખતે ભારતવર્ષ મોટે ભાગે એક ધર્મી બનતા. બધા લોકો એક છત્ર નીચે આવવા ઉત્સુક બન્યા. તે વખતે ક્ષત્રીઓ અને વૈશ્યો બહુ સાહસીક હોવાથી હિંદુસ્થાન બહાર પણ બૌદ્ધ ધર્મ ફેલાયો. હિંદમાં એકજ ધર્મ ભાવના અને એકજ રાષ્ટ્રીય ભાવના થાય તો એકજ પ્રજા ભાવના ઉદભવે. અને ઐકયતાથી હિંદની રાષ્ટ્રીય ભાવના વધે અને હિંદનું કલ્યાણ થાય તેવો ધર્મ ગ્રહણ કરવો તે ભારત જનોનું મુખ્ય કર્તવ્ય અને ધર્મ છે એમ અમારૂં માનવું છે. આવી ઐકયતાની ભાવનાથી ભારત જનોનું કલ્યાણ થાય, સાહસીક બને, સાહિત્યનો અને ધર્મનો વિકાસ થાય, ભકતી ભાવના ઉદય પામે અને આર્ય સંસ્કૃતિનો જય બોલાય. વાહ વાહ બોલાય એજ ખરા ધર્મનો આશય છે એમ અમે માનીએ છીએ. અમે

આગળ કહી ગયા તે પ્રમાણે બધા ધર્મના મૂળ સિધાન્તો એક સરખા છે. અહિંસા, સત્ય, સંયમ, બ્રહ્મચર્ય, અપરીગ્રહ વ્રત, અતેસ્ય. આ મૂળ સિધાંતો સર્વ ધર્મમાં છે. જૈન ધર્મમાં અહિંસા, સંયમ અને બ્રહ્મચર્ય ને ખાસ કરીને અહિંસા અને બ્રહ્મચર્યને, પ્રધાનપદ આપ્યું છે.

**ब्रह्मणि चरतिसः ब्रह्मचारी.** જે પુરૂષ બ્રહ્મને ઓળખે છે તે બ્રહ્મચારી એમ અર્થ થાય છે. આ શબ્દોનો હાલમાં પ્રાકૃત અર્થ જે કરવામાં આવે છે તે આપ સૌ કોઇ જાણો છો. જૈન ધર્મમાં તેમજ બધા ધર્મમાં બ્રહ્મચર્ય એ પ્રથમ વ્રત છે. એ પહેલું પગથીયું છે. આ વ્રતથીજ સાધુ પુરૂષ. આગળ પ્રવૃત્તિ કરી શકે છે અને કર્મ બંધનથી મુક્ત થઇ નિર્વાણ મોક્ષને પામે છે. અહિંસા એટલે કોઇની મનસા, વાચા કે કર્મણા, હિંસા, કે નુકસાન ન કરવું. તે આજ કાલ આ શબ્દનો ખરો અર્થ કરવામાં આવતો નથી.

જૈન ધર્મના જે પાંચ સિધાન્તોમાં ઉપર જણાવેલ વૃત્તો પાળનારા અને ગૃહણ કરનારાજ ખરા જૈન ધર્મ પરાયણ કહેવાય. મને ઘણા તરફથી કહેવામાં આવ્યું છે કે જૈન ધર્મના જે જે સિદ્ધાંતો અને વૃત્તો જૈન સાધુઓમાં જોઇએ તે બધા વૃત્તો તથા ગુણો **સ્વામીજી લવજી મહારાજમાં** હતા તેઓશ્રી મ્હારા મર્હુમ સ્વર્ગસ્થ પિતાશ્રીના સારા પરિચયમાં આવ્યા હતા, તેઓ શ્રીએ સં ૧૯૭૨ ના દુકાળમાં ગરીબ લોકોની સારી સેવા કરી હતી. તેઓશ્રી ઉપદેશ તરીકે કામ કરવા ઉપરાંત પોતાના આત્મ કલ્યાણ માટે પણ એકાંતવાસ સેવી આત્મ ચિંતવન કરવામાં મગ્ન રહેતા. તેઓ મન, વચન, કર્મ ઉપર અસાધારણ કાબુ ધરાવનાર સાધુ હતા. અને તેમનું એક સાધુ તરીકે ઉંચું સ્થાન હતું. જે જે ગુણો ખરા સાધુ પુરૂષમાં જોઇએ તે સર્વ ગુણો તેમનામાં હતા. એમ ઘણા જૈનો તરફથી મારા જાણવામાં આવ્યું છે. તેઓ સંવત ૧૯૮૫ માં ૭૨ વર્ષની ઉમરે નિર્વાણ પદને પામ્યા હતા.

આવા ઉચ્ચ કોટિના મર્હુમ સાધુ પુરૂષની દીક્ષાતીથિ ઉજવવા મહારાજ શ્રી **જેઠમલજી** સ્વામીએ અહીંયા પધારી જે તકલીફ ઉઠાવી છે તે ઘણું પ્રશંસનીય છે અને આ સભાનું પ્રમુખસ્થાન મને આપ્યું છે તે માટે આપ સૌનો હું ફરીને ઉપકાર માનું છું.

મારે ખાસ કહેવું જોઇએ કે આજની સભાનો બધો યશ અને **માન** મહારાજ શ્રી જેઠમલજી સ્વામીનેજ છે કારણકે તેમનીજ મહેનતથી અને પ્રયત્નથી આપણે આજે અહીંઆ એકત્ર થયા છીએ. આવી રીતે પોતાના નિર્વાણ પદને પામેલા ગુરૂ શ્રીનું તેમજ ગુરૂના આદર્શ જીવનનું સ્મરણ કરી તેમજ સર્વને કરાવી સર્વ જૈનોને ધર્મનો પંથ સૂચવે છે, તે ખાતે સ્વામી શ્રી જેઠમલજી મહારાજને ધન્યવાદ ઘટે છે.

ૐ શાન્તિ ? ૐ શાન્તિ ? ૐ શાન્તિ ?



# આવેલ મુબારક બાદીના તાર ટપાલનું લીસ્ટ.

## તાર.

Jetpur
Date 3 Hour 16 Minute 5

Swami Jethmallji, Vadia.

Regret inability to attend personally. Wish all success for Guruji's anniversary.

*Murtuzakhan.*

---

૧ દરબારશ્રી મુર્તઝાખાનજી બાબી સાહેબ,
ભાયાત, જુનાગઢ સ્ટેટ — બામણગઢ



## પત્રો.

૧ નામદાર દરબાર શ્રી વાજસુરવાળા સાહેબ — હડાળા
૨ કુમારશ્રી વજુભા સાહેબ, મેનેજર — જૈનાબાદ
૩ દરબારશ્રી ગોહિલ રણજીતસિંહજી — ભીમડાદ
૪ દરબારશ્રી ખાચર ભોજભાઇ વાળા તાલુકદાર — ચોટીલા
૫ દરબારશ્રી ખાચર દાનભાઇ — પાળીઆદ
૬ દરબારશ્રી શાદુલખાનજી સાહેબ તાલુકદાર — દસાડા
૭ દરબારશ્રી રાણા રણવીરસિંહજી રામસિંહજી — મિધાવદર
૮ દરબારશ્રી રાણા ગોવિંદસિંહજી — મૈકા
૯ દરબારશ્રી રાણા ગજસિંહજી — ઝીંઝાવદર
૧૦ ખાચર અમરાભાઇ — આણંદપુર
૧૧ ઠીનાહરસિંહજી કેશરસિંહજી — વણા
૧૨ કુમારશ્રી ગોવિંદસિંહજી મેરૂજી ચુડાસમા
બી એ એલએલ બી નાયબ દિવાન સાહેબ — ચુડા

૧૦ ગ રા ચદુનાન બહેચરદાસ પટેન, બી એ વિદ્યા અધિકારી સાહેબ — ગોંડન
૧૪ રા ગ ધીરજનાન દેવચંદ ગેશી, બેરીસ્ટર એટ-લો વાંકાનેર
૧૫ રા રા દાકત ડી આર જાડેજા એમ બી બી એસ રાજકોટ
૧૬ ગ રા ડૉ સી એસ શાહ એન ડી એસ. રી દાતના સર્જન' — રાજકોટ
૧૭ ગ રા દાકતર રાજેન્દ્ર બી વજરાજાની એમ બી બી એસ — રાજકોટ
૧૮ દરબારશ્રી પરમાર ડોસુભા મઘાભાઇ — ચાણપુર
૧૯ દરબારશ્રી રાણા જુવાનસિંહજી તાલુકદાર — ખેરાની
૨૦ દરબારશ્રી રાણા જુવાનસિંહજી ગોવિન્દસિંહજી — ખાટડી
૨૧ કુમારશ્રી વાજુભા બાનભા — ખાટડી
૨૨ કુમારશ્રી હરીસિંહજી ઉદયસિંહજી — ખાટડી
૨૩ રાણાશ્રી કેસરીસિંહજી રાજદાર — થાન
૨૪ રા રા અમૃતનાન લક્ષ્મીચંદ મેનેજર — ગુદીયાળા
૨૫ ગ રા અમૃતનાનભાઇ સ્ટેશન માસ્તર — જેતનસર
૨૬ ગ રા મુનજીભાઇ દાકતર એન, એમ એન્ડ એસ ગોડન રેલ્વે
૨૭ રા. રા વાડીનાન કૃપારામ સ્ટેશન માસ્તર — સિધાનદર
૨૮ રા રા વકીન અમૃતનાન નાનિદાસ શાહ બી એ એન એન બી — વઢવાણ-કેમ્પ
૨૯ ગ રા વકીન ચદુનાન નાગરદાસ સઘવી, બી એ એન એન બી — વઢવાણ કેમ્પ
૩૦ રા ગ વસરામભાઇ પટેન એમ એ — ગોડન
૩૧ રા રા ધીરજનાન બહેચરનાન શાહ હાઇકોર્ટ વકીન વ કેમ્પ
૩૨ ગ રા લાલાગ ભાઇ શાસ્ત્રીજી શ્રી જૈન વિદ્યાનયના અધ્યાપક — અમદાવાદ
૩૩ ગ રા જગજીવનદાસ પ્રેમચંદ નંદ એન એ એમ — વાકાનેર

૩૪ રા. રા. સોલંકી કુબેરજી રઘાભાઇ પોલીસ મુખી ખાટડી.
૩૫ કાઠિરાજ પ્રેસના મેનેજર છોટાલાલ કવિ જેતપુર
૩૬ સંઘવી બ્રધર્સ ઝવેરી રાજકોટ
૩૭ ધી ગોપાલકર પ્રેસના માલિક રાજકોટ
૩૮ રા. રા. જગન્નાથ અંબાવીદાસ શિરસ્તેદાર ટુ ધી જ્યુડીસીયલ ઓફીસર જુનાગઢ સ્ટેટ
૩૯ કુમારશ્રી શાર્ણીંગવાળા સાહેબ, મોરબીના માજી હજુર પર્સનલ આ. ચીતળ
૪૦ રા. રા. છોટાલાલ માનસિંગ કામદાર બી. એ. આ. માસ્તર હાઇસ્કુલ વાંકાનેર
૪૧ જૈન સંઘ જેતપુર
૪૨ જૈન સઘ બીલખા
૪૩ જૈન સંઘ લોધીકા
૪૪ જૈન સંઘ મેગણી
૪૫ જૈન સંઘ નવાગઢ
૪૬ જૈન સંઘ ખરવાળા–ગળથ

---

વડીયા સંઘ ઉપર મનીઓડરો આવ્યા તેનું લીસ્ટ.

૫) રા. દોશી નરભેરામ પ્રાગજી જેતપુર
૫) ધોળીયા નરભેરામ આણંદજી જેતપુર
૫) પારેખ શાન્તિલાલ પ્રભુદાસ જેતપુર
૫) રા કામદાર લીલાધર કેશવજી માજી ડુંગર વહીવટદાર જુનાગઢ સ્ટેટ જેતપુર
૫) ચોકસી પ્રભુદાસ પુરૂષોત્તમ જુનાગઢ
૫) રા હુરખચંદ દેવજી નવાગઢ

---



નામદાર દરબાર શ્રી રામ મુળુવાળા સાહેબ—મગસરા

## જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીની ૮૦મી જયન્તિ ઉજવવાનો મેલાવડો બગસરાના નામદાર દરબાર શ્રી રામવાળા સાહેબના પ્રમુખપણા નીચે થએલ તેનો

## અહેવાલ.



બગસરાઃ—સોરઠ વીર સંવત ૨૪૬૧ વીક્રમ સંવત ૧૯૯૧ ની સાલની જયન્તિ ઉજવવાનો મેલાવડો બગસરાના નામદાર **દરબારશ્રી રામવાળા** સાહેબના પ્રમુખપણા નીચે થતાં તે વખતે બગસરાના જૈન સંઘ તરફથી આમંત્રણ પત્રિકા બહાર પાડવામાં આવેલ મુજબ "જગેશ્વર ધર્મશાળા" ની અંદર સભા સ્થાન નિયત કરવામાં આવ્યું હતું. દિવસના ૪ બજે વખત રાખેલ મુજબ વખતસર હિન્દુ મુસલમીન સ્થાનિક અમલદારો પૈકી મજમુ ન્યાયાધીશ રા. રા. લીલાધર માણેકચંદ મ્હેતા, મજમુ ફોજદાર રા રા. શિવલાલભાઇ, રામવાળા સ્ટેટના અમલદારો પૈકી મૂખ્ય કારભારી રા. રા. દેવચંદભાઇ હેમચંદભાઇ શાહ રા. ગ. વૈજનાથ ભાઇ બી. એ. એલ એલ, બી. ન્યાયાધિશ, રા. રા. બાળાશંકર ત્રિભુવનદાસ વહિવટદાર, રા. રા. અનંતરાય ફોજદાર, મી. દેગડા અંગ્રેજી સ્કુલના હેડમાસ્તર ઉપરાંત ઉત્કંઠીત પ્રજાજનો, સંભાવીત ગ્રહસ્થો, કેળવાએલા જુવાનો, સુશિક્ષિત વ્યાપારીઓ, શ્રમજીવી ખેડુતો અને નોકરીયાત વર્ગ અને અન્ય સ્ટાફ, પુરૂષો અને સ્ત્રીઓ મ્હોટા પ્રમાણમાં ઉપસ્થિત હતા. આ વખતે ખાસ હડાળાના નામદાર દરબાર શ્રી **વાજસુરવાળા** સાહેબ આવી પહોંચવાથી સ-

ભાનો દેખાવ દબદબા ભર્યો થઇ પડેલ હતો. સભાના કાર્યક્રમને શોભાવવા રાખેતા મુજબ જુનાગઢના નામદાર નવાબ સાહેબના ભજનકાર, થધુસરના મેર કેશવભક્ત, મોરબીના રાજકવિ ગ નારણદાનજી નથુભાઇ હાજર હતા બરાબર ચારના ટકોરે મે પ્રમુખ સાહેબ કે જેઓની શારીરિક તદુરસ્તિ છે’ના ૩ દિવસથી લથડી જવાથી બહાર નીકળવા માટે ડાકતરી મનાઇ હોવા છતા આચાર્યશ્રી પ્રત્યે અનુરાગ અને પોતાના વચનના ખાતર પોતાના યુવરાજ શ્રી આપાભાઇને સાથે લઇ આવી પહોચ્યા કે તુરતજ સર્વે ઉભા થઇ યોગ્ય સત્કાર આપવા સાથે તરતજ સભાનુ કામકાજ શરૂ કરવામા આવ્યુ પરથમ આચાર્યશ્રીના મગળાચરણમા "પરમ ગુરૂ લવજી સ્વામી" એ શિર્ષક નીચેના ગગ—માલકોસમા મેર કેશવ ભક્તે પ્રારભ કર્યો જે પછી કવિરાજ નારણદાનજીએ આચાર્યશ્રીના ગુણાનુવાદનો પોતાની કર્તિનો છદ વ્રજ ભાષામા ગાઇ સભાની શરૂઆત રસમય કરી સભાના પ્રમુખ સ્થાન માટે સઘના અગ્રગણ્ય શા નરભેરામ દેવચદે દરખાસ્ત મુકી, જેને શા ગિરધરલાલ કાનિદાસે અનુમોદન આપતા મે પ્રમુખ સાહેબે પોતાનુ માનવતુ પદ લિધા બાદ આનદ નિવેદન કરતુ મેર કેશવ ભકતે "પારકુ સુધારે એવા થોડા પ્રાણિ અને રાજ કવિ નારણદાને " શ્રી બિન્દ્રાબીન કયુ ન ભયે મોર " નામના રમીક સગીત લલકારી શ્રોતા ગણને લીન બનાવી મુકયો મે પ્રમુખ સાહેબે પોતાનુ પ્રમુખ પદનુ ભાષણ કરતા પહેલા મેનાનડાની ફતેહ ઇચ્છનાર આવેલ અભિનદનના તાર ટપાલ, અને મનીઓર્ડરોનુ લીસ્ટ તેમના કરભાગી રા રા દેવચદભાઇએ વાચી સભળાવ્યુ હતુ, જેમાના સાપુર (રાજકોટ) ના નામદાર દરબાર શ્રી પ્રભાતસિહજી સાહેબ ગોંડલ સ્ટેટના રા રા આ એન્જીનીયર મનુભાઇ સુનચદ ગાંધી ધોરાજી, કાઠિયાવાડ ના રાજપુત સમાજના ઓ સેક્રેટરી રા રા મકવાણા દેશળભાઇ અદનુભાઇ ભડકવા, વગેરેના તારો અને રાધનપુરના

હિઝ હાઇનેસ નામદાર નવાબ સાહેબ જલાલુદ્દીનખાનજી બહાદુર વગેરેના પત્રોનું લીસ્ટ આગળ આપવામાં આવેલ છે મની-ઓર્ડરો પૈકી રૂપીઆ ૧૦૧ હીઝ હાઇનેસ નામદાર નવાબ સાહેબ બહાદુર રાધનપુર, ૫) ગ. દોશી ધીરજલાલ કેશવજી જેતપુર, અને ૨) બ્હેન શ્રી સુમરી બ્હેન બગસરા, તરફથી મેળાવડાના શુભ પ્રસંગે યોગ્ય વ્યય કરવા આવેલ હતા. મે પ્રમુખ સાહેબ પોતાની શારીરિક સ્થિતિ સાનુકુલ ન હોવા છતા પોતે ઉભા થઇ સહૃદય ઉદ્દગારોથી પ્રસંગને પ્રભાવશાળી બનાવ્યો હતો. પોતાની હાર્દિક હસમુખ વાણીએ સભાના મન ઉપર ઉંડી અને સુંદર છાપ પાડી હતી, જે આગળ અન્ય સ્થળે આપવામાં આવેલ છે. છેવટ ગા કપુરચંદ કાળાભાઇ કવિએ જૈન સઘની વતી મે. પ્રમુખ સાહેબનો આભાર માન્યા પછી ઉપરના બન્ને કવિ નારણદાનજી અને મેઘ કેશવ ભકતે પોતાની મધુર અને બુલંદ અવાજે આનન મેદનીને સંતુષ્ટ કરી હતી આ માંગલીક દિવસને લગતો નીચે મુજબ કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. આજે પાંજરાપોળના જાનવરોને કપાસીયા, લીલો રજકો, ખોળ, કબુતરને દાણીયા વગેરે ચણ, કેદીઓને મિષ્ટ ભોજન આપવા, વેપાર ધંધો બંધ રાખવા જૈન સંઘ તરફથી પ્રબંધ કરવામાં આવ્યો હતો વધારે નવીન અને ખુશી થવા જેવું તો એ હતુ કે વડીયાના નામદાર દરબાર સાહેબની માફક અહીં પણ રાજ્ય તરફથી કોર્ટો, અંગ્રેજી ગુજરાતી અને બાળ મંદીર વગેરે નીશાળો બંધ રાખી રજા પાળવામાં આવી હતી તેની સાથે નામદાર પ્રમુખ (દરબાર) સાહેબે પોતા તરફથી બધી નિશાળોમાં લગભગ બે ત્રણ મણ પતાસા વ્હેંચવા કારભારીને હુકમ કર્યો હતો જેથી આજની જયન્તિ (જન્મ દિવસ) નો શુભ પ્રસંગ મંગલમય બન્યો હતો. આજે બગસરામાં પૂર્ણ હર્ષ ભભકા ભર્યો જન્મ જયન્તિ ઉજવવામાં આવી છે. આ પ્રસંગને અંગે અત્રેના જૈન સંઘ તરફથી ચંદ્રક (મેડલ) નામદાર દરબાર (પ્રમુખ) સાહેબના શુભ હસ્તે મોરબીના

કવિ નારણદાનજીને એનાયત કરવામાં આવ્યો હતો. આ રીતે કાર્યક્રમ પૂર્ણ થતાં પ્રમુખની આજ્ઞાથી આચાર્યશ્રીના જયઘોષ વચ્ચે સભા વિસર્જન થઈ હતી.

— ઇત્યલમ્ :—



પૂજ્ય મહારાજ શ્રી, નામદાર દરબાર સાહેબો,

**બીજ્બાનો, બન્ધુઓ અને બહેનો !**

આજની સભાનુ પ્રમુખસ્થાન કોને આપવુ એ જરૂરનો અને માનનીય પ્રશ્ન છે. આ સભાનો હેતુ જણાવવાને આનંદ થાય છે કે, ગુજરાત, કચ્છ, અને કાઠિયાવાડમાં આચાર્ય તરીકે ગણાતા. મહુમ, જૈનાચાર્ય શ્રીમાન્ **લવજી સ્વામી** જેવા ચારિત્રશિલ, અને શાન્ત મુર્તીની જન્મ તીથિ ઉજવવાની હોઇ, આજની સભા બોલાવવામાં આવી છે.

આચાર્યશ્રીની દીક્ષાતીથિ, જન્મતીથિ, અને નિવાર્ણતીથિ એમ વરસમાં ત્રણ તીથિ ઉજવવાના મેલાવડા થતા હોવાથી દરેક પ્રમુખો પ્રથક પ્રથક હતા જે પૈકી ૧ પહેલી સભાના જુનાગઢ સ્ટેટના જનરલ સેક્રેટરી કર્નલ ગોહીલ શ્રી **સરદારસિંહજી** સાહેબ ઓ. બી આઇ. **બીજી** સભાના પ્રમુખ **મોરબીના** હીઝ હાઇનેસ મહારાજા ઠાકોર સાહેબ શ્રી **લખધીરજી** બહાદુર કે. સી. આઇ. ઇ. ત્રીજી સભાના પ્રમુખ વાંકાનેરના **હીઝ** હાઇનેસ મહારાજા રાજસાહેબ શ્રી **અમરસિંહજી** બહાદુર કે. સી. આઇ. ઇ. **ચોથી** સભાના પ્રમુખ રાજકોટ સુપ્રસિધ્ધ ધારાશાસ્ત્રી રા. રા. હી. બી. શુકલ બેરીસ્ટર એટ–લૉ. પાંચમી સભાના પ્રમુખ મુળીના નામદાર ઠાકોર સાહેબ હરિશ્ચંદ્રસિંહજી. છઠી સભાના પ્રમુખ સાયલાના નામદાર ઠાકોર સાહેબ મદારસિંહજી સી. આઇ. ઇ. સાતમા પાદલીયાદ થાણાના થાણદાર રા. રા. મનસુખ[illegible] [illegible]લાલ

મહેતા આઠમી સભાના પ્રમુખ જસદણના નામદાર દરબાર શ્રી **આલાખાચર સાહેબ**, નવમા માયલાના કુમારશ્રી વિજયસિંહજી ઉર્ફે **વજુભા સાહેબ** મેનેજર જૈનાબાદ અને **થાણાદેવલીના** પોલીટીક્ષ સેક્રેટરી, દસમા કુમાર શ્રી **ફત્તેહસિંહજી** બેરીસ્ટર એટ-લો દિવાન સાહેબ લીંબડી. અગીઆરમી ચાણપરના મુળી ભાયાત દરબાર શ્રી **પરમાર ડોસુભા રઘાભાઈ** બારમી સભાના પ્રમુખ વડીયાના નામદાર દરબાર શ્રી **સુરગવાળા** સાહેબ, અને આ તેરમી સભાના અમારા નામદાર દરબારશ્રી **રામવાલા** સાહેબને બિરાજવા અત્રેના જૈન સંઘ તરફથી સાદર અને આગ્રહભરી વિનંતિ કરવાની અતિ માન ભરી દરખાસ્ત મુકી નામદારશ્રીને તે સ્થાને બિરાજવા વિનંતિ કરૂં છું.

તા ૧૭-૬-૩૫, બગસરા.

વિનંતિ સેવક, **શા. નરભેરામ દેવચંદ**

---

# મે. પ્રમુખ સાહેબનું ભાષણ.

મહારાજશ્રી, **મીજમાનો**, બન્ધુઓ અને બ્હેનો !

આજની સભાનુ પ્રમુખ સ્થાન મને આપવા માટે જે લાગણી બતાવો છો તેના માટે ઉપકાર પણ મારા કરતા કોઇ બીજા સજ્જનને આપ્યું હોત તો વિશેષ ઠીક હતુ, પણ **સ્વામીજી**ની લાગણી અને આગ્રહનો અનાદર કેમ કરી શકાય ? આજની સભાનો ઉદ્દેશ **મહુર્મ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી**ની પવિત્ર જયંતિ ઉજવવાની હોઇ આપણે અત્રે એકત્ર થયા છીએ **સ્વામીજી** જૈન જૈનેત્તર પ્રજામા પ્રસિદ્ધ પુરૂષ હતા તેમના માટે સૌ કોઇ માનની નજરે જોતા હોવાનો સબળ પુરાવો તેમના જીવન ચરિત્રના પુસ્તકમા [illegible] કર્તાઓ અને યુરોપીયન ઓફીસરોના ફોટા મુકવામા

આવ્યા છે, તે જોતાં પ્રતિત થાય છે કે તેમના જીવનમાં વિશ્વ પ્રત્યે ખંડુ ભાન અને ઉત્કર્ષ ભાન હતો. તેમણે આધુનિક સુંદર રીતે કેળવ્યુ હતુ. બાલવયમા સવમાર્ગ થવાથી બાલબ્રહ્મચારી હતા. ૬૧ વરસ દીક્ષા પાળી ૭૨ વરસની ઉમરે સં. ૧૯૮૫ ના કારતક સુદ ૭ ના રોજ વઢવાણ શહેરમા સદગત થયાને આજે છઠ્ઠુ વરસ પસાર થાય છે, તેમણે ઘણા રાજ્યોમા અહિંસા પળાવવાના ઠરાવો કરાવ્યા હતા. ભગવાન મહાવીરના જન્મદિવસની જયંતિ ચૈત્ર સુદ ૧૩ ની આખા કાઠિયાવાડમા તે દિવસે બજારો વિગેરે વેપાર ધંધા રોજગાર બંધ રખાવી જાહેર તહેવાર તરીકે દાખલ કરાવવાનુ યાદગાર સગીન કાર્ય કર્યું છે આજે તેમના નામની કાઠિયાવાડ અને કચ્છમા જુદે જુદે સ્થળે ૧૫ લાઇબ્રેરીઓ હયાતિ ધરાવે છે. સં ૧૯૭૨ ના દુષ્કાળમા દેશમા જુદે જુદે સ્થળે રાજા પ્રજાના હસ્તક લોકોના જાન માલ માટે હજારોના ફંડ ફાળા કરાવી ઘણાઓના જાન માલ બચાવવાનુ મહાન કાર્ય કર્યુ હતું તેઓ ઉપદેશક તરીકે પ્રવાસનુ કાર્ય કરતા છતા ઘણો ભાગ પોતે એકાન્ત વાસ સેવી આત્મ ચિંતનમા મગ્ન રહેતા હતા તેઓ મન, વચન અને કર્મણા ઉપર અસાધારણ કાબુ રાખનાર તરીકે તેમના સમાજમા તેમના માટે ઉચ્ચ સ્થાન હતુ. તેઓ ખરેખર નિસ્પૃહી પુરુષ હતા, તેથી લોકોમાં તેમના માટે ઉચ્ચ ભાવ છે આવા ઉત્તમ પુરુષના સ્મરણ તરીકે આ સભા બગસરા બોલાવવામા આવી છે, તેના માટે બગસરા ભાગ્યશાળી ગણી શકાય. આ અવસરનો લાભ મને સમર્પવા માટે ઘણો આનંદ થાય છે, આટલુ બોલી મારુ વક્તવ્ય પૂર્ણ કરતા પહેલા તમો સર્વેનો અને સ્વામીજીનો આભાર માની સભાનુ કામકાજ પૂર્ણ થયુ જાહેર કરુ છુ

તા. ૧૭-૬-૩૫ બગસરા

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



## મેલાવડાની ફતેહ ઇચ્છનારા આવેલ તારો અને પત્રો.

### તારો

૧ નામદાર દરબારશ્રી પ્રભાતસિંહજી સાહેબ — આકરૂ
૨ રા. રા. મનુભાઇ સુલચંદ ગાંધી
આ એન્જીનીયર સાહેબ ગોંડલ સ્ટેટ — ધોરાજી
૩ રા રા મકવાણા દેવભાઇ અમુલભાઇ ઓ સેક્રેટરી
કાઠિયાવાડ કા. રાજપુત સમાજ — લીંબડી

### પત્રો

૧ હીઝ હાઇનેસ નામદાર નવાબ સાહેબ
જનાબુદ્દીનખાનજી બહાદુર કે. સી આઇ. ઇ. — રાધણપુર
૨ નેકનામદાર ઠાકોર સાહેબ વખતસિંહજી — વળા.
૩ નેક નામદાર ઠાકોર સાહેબ સુરસિંહજી, — ખીરસરા
૪ નામદાર દરબાર શ્રી વાજસુરવાળા સાહેબ
પોરબંદર સ્ટેટના માજી એડમીનીસ્ટ્રેટર, — કુંડળા
૫ નામદાર દરબારશ્રી વિજયસિંહજી સાહેબ — વિંછીયા
૬ નામદાર દરબારશ્રી સુરવાજી સાહેબ, — લોધીકા
૭ નામદાર દરબારશ્રી વિજયસિંહજી સાહેબ — લોધીકા
૮ નામદાર દરબારશ્રી પ્રભાતસિંહજી સાહેબ — સાપુર
૯ દરબારશ્રી બાગી મુરતુઝાખાનજી સાહેબ
ભાવાત જુનાગઢ, તાલુકે બામણગઢ
૧૦ કુમારશ્રી બન્નેસિંહજી સાહેબ વઢવાણ બી. એ,
હાલ ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ, — સાદરા
૧૧ ચુડાસમા ,મેરુભાઇ બી એ એલ એલ બી
મેનેજર સાહેબ, — કોટડા સાંગાણી
૧૨ કુમારશ્રી વિજયસિંહજી ઉર્ફે વજુભા સાહેબ મેનેજર નેતાના
૧૩ દરબારશ્રી રાણા જોગવરસિંહજી, માજી દિવાન

સાહેબ વઢવાણ અને ભાવનગરના પોલીસ કમીસ્નર
હાલ કાઠિયાવાડના બીન અખત્યારી તાલુકદારો,
ભાગીદારોની એસોસીએશનના પ્રેસીડન્ટ સાહેબ

૧૪ કુમારશ્રી જોરાવરસિંહજી સાહેબ
૧૫ દરબારશ્રી રણજીતસિંહજી સાહેબ
૧૬ દરબારશ્રી જાડેજા પ્રતાપસિંહજી દિવાન સાહેબ
૧૭ કુમારશ્રી વાલેરાવાળા સાહેબ પો. સુપ્રીન્ટેન્ડન્ટ
૧૮ દરબારશ્રી ખાચર દાનાભાઇ
૧૯ દરબારશ્રી રાણા ગજસિંહજી નાનભા ભાયાત સુડા
૨૦ રાણાશ્રી ગોવિન્દસિંહજી અખુભા
૨૧ કર્નલ ગોહિલશ્રી સરદારસિંહજી સાહેબ ઓ. બી. અ
માજી ચીફ કમાન્ડીંગ ઓફીસર ઇમ્પીરીયલ લાન્સ
ભાવનગર સ્ટેટ અને જનરલ સેક્રેટરી જુનાગઢ સ્ટેટ
૨૨ કુમારશ્રી રાણીંગવાળા સાહેબ, માજી મોરબીના
હજુર પર્સનલ આ૦
૨૩ રા. રા. ગોહિલશ્રી ગોપાલસિંહજી રાજખર્ચનાઉપરી
૨૪ દરબારશ્રી જાડેજા ગોપાળસિંહજી
૨૫ રા. રા. ખોખર બુઢુભાઇ સાભાઇ કુતીયાણાવાળા
હીઝ હાઇનેસ નામદાર નવાબસાહેબ સોરઠ
સરકારના હજુરી
૨૬ રા. રા ધીરજલાલ દેવચંદ દોશી બેરીસ્ટર એટ-લો
૨૭ રા. રા. દાકતર સી. એસ શાહ એલ. ડી. એસ. સ
દાંતના સર્જન
૨૮ રા. રા. મોહનલાલ પિતામ્બર સંઘવી નગરશેઠ
૨૯ રા. રા. રાજકવી શંકરદાન જેઠીભાઇ
૩૦ રા. કામદાર ધનજી લીલાધર

| | |
|---|---|
| ૩૧ રા. રા. મોહનલાલ ડોસાભાઇ, | રાજકોટ |
| ૩૨ દોશી ધીરજલાલ કેશવજી. | કલકત્તા |
| ૩૩ જૈન સંઘ | ચુડા |
| ૩૪ જૈન સંઘ | તોરી |
| ૩૫ જૈન સંઘ | વસતડી |
| ૩૬ જૈન સંઘ | ધાંધલપુર |
| ૩૭ જૈન સંઘ | ખેરવા-જતના. |



દિવાન ઓફીસ,
રાંધનપુર સ્ટેટ.
તા. ૧૩-૬-૩૫.

સર્વે ઉપમાં લાયક સ્થાનકવાસી જૈન સ્વામીશ્રી જેઠમલજી.
બગસરા.

આપનો કાગળ અને તે સાથે આમંત્રણ પત્રિકા હીઝ હાઇનેસ શ્રી નવાબ સાહેબ બહાદુર ઉપરની આવી તે સંબંધનો મુબારક પત્ર ગઇ કાલે આપના તરફ લખ્યો છે. વિશેષમાં આપના ગુરૂ શ્રી લવજી સ્વામીની જયન્તિ ઉજવવાના અંગે ખરચ માટે રૂા. ૧૦૧ અંકે રૂા. એકસોહ એક મોકલવા ફરમાન થવાથી તે પ્રમાણે રૂા. ૧૦૧ મનીઓર્ડરથી આપના તરફ આજરોજ મોકલવામાં આવ્યા છે તો તે રકમ તે બાબતના ખરચના ઉપયોગમાં લેવડાવશો.

એચ. વી.
દિવાન, રાંધણપુર સ્ટેટ.

સંઘ ઉપર બહારગામથી મનીઓર્ડરો આવ્યાનું લીસ્ટ.

રૂા. ૧૦૧ હીઝ હાઇનેસ નામદાર શ્રી નવાબ સાહેબ
જલાલુદ્દીનખાનજી બહાદુર, કે. સી. આઇ. ઈ. રાંધનપુર

૫ શા. કેશવજી કાનિદાસ હા ધીરજલાલ જેતપુર
૨ બેન શ્રી સુમરી બેન બગસરા

૧૦૮

## શ્રીમાન્ માટે સભામાં ગાયેલ કવિતા
### મથ છ૬ વૈતાલ.

બગસર જામ ગુનકે ધામ, રામ પ્રમુખ હે પારસમણિ
મુગન જનકી સભાવર, સિદ્ધાનળી બેહ બની
જૈન કે આચાર્યજીકી, જન્મ જયન્તિ હે જની,
લક્ષભર લવજી મુનિકી, દક્ષતા સુન હે દુનિ ૧
અભિયાનખતકે મખત માસન જ્યેષ્ઠ સિજન વરવદી
પ્રગટે પ્રથી પરમાર્થ વાદી, રતી વિયન કર રદી,
શ્રેષ્ટ શિષ્ય સુજ્ઞન જાકે, જ્યેષ્ઠમલ્લજી હે મુનિ
લક્ષભર લવજી મુનિકી, દક્ષતા સુન હે દુનિ ૨
જ્ઞાન અરૂ વિજ્ઞાન ગુરૂકો, શિષ્ય દેખ સમાતીયે
પેટકી જ્યુ પવિત્રતા સો, પુત્રમે પડીયાનીય,
માનો જ્યુ મુર્તિ તપસ્યાકી, બિરાજી સનમુખ બની
લક્ષભર લવજી મુનિકી દક્ષતા સુન હે દુનિ ૩
કહત નારાયણ દાન જાત, સુજ્ઞન શ્રોતા જન, સુનો,
લવજી મુનિકે શિષ્યકી, બાની સુની હૃદય ગુનો
જ્યેષ્ઠમલ્લજી મુનિબાની, પિયુસ ધારા હે પુની,
લક્ષભર લવજી મુનિકી, દક્ષતા સુન હે દુનિ ૪

કર્તા—મોરબીના કવિ નારણદાન નથુભાઇ,
બગસરાના નામદાર દરબારશ્રી રામવાળા
તથા વીરાવાળાના રાજકવિ

## વીર પુત્રો.

વીરનો ધર્મ એ બહાદુરનો છે, કાયરનો નહિં. જૈન ધર્મ એ ' વિજેતાનો ' છે; બલહીન વિજેતા કેમ બની શકે !

શકિતશાલીજ ધર્મનો મર્મ સમજી શકે છે. માટે બહાદુર વીર બનો ?

વીર બનશો તોજ ' અહિંસા ' ધર્મના વિજય ડંકા આલમ ભરમાં વગડાવી શકશો.

ધર્મ એ કોઇ વાડો નથી; સર્વ કોઇને આચરી શકવાની શક્તિ ધરાવે છે તો તેને પોતાનો કરી શકે છે.

ઉંચ અને નીચ કદી કોઇને માનશો નહિં બધા મનુષ્યો પ્રાણિ છે. સર્વમાં " सच्चिदानन्द प्रभु " બિરાજી રહેલ છે માત્ર કર્મથી ઉંચ નીચ દેખાય છે. માટે અહંભાવ અને ભેદભાવ છોડી ઉંચ જીવન જીવો.

અસ્તુ ?



દરબાર શ્રી ખાચર ભાણભાઇ જેઠા–ચોટીલા.

## જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈન પુસ્તકાલય દરબારશ્રી ખાચર ભાણભાઇ જેઠાના હાથથી ખુલવાનો થએલ મેલાવડાનો

# અહેવાલ.



**ચોટીલા:**—કાઠિયાવાડ વીર સંવત ૨૪૪૨, વીક્રમ સંવત ૧૯૭૨ માં **"શ્રી લવજી સ્વામી જૈન પુસ્તકાલય ચોટીલા"** એ નામની સંસ્થા સ્થાપન કરવા દરબારશ્રી ખાચર **ભાણભાઇ** જેઠાના પ્રમુખપણા નીચે થએલ મેલાવડો જૈન ઉપાશ્રયના મકાનમાં થએલ તે વખતે દરબારો પૈકી દરબારશ્રી ખાચર **સુરીંગ શાર્દુલ તાલુકદાર સાહેબ.** દરબારશ્રી ખાચર **ભોજભાઇ વાઘા.** દરબારશ્રી ખાચર **રાણીંગભાઇ ચોમલા.** દરબારશ્રી ખાચર **વાસ્કુર શાર્દુલ.** દરબારશ્રી ખાચર **દેસા મેરામ.** કુમારશ્રી ખાચર **દેવાઇત ભાણભાઇ.** કુમારશ્રી **પીઠુભાઇ ભાણભાઇ.** દરબારશ્રી ખાચર **આલા જેસા** વગેરે દરબારો, જૈનો, જૈનેત્તર વગેરે હિન્દુ મુસલમીન સારી સંખ્યામાં હાજર હતા. શરૂઆતમા કેલવણી વિષયક વ્યાખ્યાનો થયા પછી જૈન સંઘના આમંત્રણથી દરબારશ્રી **ખાચર ભાણભાઇ** જેવા વિદ્વાન **નીરવ્યશની** અને વયોવૃદ્ધના હાથથી ખોલવામાં આવી. દરબારશ્રી તરફથી ખુરમીઓ વગેરે ભેટ આપવામાં આવી હતી. છેવટ આચાર્યશ્રીની જય બોલાવી મેલાવડો વિસર્જન થયો હતો **નમો વીરાય.**

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી જૈન ફ્રી લાઇબ્રેરી ખુલવાનો મેલાવડો માલીયાના નામદાર ઠાકોર સાહેબના પ્રમુખપણા નીચે થએલ તેનો સંક્ષિપ્ત

# અહેવાલ.

---

ચોટીલા:—કાઠિયાવાડ. વીર સંવત ૨૪૪૨. વીક્રમ સંવત ૧૯૭૨ ના કારતક સુદી બિજ. તા નવેમ્બર ૧૯૨૫ ના રોજ "શ્રી લવજી સ્વામી જૈન ફ્રી લાઇબ્રેરી" ખોલવાનો મેલાવડો માલીયાના નામદાર ઠાકોર સાહેબ શ્રી રાયસિંહજીના પ્રમુખપણા નીચે થતાં તે વખતે સ્થાનિક દરબારો અને થાણાના અમલદારો પૈકી દરબાર શ્રી ખાચર ભોજભાઇ વાઘા, તાલુકદાર, દરબાર શ્રી ખાચર સુરીગભાઇ શાર્દુલ, તાલુકદાર. દરબાર શ્રીખાચર ભાણભાઇ જેઠા, દરબાર શ્રી ખાચર રાણીંગભાઇ ચોમલા, દરબાર શ્રી ખાચર વાસ્કુર શાર્દુલ, દરબાર શ્રી ખાચર દેસા મ્હેરામ, દરબાર શ્રી ખાચર સુરીગ આલા અને રા. રા. શહેરી તરીકે ગણાતા ધાધલ દેવાઇત રાણા ઉર્ફે મોરભાઈ વગેરે અને આણંદપુરના દરબારો, સ્થાનિક અમલદારો, વકીલો, જૈનસંઘ અને તપગચ્છ સંઘ વગેરે હિન્દુ મુસલીમ મ્હોટી સંખ્યામાં હાજર હતા. પ્રાથમિક ભાષણો થયા બાદ જૈન સંઘના આમંત્રણથી માલીઆના નામદાર ઠાકોર સાહેબ શ્રી રાયસિંહજીના શુભ હસ્તે લાઇબ્રેરી હાજર રાખેલ ચાંદીની ચાવી વતી ખુલ્લી મુકવાની ક્રિયા



નામદાર ઠાકોર સાહેબ શ્રી
રાયસિંહજી, માળીઆ

થઇ હતી. લાઇબ્રેરીના કાર્યવાહકોની કમિટિ ઉપરના ૭ દરબારો અને જૈન સંઘના એક અગ્રેસર એમ સાતની નિમવામાં આવી હતી અને ઓનરરી સેક્રેટરી રા. ઘાઘલ દેવાઇત રાણા ઉર્ફે મોરભાઇને નિમવામાં આવ્યા હતા. નામદાર માળીયા ઠાકોર સાહેબે સંસ્થાને રૂા. ૨૫) ની રોકડ બક્ષીસ કરી હતી. છેવટ મહાવીર પ્રભુની જય બોલાવી મેલાવડો ખતમ કરવામાં આવ્યો હતો. सुज्ञेषु किम्बहुना.



## જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી જૈન પુસ્ત કાલય ખુલવાનો મેલાવડો અંકેવાલીયાના દરબાર શ્રી રાણા માનસિંહજી ઉમેદ-સિંહજીના પ્રમુખપણા નીચે થયેલ તેનો

# અહેવાલ.

---

અંકેવાલીયા:-લીંબડી ભાયાત વીર સંવત ૨૪૨૬. વીક્રમ સ
૯૭૬ ની સાલમાં લીંબડી સંપ્રદાયના મર્હુમ જૈનાચાર્ય શ્રી
લવજી સ્વામીના નામની લાઇબ્રેરી ખોલવાનો મેલાવડો અ
વાલીઆના દરબાર શ્રી રાણા મનુભા ઉર્ફે માનસિંહજી ઉ
સિંહજીના પ્રમુખપણા નીચે જૈન ઉપાશ્રયના મકાનમાં થતાં
વખતે દરબારો પૈકી કુમાર શ્રી જોરાવરસિંહજી ચંદ્રસિંહ
દરબાર શ્રી બાલુભા વીસુભા. દરબાર શ્રી કાલુભા ઉર્ફે મહિ
સિંહજી પૃથ્વિસિંહજી. દરબાર શ્રી અજીતસિંહજી. દરબાર
અંબાલાલભાઇ વગેરે અને જૈનો-જૈનેત્તરની સારી સંખ્યામાં હાજ
હોવાથી દેખાવ ગામના પ્રમાણમાં સારો થયેલ હતો. શરૂઆત
કેલવણીને લગતા જુદા જુદા ભાષણો થયા બાદ જૈન સંઘ
આમંત્રણથી દરબાર શ્રી રાણા મનુભાભાઇએ લાઇબ્રેરીનો ક
ખુલ્લો મુકી પોતા તરફથી પુસ્તકાદિની યોગ્ય મદદ કરી દ
બીજા દરબારોએ પણ પુસ્તકો ભેટ આપી સંસ્થાની ફતેહ ઇચ્
મેલાવડો વિસર્જન થયો હતો. શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !

---



દરબાર શ્રી ગાનુભા ઉમેદસિંહજી,
લીંબડી ભાયાત અંકેવાળીયા.

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી જૈન પુસ્તકાલય ખુલવાનો મેલાવડો અંકેવાલીયાના દરબાર શ્રી રાણા માનસિંહજી ઉમેદસિંહજીના પ્રમુખપણા નીચે થયેલ તેનો

# અહેવાલ.

---

અંકેવાલીયા:-લીંબડી ભાયાત વીર સંવત ૨૪૪૬. વીક્રમ સંવત ૧૯૭૬ ની સાલમાં લીંબડી સંપ્રદાયના મહુંમ જૈનાચાર્ય શ્રીમાન્ **લવજી સ્વામીના** નામની લાઇબ્રેરી ખોલવાનો મેલાવડો અંકેવાલીઆના દરબાર શ્રી રાણા મનુભા ઉર્ફે માનસિંહજી ઉમેદસિંહજીના પ્રમુખપણા નીચે જૈન ઉપાશ્રયના મકાનમાં થતાં તે વખતે દરબારો પૈકી કુમાર શ્રી જોરાવરસિંહજી ચંદ્રસિંહજી. દરબાર શ્રી બાલુભા વીસુભા. દરબાર શ્રી કાલુભા ઉર્ફે મહિપતસિંહજી પૃથ્વિસિંહજી. દરબાર શ્રી અજીતસિંહજી. દરબાર શ્રી અંબાલાલભાઇ વગેરે અને જૈનો-જૈનેત્તરની સારી સંખ્યામાં હાજરી હોવાથી દેખાવ ગામના પ્રમાણમાં સારો થયેલ હતો. શરૂઆતમાં કેલવણીને લગતા જુદા જુદા ભાષણો થયા બાદ જૈન સંઘના આમંત્રણથી દરબાર શ્રી રાણા મનુભાભાઇએ લાઇબ્રેરીનો કપાટ ખુલ્લો મુકી પોતા તરફથી પુસ્તકાદિની યોગ્ય મદદ કરી હતી. બીજા દરબારોએ પણ પુસ્તકો ભેટ આપી સંસ્થાની સ્નેહ પ્રકટી, મેલાવડો વિસર્જન થયો હતો. શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

---

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી સાયલાના નામદાર ઠાકોર સાહેબશ્રી મદારસિંહજી બ્હાદુરના મુબારક હાથથી ખુલવા થએલ મેલાવડાનો

# અહેવાલ.



ખાટડી (સાયલા તાબે) વીર સંવત ૨૪૫૭ વીક્રમ સંવત ૧૯૮૮ ના માગસર વદી ૧૧॥ ને મંગળવાર. તા ૫-૧-૩૨ ના રોજ સવારના ૯ નવ બજે "શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી ખોલવા સાયલાના નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી મદારસિંહજી બહાદુર બરાબર વખતસર પોતે પોતાના રાજકુટુંબ અને અમલદારો પૈકી કુમારશ્રી કનભાભાઇ, કુમારશ્રી દીપસિંહજી અને પોતાના હજુર પર્સનલ આ. ખાટડીના રાણાશ્રી જેઠુભા અખુભા તેમજ રા. નાગરદાસભાઇ ન્યાયાધિશ સાહેબ રેવન્યુ ઓફીસર રા પોપટલાલ સોમચંદ વગેરેકચેરીમંડળ સહિત મોટરોમાં ૭ ગાઉ આવી પહોચતા અગાઉથી હાજર રહેલ સ્થાનિક ભાયાતો, વેપારીઓ વગેરે ગામ સમસ્ત ઉપરાંત મેલાવડામાં ભાગ લેવા બહારગામથી રાજકોટ, ચોટીલા અને વઢવાણ તાબાના રામપુરા વગેરે ગામથી આવેલ મિજમાનો સર્વે એ ઘટીત આવકાર આપ્યો હતો. બરાબર વખતસર સભાના કામ કાજનો પ્રારંભ કરતા શરૂઆતમાં સભામા ભાગ લેવા કાઠિયાવાડના જાણીતા પ્રભુપરાયણ ભકત જુનાગઢવાળા મેર કેશવ ભકત આવી પહોંચતાં તેમણે શરૂઆત કરના સ્વાગતનું ગિત ગાઇ બતાવ્યા બાદ ખાટડીના દરબારો અને જૈનોએ નામદાર ઠાકોર સાહેબને સભા-

સ્થાન લેવા અરજ અને દરખાસ્ત મુકતા રાણાશ્રી જેઠુભા અખુભાએ ઉપરની દરખાસ્તને ટેકો આપવાથી નામદાર ઠાકોર સાહેબે પોતાનું પ્રમુખપદ સ્વીકારી, પ્રથમ બહારગામથી આવેલ સંખ્યાબંધ તારો અને પત્રો વાંચી બતાવ્યા હતા. પ્રમુખ તરફિનું પોતાનું વિદ્વતાભર્યું ભાષણ વાંચી બતાવ્યા બાદ લાઇબ્રેરી ખુલ્લી મુકવાની ક્રિયા કરવા વિનંતિ કરવામાં આવતાં નામદાર ઠાકોર સાહેબે ઉભા થઇ લાઇબ્રેરીના નામનું ચાંદી (રૂપા)નું તાળું સ્વહસ્તે ઉઘાડી લાઇબ્રેરીના પુસ્તકો અને કબાટ રૂ. ૫૦ નો વગેરે જોઇ પોતે ખુશાલી બતાવવા સાથે લાઇબ્રેરીના ફંડમાં રૂ. ૨૫ બક્ષીસ કરી પુસ્તકાલયની ફત્તેહ ઇચ્છી હતી. છેવટે આચાર્યશ્રીની જયઘોષણા બોલાવી નામદાર ઠાકોર સાહેબ અને સભાજનો વિસર્જન થયા હતા અને નામદાર ઠાકોર સાહેબ તરફથી સર્વેને ગોળની પ્રભાવના આપવામાં આવી હતી.



## પ્રમુખસ્થાનેથી
## સાયલાના નેક નામદાર ઠાકોર સાહેબ મદારસિંહજી બ્હાદુરનું મનન્ય ભાષણ.



આજરોજ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક લાઇબ્રેરી ખુલી મુકવાની શુભક્રિયા અમારા હાથથી થવા જેઠમલજી સ્વામીજીની ઇચ્છાને માન આપી કરવામાં આવે છે. જોકે અમને રાજકાજના અની જરૂરના અનીવાર્ય સંજોગોને લઇ સાયલાથી આટલે દુર આવવુ થયું છે, એ સ્વામીજીની ઇચ્છાને આભારી છે. અમારે કહેવું જોઇએ કે આવા ન્હાના ગામમાં આવી લોકોપયોગી કેળવણીની સંસ્થાનું ઉદ્‌ઘાટન કરવામાં આવે એ અમને અને

ગામને ખરેખર મગરૂર થવા બરાબર છે. આવા કેળવણીના તીક્ષ્ણ હરીફાઇવાળા જમાનામાં જ્યારે દરેક દેશ કુદકે અને ભુસ્કે આગળ વધે છે. ત્યારે આપણો આર્યાવર્ત એટલે કે હિન્દ દેશ પછાત પડેલ જોઇ હૃદય વિદિર્ણ થાય છે. બન્ધુઓ ! જ્ઞાનની સત્તા વધારે ચાલે છે એક હુંશીયાર બૅરીસ્ટર એક કલાકમાં પોતાના મગજની મ્હેનતના એક હજાર રૂપિયા પેદા કરે છે જ્યારે એક જડબુદ્ધિનો મજુર આખો દિવસ મોટામોટા પાણા ઉપાડે છે ત્યારે ચાર આના માંડ કમાય છે. ખચિત જ્ઞાન એ અમાપ કિંવા અલક્ષીત વિદ્યુત-શક્તિ છે. જર અને જમીનના વસીયતનામા થાય છે પણ જ્ઞાન અને ડહાપણના વસીયતનામા થતા કર્યાઇ સાંભળ્યા નથી. જ્ઞાનરૂપી અથવા વિદ્યારૂપી ગૂઢ દેશ છે તેના ભીતરમાં અનંત ઐશ્વર્યો અને રહસ્યોના ગુપ્ત બીજકો રહેલા છે. સર્વ દૈવી સંપત્તિનું તે મુળ સ્થાન છે. કોઇ વીલક્ષણ સંકેતવસાત પણ તેનો પ્રભાવ ગુપ્ત રહેતો નથી. અંગ્રેજ વિદ્વાન શિસિરો કહે છે કે—" વિદ્યાભ્યાસ એ તરૂણાવસ્થામાં પોષણ, વૃદ્ધાવસ્થામાં મોજશોખ, સંપતિમા શણગાર અને વિપતિમાં આશ્વાસન છે. " ઘર સંસારમાં કે યોગાશ્રમમાં સુખકર્તા થઇ પડે છે. બહારના વિનય વિવેકાદિ અપરિમિત ગુણો પ્રાદુર્ભાવ પામે છે. કેળવણી એ અભ્યુદયમાં આભુષણ રૂપ, આપતીમાં રક્ષણરૂપ અને વૃદ્ધાવસ્થામાં પોષણરૂપ સંપત્તિના રૂપમાં ફ્લીત થાય છે. જૈન શાસ્ત્ર ફરમાવે છે કે " **पढमं नाणं तवोदया** " ( દશવૈકાલિક સૂત્ર ) એટલે કે પ્રથમ જ્ઞાન અને પછી દયા. માલવાધિપતિ મહારાજા ઉર્ફે મહર્ષિ ભર્તૃહરી કહે છે કે " **विद्या विहिन पशु** " એટલે કે " વિદ્યા વિનાનો નર પશુ સમાન છે. " એક અંગ્રેજ વિદ્વાન કહે છે કે " Ignorant men differ from the best only in their figure " એટલે કે અજ્ઞાન માણસો અને પશુઓમાં માત્ર આકૃતિમા ફેર છે. " It is better to

be unborn than untaught for ignorance is the root of all evils" (Plato) એટલે ન ભણવા કરતાં ન જન્મવું એ વધારે બ્હેતર છે કારણ કે અજ્ઞાનતા એ સર્વ દુઃખનું મુળ છે. (પ્લેટો) બુદ્ધ ભગવાન કહે છે કે " અજ્ઞાનપણુ એ દુનિયામાં સૌથી મોટામાં મોટી બદી છે. અજ્ઞાન એ ઇશ્વરનો શાપ છે. જ્ઞાન આપણને સ્વર્ગમાં લઇ જનાર પાંખ છે. દુનિયા અને આત્મોન્નતિની સલામતીનો પાયો જ્ઞાન ઉપર ટકી રહેલ છે. હંમેશાં આત્મસિદ્ધિના દાદરે ચડવા માટે જ્ઞાનરૂપ દોરીના અવલંબનની જરૂર પડે છે. જ્ઞાન એ જાણવું જ્યાંસુધી એ શક્તિ મનુષ્યોમાં નથી ઉત્પન્ન થઇ ત્યાં સુધી તે સત્યાસત્યને જાણી શકતો નથી પણ જ્યારે તે જાણે છે ત્યારે ભલેને કદાચ રત્નાકરના તમામ રત્નો કે ઉદ્‌ભિજ કોટીમાંની અનંત વનસ્પતિના અનેક ગુણ ધર્મો મનુષ્ય માત્રને જાણીતી હોવી અશકય છે. એકાદ અરણ્યમાં કે એકાદ પર્વતપર આપણે જઇએ અને ત્યાં હજાર ભાર વનસ્પતી જોઇએ તો તેના ગુણધર્મોનું જ્ઞાન ન હોવા સબબે તે આપણને નિરૂપયોગી સમજાય છે, પરન્તુ જ્યારે કોઇ તેની ઉપયોગીતા આપણને સમજાવે ત્યારે વનસ્પતી વગેરે રસાયણીક અને ભૌતિક પદાર્થોના સંબંધમાં આપણા મનમાં મોટો આદર ઉત્પન્ન થઇ આનંદ ઉદ્‌ભવે છે. વિદ્યા છે તેના દક્ષિણ હાથમાં દીર્ઘાયુષ્ય છે અને વામન હાથમાં સંપતી તથા કીર્તિ છે. તેના રસ્તા આનંદમય છે અને સઘળા લોકોને સુખ શાન્તિરૂપ થઇ પડે તેવા છે લૉર્ડ બેંકન કહે છે કે " કવિતાના અભ્યાસથી માણસમાં ચતુરાઇ આવે છે. ગણીતના અભ્યાસથી ચોક્કસ થતા શીખે છે. પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રના અભ્યાસથી ઉંડા વિચારોનો બને છે. નીતિશાસ્ત્રના અભ્યાસથી ગંભીરતા આવે છે. તર્ક શાસ્ત્ર તથા અલંકાર શાસ્ત્રના અભ્યાસથી વાદવિવાદ રૂપ તકરારના મેદાનમાં ફતેહ પામે છે અને ઇતિહાસના અભ્યાસથી ડાયો અને અકલમંદ થાય છે. યતઃ

पियुषम चमुधेत्य, रसायणमनौषधं,
अनन्यापेक्षमैश्वर्यं, ज्ञानमाहुर्म नीषिणाः ॥ १ ॥

એટલે કે, જ્ઞાન એ સમુદ્રથી નહિ ઉત્પન્ન થએલ એવું અપૂર્વ અમૃત છે, ઔષધોથી નહિ ઉત્પન્ન થએલ એવું અસાધારણ રસાયણ છે અને અન્ય વસ્તુઓથી નાનું સરખું અપૂર્વ ઐશ્વર્ય છે. "Knowledge is Power" જ્ઞાન એજ શક્ત છે. "Pen is mightier than sword" એટલે કે તરવાર કરતાં કલમ બલવાન છે. " यदेशं श्रीयते तमैव मुहते बाहु प्रतापर्जितम् " વિદ્યાના જે કોઇ પ્રદેશમાં ઉતરશે તેમાં પ્રભુત્વ સંપાદન કરશેજ. આથી પણ વિશેષ વિદ્યાના પ્રદેશમાં બોલી શકાય તેમ છે પરન્તુ વખતના અભાવે આટલું બોલી બંધ કરતાં પહેલાં જમાનાને અનુસરવા ખાટડીને હિત સલાહ આપવા ઉચિત ધારૂં છું. જેમ બને તેમ દારૂ, અફીણ વગેરે વ્યસનો બંધ કરી સમયને ઓળખશો અને તમારી પ્રજાને ભણાવી પિતા તરીકેની તમારી ફરજ અદા કરશો. ગિરાસ ખાવો એ આજકાલ બાંધેલા સદાવ્રત ખાવા બરાબર છે. જે ગિરાસ છે તે વડીલોપાર્જીત મિલકત છે આ જમાનામાં આપણે ખેતરનો સેઢો સરખો પણ ખેસવી શકીએ કે વધારી શકીએ તેમ નથી તેથી જો ભણશું તો સુખી જીવન ગાળીશું. વેપારી વગેરેને ક્યાં ગિરાસ હતો? છતાં સુખી જીવન નૌકા ચલાવે છે. ગિરાસદારને જ્યાંસુધી એક દીકરો હોય ત્યાંસુધી તેમનો ગિરાસ આબાદ રહે છે પરન્તુ જ્યારે એકથી વધુ પ્રજા થાય ત્યારે તો ગિરાસ તુટી જતાં ગિરાસીયાને બદલે ઉભડ જેવી સ્થિતિ થાય છે. ખરી રીતે બકરીને બે અને ગિરાસણીને એકથી વિશેષ સંતતિ ન હોવી જોઇએ. કારણ? ટુંકા ગિરાસમાં પ્રજા વધવાથી અંતે કારડીયા જેવી સ્થિતિ થઇ પડે છે. તે Malthas theary of Propular માં પ્રજા ઉત્પન્ન કરનાર પિતાને કેટલી જવાબદારી ભોગવવી પડે છે તે બરાબર સમજવા દરેક

યત્ન કરશે. આટલું બોલી મ્હારૂં ભાષણ બંધ કરીશ. અને આ લાઇબ્રેરીનો તમે દરેક સારીરીતે તેના વાંચનનો લાભ લઇ સ્વામીજીની લાગણીનો અને મર્હુમ આચાર્યશ્રીની સંસ્થાનો તન, મન અને ધનથી સદુપયોગ કરશો. સર્વે ભાઇયોનો અને આ પ્રસંગે પધારેલા બહારગામના મિજબાનોનો ઉપકાર માનું છુ.

સુજ્ઞેષુ કિંમ્બહુના ?

## લાયબ્રેરી ખુલ્લી મુકવાના મેલાવડાની ફત્તેહ ઇચ્છનાર આવેલ તારો.

Anandpur-Sardhar, Date 4. Hour 16. Minute 15.

Jain Sangh, Khatdi-Muli.

Hearty congratulations for opening Lavji Swami's Library.

Jain Sangh.
ANANDPUR.

---

Bhadla-Sardhar, Date 4. Hour 16. Minute 15.
Jain Sangh, Khatdi-Muli.

Hearty congratulations for opening Lavji Swami's Library.

Jain Sangh,
BHADLA.

---

**Chotila,** Date 4. Hour 13. Minute 15.
**Jain Sangh, Khatdi-Muli.**

Hearty congratulations for opening Lavji Swami's Library.

**Jain Sangh**
PINPRALI

---

**Bhadia,** Sardhar,

***Jain Sangh, Khatdi. Muli.***

Hearty congratulations for opening Lavji Swami's Library.

**Dadbhai,**
Talukdar, ANANDPUR.

---

**Chotila,** Date 4 Hour 15 Minute 15.
**Jain Sangh, Khatdi Muli.**

Hearty congratulations for opening Lavji Swami's Library.

**Surig Sadul,**
Talukdar, CHOTILA.

---

**Chotila.** Date 4 Hour 15 Minnte 10
***Jain Sangh, Khatdi Muli.***

Hearty congratulations for opening Lavji Swami's Library.

**Bhojbhai Vagha,**
Talukdar, CHOTILA.

---

**Chotila,**

Date 4 Hour 15 Minute 10.

**Jain Sangh, Khatdi, Muli.**

Hearty congratulations for opening Lavji Swami's Library.

**Nanbhai Sadul,**
CHOTILA.

---

**Chotila,** Date 4 Hour 3 Minute 16.

**Jain Sangh, Khatdi Muli.**

Hearty congratulations for opening Lavji Swami's Library.

**Chelabhai Jiva Khachar.**
BHIMORA.

**Bhadla,** Date 4 Hour 15 Minute 15

**Jain Sangh, Khatdi, Muli,**

Hearty congratulations for opeuing Lavji Swami's Library.

**Govindji Anandji.**

---

**Bhadla,** Date 4 Hour 15 Minute 5.

**Jain Sangh Khatdi, Muli.**

Hearty congratulations for opening Lavji Swami's Library.

**Khachar Ravatbhai.**
Talukdar BHADLA.

---

Jambooda, Jamnagar

Date 4 Hour 15 Minute 15.

Jain Sangh, Khatdi Muli.

Hearty congratulations for opening Lavji Swami's Library.

Mulu Harsur Paliya,
Artist, JAMBUDA.

---

## તારોનું લીષ્ટ..

| | |
|---|---|
| ૧ જૈન સંઘ | આણંદપુર |
| ૨ જૈન સંઘ | ભાડલા |
| ૩ જૈન સંઘ | પીંપરાળી |
| ૪ નામદાર દરબારશ્રી ખાચર દાદભાઇ જીવાભાઇ તાલુકદાર | આણંદપુર |
| ૫ નામદાર દરબારશ્રી ખાચર સુરીગભાઇ શાર્દુલ | ચોટીલા |
| ૬ દરબારશ્રી ખાચર ભોજભાઇ વાઘા | ચોટીલા |
| ૭ દરબારશ્રી ખાચર નાનભાઇ શાર્દુલ | ચોટીલા. |
| ૮ દરબારશ્રી ખાચર ચેલાભાઇ જીવા | ભીમોરા. |
| ૯ દરબારશ્રી ખાચર રાવતભાઇ | ભાડલા. |
| ૧૦ રા. રા. ગોવિન્દજી આણંદજી દોશી નગર શેઠ. | ભાડલા. |
| ૧૧ ગઢવી મુળુ હરસુર આર્ટીસ્ટ | જામનગર-જાંબુડા. |

૧૧



## પત્રો.

ચોટીલા તા. ૪-૧-૩૨.

જૈન સંઘ તથા દરબાર સાહેબો ખાટડી.

તમારે તિયા જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામી સ્મારક લાઇબ્રેરી ખુલ્લી મુકવાની ક્રિયા થવાની સાંભળી આનંદ થયો. અહિં પણ સ્વામીજીના નામની " શ્રી લવજી સ્વામી જૈન ફ્રી

લાઇબ્રેરી ચોટીલા. " એ નામથી મોટા પાયા ઉપર માળીયાના ઠાકોર સાહેબ રાયસિંહજીના મુબારક હાથથી સંવત ૧૯૭૨ ના કાર્તિક શુદી બીજના રોજ ખુલ્લી મુકવામા આવેલ છે કે જેના કાર્યવાહક તરીકે દરબાર શ્રી ખાચર ભોજભાઇ તથા સુરીગભાઇ શાર્દુલ તથા વાસ્કુરભાઈ શાર્દુલ તથા ભાણભાઇ તથા રાણીંગભાઇ તથા દેસાભાઇ મેરામ તથા જૈન સંઘ તરફથી શા રાયચંદ વેલશી વગેરે કાર્યવાહકો નીમવામા આવેલ છે જે પૈકી દેસા મેરામ ગુજરી જતા તેમની જગ્યાએ મારી નીમનોક કરેલ છે ઉપર પ્રમાણે લાઇબ્રેરીને આજે સ્થાપન થયાને ૧૫ વર્ષ થયા છે. જેની અંદર ૩ કબાટ, ૬૫૦ પુસ્તકો લગભગ છે. રૂા ૧૧૦૦ ની સીલીક છે. છાપા નોકર ખરચ વગેરે ૧૦૦ રૂપિયા ઉપરાત ખરચ છે. તેવીજ રીતે તમારી પણ લાઇબ્રેરીની આબાદી ઇચ્છીએ છીએ. ઉપરની લાઇબ્રેરીના મેલાવડાને મુબારકબાદી આપવામા આવે છે સ્વામીજી જેઠમલજી મહારાજશ્રીને અમારા નમસ્કાર કહેશો.

વિનતિ સેવક
**ખાચર સુરીગ આલાના**
ગમરામ વાચશો.

---

| | |
|---|---|
| ૧ જૈન સંઘ | સુદામડા. |
| ૨ જૈન સઘ | ધાંધલપુર. |
| ૩ જૈન સંઘ | સેજકપુર |
| ૪ દરબારશ્રી ખાચર જીવાભાઇ અમરા તાલુકદાર | સણોસરા |
| ૫ દરબારશ્રી ખાચર ભાણભાઇ ઓઢા તથા રામભાઇ ઓઢા તાલુકદાર | ભીમોરા. |
| ૬ દરબારશ્રી પરમાર વાઘુભા અનોપસિંહજી તાલુકદાર | મુળી. |
| ૭ દરબારશ્રી ખાચર દાનભાઇ કાથડ | આણંદપુર |

૮ કુમારશ્રી ફતેહસિંહજી વજુભા
બગસરા રામવાળા સ્ટેટના માજી કારભારી સાહેબ સાયલા.
૯ દરબારશ્રી ખાચર સુગીર આલા ચોટીલા
૧૦ ગોહિલશ્રી તેગુભા. પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ જેતપુર કાઠિ
૧૧ જાડેજા ભીખુભા, મહારાજા જામસાહેબના સી.
ઇન્સ્પેક્ટર જામનગર સ્ટેટ ભાડલા.
૧૨ રા. રા. ગોવિન્દજીભાઇ કામદાર સાહેબ મુળી.
૧૩ રા. રા. નાગરદાસ કસ્તુરચંદ શાહ ન્યાયાધિશ સાહેબ સાયલા.
૧૪ રા. રા. વકીલ ગોપાલજી થોભણભાઇ ડીસ્ટ્રીકટ પ્લીડર વ. કેમ્પ.
૧૫ રા. રા. વકીલ ત્રિકમલાલ સોમચંદ મુળી.
૧૬ રા રા મોદી છગનલાલભાઇ વર્ધમાન એન્જીનીયર
પારેવાળા ઇજારદાર. જામનગર સ્ટેટ
૧૭ રા. રા ડોસાભાઇ ગોપાલજી મ્હેતા માજી નાયબ
દિવાન સાહેબ લીંબડી.
૧૮ રા. રા પારેખ ચકુભાઇ વખતચંદ તથા બાલુભાઇ
વખતચંદ પરમાર પ્રેસ રાજકોટ
૧૯ રા. રા. ડાક્તર સાહેબ એલ. એમ. એન્ડ એસ. ભાડલા.
૨૦ રા રા. છગનલાલ હુરજીવન ઉપાધ્યાય ફોજદાર સાહેબ ભાડલા.
૨૧ શાહ પેથશી ઝવેર ચોટીલા
૨૨ શાહ ઠાકરશી મોતીચંદ ચોટીલા.
૨૩ શાહ ઝવેર હિરાચંદ ચોટીલા
૨૪ પારેખ ગુલાબચંદ કર્મચંદ ચોટીલા.
૨૫ શાહ મોતીચંદ ખિમચંદ ચોટીલા
૨૬ શાહ વાડીલાલ ધનજી ધાધલપુર.
૨૭ શાહ જીવરાજ સુંદરજી માસ્તર ભાડલા
૨૮ ઠક્કર છગનલાલ તથા ડાહ્યાલાલ નાનજી ભામાણી ભાડલા.



## જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી ઇસ્ટિનં કાઠિયાવાડ એજન્સીના મે. ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ સાહેબના હાથથી ખુલો મુકવાના મેલાવડાનો

# અહેવાલ.



આણંદપુર–કાઠિયાવાડ વીર સંવત ૨૪૫૭ વીક્રમ સંવત ૧૯૮૮ના મહા વદી ૩ ને ગુરૂવાર તા. ૨૫–૨–૩૨ના રોજ સવારના નવ બજે મે. રાવ બહાદુર યશવંતરાયભાઇ બી. એ. ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ વઢવાણ કેમ્પથી મોટરમાં આવી પહોંચતાં અગાઉથી સ્થાનિક દરબારો, દરબાર શ્રી દેશા ભોજા, દરબાર શ્રી દાદભાઇ જીવા તથા નાનભાઇ જીવા, દરબાર શ્રી ઉનડભાઇ, દરબાર શ્રી દાનભાઇ વીગેરે સ્થાનિક દરબારો, જૈનો, જૈનેત્તર હિન્દુ, મુસલમીન ઉપરાંત ઢોકળવા, નવાગામ વગેરેના દરબારો હાજર હોવાથી સર્વેએ ઉભા થઇ સત્કાર કર્યો હતો સાહેબ બહાદુરની સાથે વઢવાણથી પોતાનો સ્ટાફ તથા ચોટીલાના મે. થાણદાર સાહેબ રા. પાયક, ગ. ડાક્તર સાહેબ અને વકીલો, વગેરે હોવા ઉપરાંત બહાર ગામથી ખાસ આ પ્રસંગ ઉપર આવેલ સદ્ગૃહસ્થો પૈકી ચોટીલા, ભાડલા વગેરેથી જૈનો આવી પહોંચ્યા હતા. અને દરેક વખતના મેલાવડામાં જેમની હાજરી રહિ છે તે જાણીતા પ્રભુ પરાયણ ભકત જુનાગઢ તાબાના ધંધુસરના સુપ્રસિદ્ધ ભજનિક રા. રા. મેર કેશવ ભક્ત પણ ખાસ ભાવનગરથી આવી પહોંચતાં મલાવડાની સુંદરતામાં ઓર વધારો થયો હતો.



રાવ બહાદુર યશવંતરાય વી. ન્હોરા. બી. એ.,
ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ,
ઇસ્ટર્ન કાઠિયાવાડ એજન્સિ, વઢવાણ.

શુભેચ્છાઓનું સારી રીતે સુંદર અવલોકન થાય છે. આવી કે
ણીની લોકોપયોગી સંસ્થાનું ઉદ્ઘાટન તેઓ સાહેબના હ
થાય એ એક આનંદ ભર્યો અપૂર્વ લાભ ગણાય. એમાં પણ
ણુંદપુર જેવા પછાત પડેલ પંચાલના પ્રદેશને તો ખચિત અ
અને માનભર્યો પ્રસંગ ગણી શકાય. મે. ડેપ્યુટી સાહેબની
યશસ્વી કારકીર્દિને યાદ કરાવનાર આ પ્રસંગ અમને હસ્
થવા માટે નામદાર પરમાત્માનો અને સ્વામીજીનો એહસાન મ
વામાં આવે છે. લાઇબ્રેરી પુસ્તકાલય એ માનવ જન્મ
દેશની ઉન્નતિનું અગ્રસ્થાન છે. જે કોઇ પણ કેળવણીના ઉ
પ્રદેશમાં ઉતરશે તે વિજય અને લક્ષ્મી અથવા કનક અને કી
વગેરે અંતથી મેલવશે તો જયથી ઝલકશે. કોઇપણ દેશ કે વ્ય
જ્ઞાનવિના પૈસો, પ્રાણુ અને પ્રતિષ્ઠાને સંપાદન કરી પોત
અભ્યુદય કરી શકેલ નથી. પૂર્વકાલમાં આર્યાવ્રત સર્વ દેશ ક
વિદ્યામાં સર્વોપરી સ્થાન ભોગવતો હતો. જ્યારે આજે સાં
સમયમાં તેની અધોગતી જોતાં હૃદય હણાય છે, અને અશ્રુ
છે. કુદરત જેવા વેગથી ઉદયાચલના શિખર ઉપર ચડાવે છે, તે
વેગથી અસ્તાચળની તળેટીમાં ધકેલી મુકે છે. પાશ્ચિમાત્ય દેશો
કેળવણી અને આવી લાઇબ્રેરીઓ પાછળ લખનુંટ ખરચ કર
પાછળ શોખ અને ગૌરવ ધરાવે છે ત્યારે આપણે દારૂના પ
અને હોટલો પાછળ વડીલોપાર્જીત કનક કીર્તિ અને કાયાનું બલ
દાન કરી કૃતાર્થ થઇએ છીએ. પીઠામાં કે હોટલોમાં જવા
કપ તથા પીયાલીઓ ભરીભરીને પી ખીસા ખાલી કરવા સ
ચને નાણાંનો ભોગ અપાય પણ કેળવણીના માર્ગે દોકડો
અપાય, લાઇબ્રેરી જેવી સંસ્થામાં મેમ્બર શીનો વાર્ષિક માત્ર
રૂપીઓ ભરવાનો મોખ ન મળે અને પીઠામાં તેમજ હોટલો
રોજ રૂપિઓ, ચાર આના ધુમાડો કરવા મળે. જ્યાં સુધી સા
કેળવણી નહિ મળે ત્યાં સુધી ઉદય અશકય છે. આટલું પ્રસ

ખોલી આ સંસ્થાની ઉઘાડવાની ક્રિયા કરવા આણંદપુર જૈન સંઘ તરફથી મે. ડેપ્યુટી સાહેબને વિનંતિ કરૂં છું અને તેઓ સાહેબ અમારી વિનંતિ સ્વીકારી અમને કૃતાર્થ કરશે. અસ્તુ !

સુજ્ઞેષુ કિમ્બહુના !

સેવક,

સંઘવી કપુરચંદ ભગવાનજી.

# મે. પ્રમુખ સાહેબનું ભાષણ.

આજરોજ જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામી સ્મારક પૂસ્તકાલય ખુલ્લું મુકવાની ક્રિયા કરવાનું જે માન મને આપવામાં આવ્યું છે તે માટે હું આપનો સર્વેનો આભારી છું તા. ૨૨ ફેબરવારી ૧૯૩૨ ના રોજ અમારે બહુ અગત્યના કામને અંગે તદ્દન અનીવાર્ય સંજોગો વસાત આ શુભ ક્રિયા કરવાનું કાર્ય આજ મારે મુલતવી રાખવું પડ્યું છે. અમારા હાથથી આ ક્રિયા થવી જોઇએ તેવો શ્રી જેઠમલજી સ્વામીનો આગ્રહ હતો અને તેથી આપણને સર્વને જે આ શુભ તક મળી છે, તે શ્રી જેઠમલજી સ્વામીને આભારી છે. આવા નાના ગામોમાં જ્યાં પ્રાથમીક કેળવણી પણ સપૂર્ણ રીતે મળવી મુશ્કેલ છે, ત્યાં આવી સંસ્થાઓ ખોલી કેળવણીના ઉત્તેજન અર્થે સ્વામીજી જે લોકસેવા બજાવી રહ્યા છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. આ બાબતમાં અત્રે એકત્ર થએલા તાલુકદારો, ભાગદારો તથા અન્ય સદ્‌ગૃહસ્થો રસ લેતા થયા છે. તે જોઇને અમોને અત્યંત આનંદ થાય છે અને

ભવિષ્યમાં આવા પુસ્તકાલયનો પૂર્ણ લાભ લઇ તેઓ સ્વજ્ઞાતીને ઉન્નતિને પંથે દોરશે તેવી અમોને આશા છે.

૨. પ્રસંગાનુસાર મારે જ્ઞાનની મહત્તા વિશે બે શબ્દ બોલવા જોઇએ પરંતુ એતો વિશ્વવિખ્યાત વાત છે કે Knowledge is power તેમજ विद्या विहिन पशु. વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે. જ્ઞાનની મહત્તા માનસીક, આધ્યાત્મિક, ધાર્મિક, આર્થિક, સામાજીક અને રાજકીય દ્રષ્ટીએ કેટલી છે તે સર્વ કોઇ જાણે છે અને તે વિષય ઉપર વધારે કહેવા જરૂર જેવું નથી પરંતુ આ પ્રસંગે પુસ્તકાલયોની ઉપયોગીતા અને ઇતિહાસ વિશે બે શબ્દ કહેવા એ અયોગ્ય નહિ કહેવાય.

સામાન્ય જન સમાજને સર્વે પ્રકારે ઉપયોગી થાય તેવા પુસ્તકાલયો ઇ. સ. પુર્વે ચાર હજાર વરસ પહેલાં ઇજીપ્ત અને એસેરીયા દેશોમાં હતાં. ઇજીપ્તમાં ટાલેમી સોટરે સ્થાપેલું એલેકઝાન્ડરીયાના પુસ્તકાલયથી માંડીને રેનેસેન્ટની ચળવળ પછી યુરોપ ખંડના દેશોદેશમાં સ્થપાયેલ પુસ્તકાલયોનો ઇતિહાસ લખવા માટે અત્યારે સમય કે અવકાશ નથી પણ એટલું કહેવું તો ઉચીત ગણાશે કે પુસ્તકાલયો એ એક પ્રાચીન સંસ્થા છે અને અત્યારે આખી દુનિયામાં બ્રીટીશ વા રાષ્ટ્રીય પુસ્તકાલય બ્રીટીશ મ્યુઝીયમ સૌથી સુંદર અને મોટામાં મોટું પુસ્તકાલય છે. પારીસનું બીબીલી આર્થક નેશનલ પુસ્તકાલય પણ સુવિખ્યાત છે. બીજા પણ યુરોપખંડમાં બહુ ઉંચ કોટીના પુસ્તકાલય છે પરંતુ તેના નામો આપની પાસે જણાવવાની ખાસ કંઇ આવશ્યકતા નથી.

હુવે આપણા દેશ તરફ દ્રષ્ટિ ફેંકતાં આપણને જણાય છે કે પુરાતન કાળમાં જો કે આપણો દેશ સારી રીતે કેળવાએલ અને સુધારેલો હતો, પણ આધુનીક કાળમાં આપણો દેશ કેળવણીમાં

ઘણા પછાત છે. અને હજુ ઘણી પ્રગતી કરવાની છે તેમ કહેવામાં આપ સર્વ મારી સાથે સંમત થશો. જુના વખતમાં જ્યારે આપણા દેશમાં મુદ્રણાલયો નહિ હતા. તે વખતે ઉપદેશકો પરીભ્રમણ કરીને જ્ઞાન પસારતા અને તે સમયે પ્રજાને પોતાના કંઠસ્થ સાહિત્ય અને સ્મૃતીગત પ્રેરણા કરાવતાં અને દેશની ઉન્નતિએ દોરતા. એક આ ધુનિક કાળમાં જો કે એમાં માણસોનો સંભવ છે તોપણ મુદ્રણાલયોના ભાવની આપણી સદ્ભાગ્યે તે મુશ્કેલીઓ દુર કરી છે અને તેથી કેળવણીના પંથે કંઇક પ્રગતી થવા લાગી છે. તે પ્રગતીનો આજનો આ અવસર એક દાખલો આપણા ગુજરાત ભણી આપણે જોશું તો જણાશે કે વડોદરા રાજ્યમાં લાઇબ્રેરી દ્વારા કેળવણી આપવાની ઉત્તમ યોજના થએલી છે. લગભગ ગામેગામ અને મ્હાલે મ્હાલમાં જન સમાજને ઉપયોગી થાય તેવા પુસ્તકાલયો સ્થપાયા છે. અને પ્રજા તેનો બહોળો ઉપયોગ કરી લાભ લઇ રહી છે. તદઉપરાંત ઘણાં સ્થળે તે રાજ્યમાં ફરતા પુસ્તકાલયો પણ યોજાએલા છે હું પ્રચ્છું છું કે આપણે પણ તે રાજ્યનો દાખલો લઇ જન સમાજની યતકિંચીત સેવા બજાવતા થઇએ.

હવે પુસ્તકાલયોની ઉપયોગીતા વિશે બે શબ્દ આપને કહીશ. પુસ્તકાલયો થવાથી કિમતી અને દુર્લભ પુસ્તકો પણ પ્રજાને ઘેર બેઠાં વાંચવાની અને વિચારવાની સગવડ મળી. તેને લીધે જ્ઞાનની તરસ લાગી તેને લીધે વિચારની અને આચારની આપલે વધી. લોકો એક બીજાને વધુ સમજતા થયા અને તેથી સ્વભાવીક રીતે સમાજ ધીરે પણ અડગ પગલે પ્રગતીના પંથે ધપતો આપણને જણાય છે અને આપણે જાણી શકયા છીએ કે આપણી માનસિક, ધાર્મિક અને દરેક પ્રકારની પ્રવૃતીમાં પુસ્તકાલયની પ્રવૃતીનો કંઇ નાનો સુનો હીસ્સો નથી.

પુસ્તકાલય ઉપર વિચાર કરતાં વાંચન વિવેકનો પ્રશ્ન ઉભો

થાય છે. વાંચન વગર તો ન ચાલે એ નિઃસંદેહ છે. પરંતુ તે વાંચન યોગ્ય રીતે પસંદ કરેલું હોવું જોઇએ. તથા તેનું ભક્તિ પૂર્વક સેવન મનન થવું જોઇએ. તોજ તેનું અધિક અને સાચું ફળ પ્રાપ્ત થાય. આ દ્રષ્ટિએ પણ આપણો આ ચોપડીઓનો સંગ્રહ ઉપયોગી ગણી શકાય તેવો છે.

અંતમાં આ પુસ્તકાલયનો આપ સર્વ સારી રીતે લાભ લઇ શ્રી જેઠમલજી સ્વામીની મહેનતનો અને મર્હુમ આચાર્યશ્રીની સંસ્થાનો સદ્ઉપયોગ કરશો એવી આશા રાખું છું.

તથાસ્તુ ?



## મેલાવડાની ફત્તેહ ઇચ્છનાર આવેલ તાર-ટપાલનું લીસ્ટ.

### તાર.

Wadhwan City.

Dated 22, Hour 11, Minute 40

Jain Sangh, ANANDPUR.

Hearty congratulations for Opening Lavji Swami's Library.

Jalamsinhji.

૧ રાણાશ્રી જાલમસિંહજી કાકા સાહેબ વઢવાણ.

## પત્રો.

દિગ્ભુવન પેલેસ,
લીંબડી-કાઠિયાવાડ.
તા. ૩-૨-૩૨.

મહારાજશ્રી જેઠમલજી સ્વામી,
વઢવાણ—આણંદપુર.

વિનંતિ કે આપે લાઇબ્રેરી ખુલવા માટે કરેલ કાર્ય ખરેખર બહુજ સ્તુતિ પાત્ર છે, અને તે લોકોપયોગી કાર્ય હોવાથી ધન્યવાદ ઘટે છે.

દોલતસિંહજી,
કે. સી. આઇ. ઇ.
ઠાકોર સાહેબ, લીંબડી સ્ટેટ.

---

| | |
|---|---|
| ૧ જૈન સંઘ | ચોટીલા. |
| ૨ જૈન સંઘ | વઢવાણ શહેર. |
| ૩ જૈન સંઘ | ધાંધલપુર. |
| ૪ જૈન સંઘ | રાજસીતાપુર. |
| ૫ જૈન સંઘ | રામપુરા. |
| ૬ જૈન સંઘ | લીંબડી. |
| ૭ જૈન સંઘ | ભૈરાલી. |
| ૮ જૈન સંઘ | પોંપરાલી. |
| ૧ હીઝ હાઇનેસ. નેક નામદાર ઠાકોર સાહેબ સર દોલતસિંહજી બહાદુર. કે. સી. આઇ. ઇ. | લીંબડી. |
| ૧ નેક નામદાર ઠાકોર સાહેબ | સાયલા |
| ૧ રા. રા. સુખલાલ જીવરાજ બી. એ. મ્યુનીસીપાલ પ્રેસીડન્ટ અને ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ સાહેબ | ડીસા કેમ્પ. |

૧ કુમારશ્રી કલભા સાહેબ — સાયલા.

૧ રા. રા. થાણદાર સાહેબ — પાલીયાદ.

૧ રા. રા. ગોકુલદાસ ચતુર્ભુજ ચીફ રેવન્યુ ઓફીસર સાહેબ — વઢવાણ સ્ટેટ.

૧ રા. રા. ગોપાલજીભાઇ ગોહિલ રાજ ખર્ચના ઉપરીસાહેબ ,,

૧ રા. રા. હુરગોવિન્દભાઇ સ્ટેટએન્જીનીયર સાહેબ. ,,

૧ રા. રા. મોરી દાનસંગજી વાઘજી પોલીસ સુ. સાહેબ ,,

૧ રા. રા. જયન્તિલાલ નરભેશંકર બી. એ. આ. માસ્તર દાજીરાજ હાઇસ્કુલ. ,,

૧ રા. રા. નાગરદાસ દામોદર શેઠ બી. એ. આ. માસ્તર દાજીરાજ હાઇસ્કુલ. ,,

૧ રાણાશ્રી ગોવિન્દસિંહજી વહિવટદાર સાહેબ. ,,

૧ રા. રા. ઝુંઝાભાઇ વેલશી. ,,

૧ રા. રા. નથુભા બી. એ. ન્યાયધિશ સાહેબ રાજસીતાપુર પ્રાંગધ્રા.

૧ રા. રા. વકીલ હુરીલાલ ખુશાલચંદ દોશી. બી. એ, એલ એલ, બી. — વ. કેમ્પ.

૧ રા. રા. વકીલ જેઠાલાલ શંકરલાલ રાવલ બી. એ, એલ એલ, બી. — વ. કેમ્પ.

૧ રા. રા. ગોપાલજી ચોભણભાઇ ડીસ્ટ્રીક્ટ પ્લીડર — વ. કેમ્પ.

૧ રા. રા. સનમુખરાય ત્રિભુવનરાય રાણા હેડ કલાર્ક પોલીટીકલ એજન્ટ ,,

૧ રા. રા. મણિલાલ નારણજી બી.એ.આ. માસ્તર હાઇસ્કુલ ,,

૧ રા. રા. મોહનલાલભાઇ સ્ટેશન માસ્તર મોરબી રેલ્વે કેમ્પ.

૧ દરબારશ્રી રાણા બાપુભા માધવસિંહજી તાલુકદાર દુધરેજ.

૧ રાણાશ્રી સામતસિંહજી ,,

| | | |
|---|---|---|
| ૧ | રાણાશ્રી નથુભા | એરાલી. |
| ૧ | દરબારશ્રી પરમાર ઉમસુભા તથા સિવુભા તાલુકદાર | ચાણપુર. |
| ૧ | દરબારશ્રી ખાચર ચેલાભાઇ જીવાભાઇ | ભીમોરા. |
| ૧ | રા. રા. દલપતરામ વનમાળી દોશી હજુર પ્રાઇવેટ સેક્રેટરીમુલી | |
| ૧ | રાણાશ્રી અલ્લુભા રાજમલજી ડીસ્ટ્રીકટ ફોજદાર વઢવાણ સ્ટેટ | રામપુરા. |
| ૧ | રાણાશ્રી પ્રભાતસિંહજી મુસાહેબ વુડ હોસ્ટેલ | વઢવાણ કેમ્પ. |
| ૧ | રા. રા. ડાક્તર જીજીભાઇ પંચાણજી માજી ચીફ મેડીકલ ઓફીસર | સાયલા |
| ૧ | રા. રા. હરજીવનદાસ નાગરદાસ મોઢ | રામપુરા |
| ૧ | રા. રા. ગોવિન્દજી આણંદજી નગરશેઠ | ભાડલા |
| ૧ | માસ્તર જીવરાજ સુંદરજી શાહ | ભાડલા |
| ૧ | કુમારશ્રી વાઘુભા બાલુભા ઓ. સેક્રેટરી શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી | ખાટડી. |

 

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી જૈન સ્મારક લાઇબ્રેરી નામદાર યૂવરાજશ્રી પ્રબલસિંહજી સાહેબના હાથથી ખુલવામાં આવેલ તેનો અહેવાલ.



ખીરસરા—વીર સંવત ૨૪૫૭ વીક્રમ સંવત ૧૯૮૮ના ફાલ્ગુન વદી ૩ ને શુક્રવાર તા. ૨૫–૩–૩૨ ના બપોરના ૩ બજ્યે ખીરસરાના નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી સૂરસિંહજી તથા નામદાર પાટવી કુમારશ્રી પ્રબલસિંહજી, અમલદાર વર્ગ પૈકી રા. રા. વનરાજ રતનસિ ધ્રુવ, બી. એ. એલ એલ, બી. કારભારી સાહેબ; રા. રા. સરન્યાયાધિશ સાહેબ. ગોહિલશ્રી જેઠુભા દાજીભાઇ રેવન્યુ ઓફીસર સાહેબ, ફોજદાર, નિશાળના મ્હેતાજી વગેરે સાથે બન્ને બરાબર વખતસર આવી પહોંચતા હાજર રહેલા સર્વ પૈકી ભાયાતો અને બ્હાર ગામથી આવેલ મિજબાનો રાજકોટના વકીલો પૈકી રા. રા. વકીલ લાભશંકર નરભેરામ મ્હેતા, બી, એ. એલ એલ બી. સોલીસીટર એન્ડ એડવોકેટ, રા. રા. વકીલ કાલિદાસ મોતીચંદ પારેખ, બી, એ. એલ એલ, બી. રાજકોટ પ્રજાપ્રતિનીધી સભાના પ્રમુખ, રા. રા. વકીલ હરખચંદ જેઠાભાઇ ખઢેરીયા. બી, એ. એલ એલ, બી. રા. રા. વકીલ ઉજમશી શિવલાલ. રા. રા. વકીલ મણિલાલ અભેચંદ મણિઆર. રા. રા. મણિલાલ છોટાલાલ પારેખ. બી, એ. રા. રા દાકતર વીરચંદ લવચંદ દોશી, એચ. એ. નૌત્તમલાલ ન્યાલચંદ મ્હેતા, બી, એ. સવાઇલાલ દલપતરામ દોશી વીમા કમ્પનીવાળા. મોહનલાલ ડોસાભાઇ શાહ ગોપાલકર પ્રેસવાળા. વોરા માધવજીભાઇ વગેરે ઉપરાંત ચીભડાના



નામદાર ઠાકોર સાહેબ શ્રી સૂરસિંહજી-ખીરસરા.

વોરા પાનાચંદ રામજી, વોરા હુરખચંદ ખિમજી અને વડાથી રા. ઘેલાભાઇ ચતુર્ભુજ સહકુટુમ્બ વગેરે મિજબાનો સવારમા આવી પ્હોચ્યા હતા. સર્વેને રાજ્ય તરફથી ગેસ્ટ હાઉસમાં ઉતારો આપવામાં આવ્યો હતો. અને સઘળી સરભરા રાજ્યે કરી હતી. ઉપરના સર્વે સદ્ગૃહસ્થો હિન્દુ, મુસલમિને નામદારશ્રીને યોગ્ય આવકાર આપ્યો હતો.

મેલાવડાના કાર્યક્રમની શરૂઆત કરતાં પ્રથમ બે વિદ્યાર્થીઓએ પ્રભુ પ્રાર્થના કરી હતિ. અને ત્યાર પછી નામદારશ્રીને પ્રમુખપદ લેવા અત્રેના શાહ ચતુર્ભુજ મોતીચદે દરખાસ્ત મુકતાં સ્થાનિક ગૃહસ્થ ખોજા ઝવેરભાઇ તરફથી અનુમોદન આપવામા આવતાં નામદાર યુવરાજ સાહેબે પોતાનું પ્રમુખ પદ સ્વિકાર્યું હતું. પ્રમુખ સાહેબના ફરમાનથી રા. રા. કારભારી સાહેબ વનરાજ રેતસિહ્ન. બી, એ. એલ એલ, બી. એ પ્રમુખ સાહેબનું ભાષણ વાંચી બતાવ્યા બાદ બહારગામથી આવેલ મેલાવડાની ફતેહ ઇચ્છનાર તાર-ટપાલનું લીસ્ટ વાચી બતાવવામા આવ્યું હતું તે લીસ્ટ અન્ય સ્થળે આગળ આપવામા આવેલ છે, તે તરફ વાચકનુ ધ્યાન ખેંચવામા આવે છે. બીજા જુદા જુદા વકતાઓના થએલ ભાષણો પણ આગળ આપવામાં આવેલ છે. દરખાસ્ત અને ટેકાની વિધિમા રા.રા વકીલ લાભશંકર નરભેરામ મ્હેતા બી, એ. એલએલ બી સોલીસીટર, અનુમોદન રા રા. વકીલ હુરખચંદ જેઠાભાઇ ખઢેરીયા, બી, એ. એલ એલ, બી. પ્રમુખ સાહેબનો આભાર. રા. રા. વકીલ કાલિદાસ મોતીચંદ પારેખ બી, એ એલ એલ, બી રાજકોટ પ્રજા પ્રતિનિધિ સભાના પ્રમુખનુ અનુમોદન. મણિલાલ છોટાલાલ પારેખ બી, એ. યુરોપમા વ્યાખ્યાનો આપવાનુ કાર્ય કરનાર. ઉપસંહાર ગ. રા. વકીલ ઉજમશી શિવલાલ શાહ હાઇકોર્ટ વકીલ અને રા. રા. નિશાળના મ્હેતાજી જગજીવન વીરજી ભટ્ટ

વગેરેએ કર્યો હતો. નામદાર યૂવરાજ સાહેબે હસ્તાવદને ઉભા થઇ લાઇબ્રેરીના કબાટનું ચાંદીનું તાળું ઉઘાડી લાઇબ્રેરી ખુલ્લી મુકેલ જાહેર કર્યું હતું. કબાટ રૂા. ૫૦) નો નામદાર ઠાકોર સાહેબ તરફથી રાજકોટથી નવો મંગાવી બક્ષીસ કર્યો હતો. ચાંદીનું તાળું તોલા ઓગણીસ રૂા. ૧૯ ની કિમ્મતનું જૈન સંઘ તરફથી હાજર રાખવામા આવ્યું હતું. રા લાભશંકરભાઇ સોલીસીટરે રૂા. પાંચ ગુપ્ત રીતે લાઇબ્રેરીને ભેટ કર્યા હતા જેમનો ઉપકાર માનવામા આવે છે. છેવટ મેલાવડો પાંચ જયજયેઆચાર્યશ્રીનો વિજય બોલાવી સહર્ષ ખતમ થયો હતો.

---

## મે૦ પ્રમુખ સાહેબનું ભાષણ.

પૂજ્ય મહારાજ શ્રી, મિજબાનો અને પ્રજાજનો,

આજે આપણે સહુ આ પુસ્તકાલય ખુલ્લું મૂકવાની આનંદદાયક ક્રિયામા સામેલ થયા છીએ, તે માટે આપણે ઈશ્વરનો ઉપકાર માનીએ. પુસ્તકાલય એ નવા યુગના જ્ઞાનમંદિર છે. અને તેમા આબાલવૃદ્ધ સહુ કોઇ વિધવિધ પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિ કરે છે. આ રીતે પુસ્તકાલયો સ્થાપવા એ સમાજની સેવા છે અને તેથી સમાજને સ્હેજે ઘણો લાભ પ્રાપ્ત થાય છે. આપણા દેશમા આ જાતનું કાર્ય કોઇ પણ ભાગમાં બહુ મોટા પ્રમાણમા થયું હોય તો તે વડોદરા રાજ્યમા છે એ રાજ્યના મૂખ્ય શહેરોમા મ્હોટા પુસ્તકાલયો છે એટલુજ નહિ પણ તેના ગામડે ગામડે પુસ્તકાલય છે અને તેનો લાભ લોકો બહુ સારા પ્રમાણમા લે છે. હિન્દના બીજા રાજ્યો અથવા તો બ્રીટીશ ઇંડીયાના મુકાબલે પણ વડોદરા રાજ્યની પ્રજાની પ્રગતિ કેટલીક દિશામા વધારે થઇ હોય તો તે ઘણે અંશે આવા પુસ્તકાલયોના સ્થાપનને આભારી છે અને એ મ્હોટી સેવાનુ માન

ત્યાંના મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડને ઘટે છે. આપણે પણ એવુંજ ઇચ્છીએ કે સમગ્ર હિંદુસ્થાનમાં અને ખાસ કરી આપણા ગુજરાત, કાઠિયાવાડમાં ગામે ગામ અને ગામડે ગામડે આવાં જ્ઞાનમંદિર સ્થપાય અને સહુ કોઇ તેનો પુષ્કળ લાભ લે.

આ પુસ્તકાલય **શ્રીમાન્ લવજી** સ્વામીના સ્મારક તરીકે સ્થપાયું છે એ પણ યોગ્યજ છે. **લવજી** સ્વામી એ એક વિદ્વાન ચારિત્ર્યશીલ જૈન સાધુ હતા. અને તેમણે ન્હાની ઉમરે દીક્ષા લીધા પછી ઘણા વર્ષો સુધી જ્ઞાનનો પ્રચાર કરી સહુ જાતીના લોકોની ઉત્તમ સેવા બજાવી હતી. ગુજરાત અને કાઠિયાવાડમાં ઈતિહાસમાં એક ખાસ ધ્યાનમાં રાખવા લાયક વાત એ છે કે લોકોની ઉન્નતિમાં જૈન સાધુઓએ સૈકાઓ થયાં જે ફાળો આપ્યો છે તે બીજા કોઇએ ભાગ્યેજ આપ્યો હશે. આ સાધુઓ સર્વ જન્મથી જૈન હોતા નથી પણ જૂદી જૂદી કોમોમાંથી જૈન ધર્મના સાધુ ધર્મના ચારિત્ર્ય, તપ અને જ્ઞાનથી આકર્ષાઇ આવેલા હોય છે અને તેમના પ્રચારની પ્રવૃત્તિ સર્વના કલ્યાણાર્થે હોવાથી તેઓ ઉંચ નીચનો ભેદ રાખ્યા વગર પોતાનું કાર્ય કરે છે. તે સાધુ પુરૂષનું નામ આપણે આ સંસ્થા સાથે જોડવા માગીએ છીએ. તે પોતે આ વાતના એક સુંદર દ્દષ્ટાંતરૂપ છે. પોતે જ્ઞાતિથી ભાવસાર હતા પણ ન્હાનીજ ઉમ્મરે જૈન સાધુઓના સહવાસથી જૈનધર્મ પ્રત્યે આકર્ષાયા હતા અને સાધુદીક્ષા લીધી હતિ ત્યાર પછી પોતે આખી જીંદગી એ ધર્મનો પ્રચાર કરવા અર્થે ગાળી હતી. તેમના ઘણા શિષ્યો થયા જેમાં એક સ્વામી શ્રી જેઠમલજી આપણી વચ્ચે આજે હાજર છે અને તેનાજ સ્તુત્ય પ્રયાસનાં પરિણામે આ પુસ્તકાલય તેમ એવાં કેટલાક પુસ્તકાલયોની સ્થાપના થઇ છે સ્વામી જેઠમલજી પોતે ક્ષત્રિય જાતિના છે અને ન્હાનપણથી લવજી સ્વામીથી આકર્ષાઇ તેમણે માત્ર તેજ અને શૌર્યને

બદલે જૈન સાધુના ઉચ્ચતર તેજ અને શૌર્યનો વધારે કષ્ટકર માર્ગ સ્વીકાર્યો છે. તેઓ આવા જ્ઞાનમંદિરો જગ્યાએ જગ્યાએ સ્થાપી જનસમાજનો ઉત્કર્ષ કરવામાં તે ઉંચી સેવા કરી રહ્યા છે, તેને માટે આપણે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. આપણે આજે એટલું ઇચ્છીશું અને ઇશ્વરને પ્રાર્થના કરીશું કે તેઓ જનસમાજની આવી સેવા આખર સુધી કરતા રહે અને તેમને હાથે આવા સેંકડો પુસ્તકાલયો ગુજરાત અને કાઠિયાવાડમાં સ્થપાય.

હવે હું બે શબ્દો આ પુસ્તકાલય સંબંધી કહીશ. આ પુસ્તકાલય તમારૂંજ છે એટલે એ તમારા ઉપયોગ માટે છે. અત્યારે આપણે થોડેકથી શરૂઆત કરી છે એટલે આપણી પાસે ભંડોળ ન્હાનું છે પણ આગળ ઉપર એ ભંડોળ આથી પાંચ કે દશ ગણો થાય કે તેથી પણ વધારે મ્હોટો થાય એવી મ્હારી ઇચ્છા છે. પણ એટલુંજ બસ નથી. પુસ્તકો બે પ્રકારનાં છે એ મારે તમને અત્યારે ખાસ કહેવું જોઇએ. એક મારે એવાં અને બીજાં બચાવે એવાં. આજના સમયમાં પુસ્તકો સેંકડોબંધ કે હજારોની સંખ્યામાં નિત્ય નિરંતર નીકળ્યાંજ કરે છે પણ તેમાંનાં બધાય સારાં હોતા નથી એ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. (અરે! એ પુસ્તકોનો મ્હોટો ભાગ તો બાળી મૂકવા જેવો હોય છે.) આ વાત ખાસ કરીને નવલકથાઓને લાગુ પડે છે આવી વાતનો મ્હોટો ભાગ માત્ર લોકો ક્ષણિક મનરંજન માટે લખાયેલો હોય છે એટલે એ વાંચીએ ત્યારે આપણને રસ પડે ખરો. પણ ઘણીવાર તેમાં રહેલી શુદ્ર નીતિ અને ધર્મહિનતાનો ડાઘ આપણાં હૃદયમાં બેસે છે અને તેથી આપણને હુંમેશને માટે પારાવાર નુકશાન ભોગવવું પડે છે.

આજના સમયમાં જનસમાજને ઘણું નુકશાન થતુ હોય તો તે આવાં પુસ્તકોથી, સીનેમા ફીલ્મોનો અને વધારે

પડતા વર્તમાનપત્રના વાંચનથી છે. ખાસ કરીને કાચી વયનાં બાળકો અને કાચી બુદ્ધિનાં માણસો ઉપર આ સર્વની અસર ભયાનક થાય છે માટે હું તમને આ ચેતવણી આપું છું. આપણા આ પુસ્તકાલયને માટે આપણે યોગ્ય મર્યાદા આજથીજ બાંધી લઇએ એ આવશ્યક છે. તેમાં સર્વ પ્રકારનાં પુસ્તકો આપણે રાખીશું અને નવલકથાઓ પણ રાખીશું પણ તે માત્ર સારી હોય તેવી અને થોડી સંખ્યામાં. ઘણેખરે ઠેકાણે મ્હોટાં તેમ ન્હાના પુસ્તકાલયોમાં પુસ્તકોનો મ્હોટો ભાગ નવલકથાઓનો હોય છે અને લોકોનું વાંચન પણ તેનુંજ હોય છે. એ સ્થિતિ આપણે ત્યા આપણે નહિ થવા દઇએ. પ્રથમ નવલકથાઓની સાથે પ્રવાસનાં વર્ણન, ઇતિહાસનાં પુસ્તકો, જીવનચરિત્ર રાજનીતિનાં પુસ્તકો સમાજસુધારણા વગેરે વિષયને લગતાં પુસ્તકો અને નીતિ અને ધર્મને લગતાં પુસ્તકો આપણે આપણા આ પુસ્તકાલયમાં લગભગ સમાન પ્રમાણમાં રાખીએ એવું હું ઇચ્છું.

બીજું પુસ્તકાલયથી આપણે સહુ સ્વાભાવિક રીતે વાંચવા પ્રેરાઇએ છીએ તેવુ આપણે ત્યા વિશેષ પ્રમાણમાં થાઓ. અત્રે હાજર રહેલા શ્રોતાજનોમાંના પ્રત્યેક આ પુસ્તકાલયનો સદુપયોગ કરવાનું અને વધારે નહિ તો વર્ષે બે ચાર પુસ્તકો પણ વાંચવાનું આંતર વ્રત લે એ આપણે ઇચ્છીએ.

છેવટ આ શુભકાર્ય નામદાર યુવરાજશ્રીના હાથે તમે સહુએ કરાવ્યું અને તેમાં સહુએ હાજરી આપી એ કાર્યને ઉકેલું તે માટે પ્રથમ મહારાજશ્રી જેઠમલજી સ્વામી અને તમે સહુનો ઉપકાર માની હું વિરમું છુ.



દરખાસ્ત મુકનાર:— ચતુર્ભુજ શેઠ.

નામદાર દાદા સાહેબ આજના દિવસના કાર્યક્રમ માટે આ સભાનું પ્રમુખસ્થાન લેશે તેવી દરખાસ્ત હું મૂકું છું.

---

અનુમોદન આપનાર:—

રા. રા. લાભશંકર નરભેરામ મહેતા, બી, એ. એલ એલ, બી.
સોલીસીટર એન્ડ એડવોકેટ.

આજની સભાનું પ્રમુખસ્થાન નામદાર દાદાશ્રી પ્રબળસિંહજી લીએ તે ઘણુજ સારૂં. અમે આજે સ્હવારના આવ્યા છીએ, ત્યાંરથી અત્યાર સુધીમાં નામદાર ઠાકોર સાહેબે અમારૂં સ્વાગત એટલું સરસ રીતે કર્યું છે કે તેથી અમને ઘણોજ આનંદ થયો છે અને હું અત્યંત ખુશી થયો છું.

નામદાર ઠાકોર સાહેબનું આવુ સ્વાગત મેળવવાનો અને આજના સમારંભમા હાજરી આપવાનો સુંદર પ્રસંગ પૂજ્ય સ્વામીશ્રી ૭ જેઠમલજી સ્વામીજીએ અમોને પ્રાપ્ત કરાવ્યો તે ખાતે તેમનો પણ હું આભાર માનું છું.

---

પુસ્તકાલય ખુલ્લું મુકવાની દરખાસ્ત —

રા. રા. વકીલ હુરખચંદ જેઠાભાઇ ખઢેરીઆ બી. એ. એલ એલ, બી.

શ્રી લવજી સ્વામી સ્મારક જૈન પુસ્તકાલય ખુલ્લું મુકવા માટે આજનો કાર્યક્રમ છે. આ પુસ્તકાલય ઉગતી પ્રજાને ઉપયોગી થાય તે આશયથી ખોલવામાં આવે છે. પુસ્તકાલય જ્યારે ઉગતી પ્રજાને માટે ખોલવાનું છે, ત્યારે તે ઉગતા યુવક અને નિર્દોષ જીવનધારી વ્યકિત ખોલે તેજ ઈચ્છવા યોગ્ય છે, જેથી શ્રી લવજી

સ્વામી સ્મારક જૈન પુસ્તકાલય શ્રી દાદા સાહેબ પ્રબલસિંહજીના નિર્દોષ હસ્તથી ખુલ્લું મૂકવામાં આવે એવી દરખાસ્ત હું આપની પાસે રજુ કરૂં છું.

---

આભાર દર્શન દરખાસ્ત —

રા. રા. વકીલ કાળિદાસ મોતીચંદ પારેખ, બી, એ. એલ એલ, બી.

રાજકોટ પ્રજા પ્રતિનીધી સભાના પ્રમુખ.

ખીરસરા ગામમાં આ મહાન શુભ કાર્યની યોજના થાય છે તેથી આનંદનો દિવસ છે. પોતાની વસ્તિમા જ્ઞાનનો ફેલાવ કરવાનો પ્રત્યેક રાજાઓનો ધર્મ હોવો જોઇએ. રાજ્યમા જ્ઞાનના સાધનો ઓછા હોય તો સમજવુ કે તેટલે અશે રાજાની રાજા તરીકેની ફરજ બજાવવાની ઉણપ. નામદાર ઠાકોર સાહેબ વડોદરા રાજ્યને આદર્શ તરીકે જુએ છે તે જાણી મને હર્ષ થાય છે. નામદાર ઠાકોર સાહેબે 'પોતાનો આદર્શ અને શુભ નિશ્ચય જણાવ્યો છે કે પોતાના દરેક ગામે વાંચનાલયો થાય તે ઈચ્છવા યોગ્ય છે. દરેક પ્રકારનું જ્ઞાન હમેશા ઉચ્ચ દરજ્જે લઇ જનાર છે. અલબત્ત કોઇક પુસ્તકો પતિત કર્તા હોય શકે આ પુસ્તકાલય માત્ર પુસ્તકો માટે રાખવામાં આવ્યું છે પણ વર્તમાન પત્રો માટે નહિ કારણ કે આ જૈન ઉપાશ્રયમાં સામાન્ય જનતાનો અવાર નવાર સંચાર થાય તો ઉપાશ્રયમા ધાર્મિક ક્રિયા માટે રહેતા કે આવતા ગ્રહસ્થ, સાધુ મુનિઓ કે ગૃહસ્થોને સ્વાભાવિક રીતે અડચણ કર્તા થાય અને તે ઠીકજ કર્યું છે. છતાં પણ અત્યારના સમયમાં ગામના લોકોને વર્તમાન પત્રોનો લાભ મળવો અતિ આવશ્યક છે. અને તેટલા માટે આ ઉપાશ્રયનું મકાન નહિ પણ ગામના ચોરાનો કે તેવા બીજા સારા મકાનનો એક ખુણો શ્રી ઠાકોર સાહેબ જરૂર આપે એમ હું ઇચ્છું છું. અલબત તેને

માટે સ્વતંત્ર મકાન બનાવે તો સારૂં. પરંતુ તે ન થાય ત્યાંસુધી તુરત માટે અન્ય સારે સ્થળે કંઇક યોજના કરવી ઇષ્ટ છે. કારણ કે અત્યારનું જગત શું છે તે જાણવું દરેક માણસને માટે જરૂરનું છે. હું ઠાકોર સાહેબની ઉદારતાને ઉદ્દેશીને કહું છું કે વર્તમાન પત્રો સિવાય આ પુસ્તકાલયનું અરધું અંગ જે ખાલી જણાય છે તે પ્રસંગ આવ્યે જરૂર પૂર્ણ બનાવી પ્રજા સેવા કરે. વર્તમાન પત્ર વ્યાપારીને વ્યાપારનું, આચાર્યોને ધાર્મિક અને નૈતિક ઉન્નતિનું અને તેવી રીતે સમાજના પ્રત્યેક અંગને ઉપયોગી થાય તેવું વાંચન આપે છે. જો ખીરસરા ગામમાં ન હોય તો જરૂર ઓછપ લાગે. પરંતુ તેવા વર્તમાન પત્રો આ મકાનમાં ન રાખવાં તેવો નિશ્ચય તે ઔચિત્ય જાળવાયું છે પણ તેથી ન જ રાખવાં તેમ ન સમજતા અન્ય સ્થળે જરૂર રાખવાજ જોઇએ. પુસ્તકાલયની ઉપયોગીતા સર્વ માન્ય છે, જેથી તે બાબતમાં હું કંઇ કહેવા માગતો નથી. ઠાકોર સાહેબના ભાષણ ઉપરથી મને ઉદારતા, ખંત, ઉત્સાહ અને પ્રજા પ્રેમ જણાયાં છે, જેથી મને આ કહેવાની પ્રેરણા થઇ છે.

હું ઠાકોર સાહેબનો આભાર માનું છું, અને સંતોષ જાહેર કરૂં છું. અને તેમાં તમે સૌ સાથ આપશો એવી આશા રાખું છું.



આભાર દર્શન અનુમોદન—

રા. રા. છોટાલાલ મણિલાલ પારેખ. બી, એ.
યુરોપમાં વ્યાખ્યાનો આપનાર.

નામદારથી ઠાકોર સાહેબના આમંત્રણથી અમો અહિં આવ્યા ત્યારથી તેમનું સ્વાગત અને સાજન્ય જોઇ અમોને આનંદ થયો છે. આ દિવસ અમોને હંમેશાં સ્મરણમાં રહેશે. પુસ્તકાલય ખુલ્લું મુકવું તે રાજા તથા પ્રજાના ઉભય માટે આનંદનો વિષય છે.

તમારી પાસે એક ચિત્ર ખડું કરૂં. હું અમેરીકા ગયો હતો ત્યારે મે. ત્યાં ૩૦૦ વર્ષ પૂર્વેના ત્રણ મકાનો જોયાં. ધર્મ મંદિર, મહાજન મંડળ માટે સાર્વજનિક મન્દીર અને શારદા મંન્દીર. આ મકાનો જુના છે. તેના માટે મને એમ કહેવામાં આવ્યું કે અમારા દેશની સમૃદ્ધિ, આશા અને વૈભવના સાધનોનો પાયો આ ત્રણ મકાનોમાં છે. ધર્મ મંદિર આત્માના શ્રેય માટે, સાર્વજનિક મંદિર ગામને લગતા પશ્નો ચરચવા માટે, શારદામંદિર જ્ઞાન ઉપાર્જન માટે.

આપણે પણ હિન્દુસ્થાનનું નવજીવન અને નતન સંસ્કૃતિ ઉભી થાય તેમ કરવુ જોઇએ. વાંચનાલય તેનો પાયો છે.

વાંચનાલયમાં પુસ્તકો એવાં જોઇએ કે, જેથી આપણે આપણા સમાજનું જીવન, ગામનું જીવન અને દેશનું જીવન સુધારી શકીએ. પુસ્તકાલય ગમે તેટલું નાનું હોય પણ સારૂં હોય તો શ્રેષ્ટ છે. શ્રી ઇશ્વરને ત્યાં નાના મોટાનો હિસાબ નથી પણ સારૂં એજ મોટું. શ્રી કાલિદાસભાઇએ કહ્યું તેમ અત્યારના જમાનામાં વર્તમાન પત્ર હોઇ તેજ ઇચ્છવા યોગ્ય છે માટે તે માટે કઇક પ્રબંધ થવો જોઇએ.

બહેનોને પણ મારી વિનંતિ છે કે તમો બને તેટલો આ પુસ્તકાલયનો ઉપયોગ કરજો.

હું ફરીથી નામદાર ઠાકોર સાહેબનો અને મહારાજશ્રીનો આભાર માનું છું.

---

ઉપસંહાર —

રા. રા. ઉજમશી શિવલાલ શાહ હાઇકોર્ટ વકીલ.

શ્રી કાલિદાસભાઇએ કહ્યું તેમાં હું કાંઇ ઉમેરો કરવા

આગતે નથી પણ અહિં વર્તમાન પત્રો હોવા જોઇએ તેવી તેમની આશા છે, અને મણિભાઇનો પણ તે બાબતનો ધ્વનિ છે. પણ હકીકત એવી છે કે આ જૈન લાઇબ્રેરી કરવામાં આવે છે અને તે પણ ઉપાશ્રયમાં કરવામાં આવે છે અને જૈન ભાઇઓની ઇચ્છા એવી હોય કે ઉપાશ્રયમાં વર્તમાન પત્રો રાખવા એ ઇચ્છવા યોગ્ય નથી. જો કે તે બાબતમાં મારૂં માનવું એવું છે કે વર્તમાન પત્ર અહિં રહી અને જનતા અહિં આવીને વાંચે તો જરાય ખોટું નથી પણ કદાચ સાધુ સાધ્વી આવે તો તેઓને અડચણ કર્તા થાય તેટલા માટે કદાચ તેવો પ્રબંધ નહિં કરવામાં આવ્યો હોય પણ વર્તમાન પત્રો માટે નામદાર ઠાકોર સાહેબ યોગ્ય સમયે પ્રબન્ધ કરશે. અને તે બાબતનો વિચાર પણ કરશે. અત્યાર સુધી દૈનિક પત્રને માટે કોઇને વિચાર પણ ન આવ્યો હોય. પણ હવે જ્યારે પુસ્તકાલય ખોલવામાં આવ્યું છે એટલે વર્તમાન પત્રો માટે પ્રબંધ થશે.

હું મહારાજશ્રીનો તેમજ અહિં આવેલ ગૃહસ્થોનો આભાર માનું છું.

---

પૂજ્ય સ્વામીશ્રી ૭ જેઠમલજી મહારાજનું પ્રવચનઃ—

આપણને સૌને આજે શુભ પ્રસંગ હસ્તગત થયો છે અને તે સહૃદયતાથી તેમજ આનંદથી પૂરો પાડયો છે. અહિં આવેલ વિદ્વાનો તરફથી જે ભાવના વ્યક્ત કરવામાં આવી છે તે ખરેખર પ્રશંસનીય છે. શ્રી મહાવીર સ્વામીનું પણ ફરમાન છે કે " **पढमं नाणं तवो दया** " એટલે પ્રથમ જ્ઞાન અને પછી દયા. જ્ઞાન વિના દયા હોઇ શકેજ નહિ. કારણ કે જ્યાં સુધી એક વસ્તુનું સંપૂર્ણ રીતે જ્ઞાન મનુષ્યને ન થાય ત્યાં સુધી તે વસ્તુ પરત્વે તે પોતાની

લાગણી કે ભાવના યથા સ્વરૂપ ન જ બતાવી શકે. જ્ઞાન છે તેજ પુન્ય પાપ, આદર અને અનાદર હોય અને ઉપાદેય અગર વિવેક જાણે છે. જ્ઞેય એટલે પ્રથમ એક બાબતનું જ્ઞાન થયું તે અને પછી હેય અને ઉપાદેયનું ધોરણ બાંધી શકાય જ્ઞાન પ્રથમ અને પછી બીજું. માળવાના રાજકવિ મહર્ષિ ભર્તૃહરી કહે છે કે, " **विद्या विहीन पशु** " એટલે એક માણસમાં બધી બાબતો હોય પણ વિદ્યાનો અભાવ હોય તો તે માણસ સીંગડા અને પુંછડા વિનાના પશુ કરતાં જરાયે વિશેષ નથી. વળી સંસ્કૃતમાં કહેવામાં આવ્યું છે કે મનુષ્ય અને પશુમાં અહાર, નિંદ્રા, ભય, અને મૈથુન એ ચારે બાબતો જે હસ્તિ ધરાવે છે પણ જ્ઞાન અને વિવેક શકિતજ માણસને પશુથી ચડીયાતો બનાવે છે માટે જ્ઞાન અતિ આવશ્યક છે અને વિદ્યા અવલ દરજ્જે જરૂરની વસ્તુ છે. લોર્ડ બેકન પણ કહે છે કે જગતમાં વિદ્યા વીના કંઇ નથી જગત બીજા વિના ચાલશે પણ વિદ્યા વીના નહી ચાલે. બળ અને કળ બે વસ્તુઓ સાધ્ય માટે આવશ્યક છે તેમાં કળ પ્રથમ દરજ્જે ભોગવે છે અને તે વિદ્યા અને જ્ઞાન હોય તોજ સંભવી શકે. ઉર્દુમાં પણ કહેવત છે કે ઇલમ છે તે અનન્ય અને મોટી વસ્તુ છે. અન્નદાનથી માણસ એકંદર સંતોષાય છે, ધનવાનથી અમુક વખત સંતોષાય છે, જ્યારે જ્ઞાન દાનથી જીવન પર્યન્ત સંતોષાય છે. જેથી જ્ઞાન દાન સર્વ દાનથી શ્રેષ્ટ છે એમ સિદ્ધ થાય છે. આ પુસ્તકાલયનો ઉપયોગ નાના મોટા, બાળ અને વૃદ્ધ રાજા અને પ્રજા, સ્ત્રી અને પુરૂષ યુવા અને યુવતી દરેક લીએ એમ ઇચ્છું છું.

इत्यलम्.

## મેલાવડાની ફત્તેહ ઇચ્છનાર આવેલા તાર ટપાલનું લીસ્ટ.

---

### તાર.

૧ દરબારશ્રી ગોહિલ રણુજીતસિંહજી ભીમડાદ ભાયાત ભાવનગર

### પત્રો.

૧ રા. રા. રાવ સાહેબ ત્રિભુવનરાય દુલેરાય રાણા બી. એ. એલ એલ. બી. માજી દિવાન સાહેબ — જુનાગઢ

૨ જૈન સંઘ — રાજકોટ

૩ જૈન સંઘ — સરપદડ

૪ જૈન સંઘ — ચીભડા

૫ વકીલ રતીલાલ અભેચંદ મણીઆર. બી. એ. એલ. એલ બી. — રાજકોટ

૬ રા રા રામજી ગોવરધનદાસ લુહાણા, નગર શેઠ — રાજકોટ

૭ રા. રા. ડોસાભાઇ ગોપાલજી શાહ ડીસ્ટ્રીકટ પ્લીડર માજી જ્યુડીશીયલ કારભારી, — લીંબડી

૮ રા. રા. વકીલ મોરારજી વાઘજી. — લોધીકા

૯ નામદાર દરબારશ્રી મુલવાજી સાહેબ — લોધીકા.



# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી રા. રા. ખાન બહાદુર ફ્રામરોજ તેજુરી ઓફીસર સાહેબ એજન્ટ ટુ ધી ગવરનર જનરલ વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસ કાઠિયાવાડ તેઓ સાહેબના હાથથી ખુલવામાં આવેલ તેનો

## અ હે વા લ.



ભાડલા—જામનગર સ્ટેટ મ્હાલ વીર સંવત ૨૪૫૭ વીક્રમ સંવત ૧૯૮૮ ના ચૈત્ર શુદી ૫ ને રવીવાર બપોરના ૫ બજ્યે વેસ્ટર્ન ઈન્ડીયા સ્ટેટસના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના તેજુરી ઓફીસર રા. રા. ખાન બહાદુર ફ્રામરોજ સાહેબ તથા રા. રા. હિરાલાલ ગણેશભાઇ અંજારીયા ઉર્ફે સારાભાઇ બી, એ એલ એલ બી. માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ વગેરે અમલદાર વર્ગ રાજકોટથી દિવસના પાંચ બજ્યે મોટરમાં આવી પહોંચ્યા હતા. તે સીવાય રાજકોટથી આ પ્રસંગ ઉપર ખાસ આવેલ સદ્ગૃહસ્થો પૈકી વીરાણી છગનલાલભાઇ, સંઘવી બ્રધર્સ, વિનયચંદભાઇ મ્હેતા લુકમીચંદભાઇ. ગાંધી મોહનલાલભાઇ વગેરે સદ્ગૃહસ્થો પણ રાજકોટથી મોટરમાં ૪ બજ્યે આવી પહોંચ્યા હતા. એ શીવાય આટકોટ મ્હાલનાં રા. રા. કલ્યાણજી લક્ષ્મીચંદ મામલતદાર સાહેબ રાણાશ્રી નારણસિંહજી ધિરસિંહજી ફોરેસ્ટ સુપરવાઇઝર વગેરે ઉપરાંત સ્થાનિક મ્હાલકારી સાહેબ રા. રા. ચતુરભાઇ બી.

દેસાઇ. રા. રવીશંકર કે. દવે. દાક્તર સાહેબ લક્ષ્મણ ભગવાન મ્હેતા નિશાલના મ્હેતાજી વગેરે અમલદારો, જૈનો, જૈનેત્તર વગેરે હિન્દુ મુસલમીન સારી સંખ્યામાં અગાઉથી હાજર હોવાથી સર્વેએ ઉભા થઇ પ્રમુખ સાહેબ ખાન બહાદુરને ઘટીત આવકાર આપ્યો હતો. મેલાવડાની શરૂઆત કરતાં પ્રથમ જૈન સંઘ તરફથી શાહ મોહનલાલ જેઠાલાલે ખાન બહાદુરને પ્રમુખપદ લેવા દરખાસ્ત મુકી હતી. અને તેના અનુમોદનમાં રા. રા. દાક્તર સાહેબે ટેકો આપ્યો હતો. ત્યાર પછી તુરતજ પ્રમુખ સાહેબે પોતાનું પ્રમુખ પદ સ્વીકારી પ્રથમ ઉભા થઇ લાઇબ્રેરીની ફતેહ ઇચ્છનાર બ્હારગામથી આવેલ તાર ટપાલનું લીસ્ટ વાંચી બતાવ્યું હતું તેમાંનો તાર એક **નામદાર ઠાકોર સાહેબ સુરસિંહજી ખીરસરાથી** આવેલ તે વાંચી બતાવ્યો હતો. જેનું લીસ્ટ આગળ ઉપર આપવામાં આવેલ છે.

પ્રમુખે પોતાનું મનનિય ભાષણ વાંચી બતાવ્યા પછી હસ્તાવદને દુકાનમાં જઇ લાઇબ્રેરીનું ચાંદીનું તાળું રૂા. ૧૦) દશની કિમ્મતનું અગાઉથી શ્રી સંઘ તરફથી હાજર રાખવામાં આવેલું તે ઉઘાડી લાઇબ્રેરી ખુલ્લી મુકવાનું જાહેર કર્યું હતું છેવટ પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત અત્રેના રા.રા. નગરશેઠ દોશી ગોવિન્દજી આણંદજી અને અનુમોદન ખાચર રાવતભાઇ દેસાભાઇની વતી રા. રા. દાક્તર સાહેબે આપ્યા બાદ મેલાવડો ૭ બજે આચાર્યશ્રીની જય ઇચ્છી વિસર્જન થયો હતો.

## પ્રમુખ સાહેબનું ભાષણ.

પૂજ્યપાદ સ્વામીજી, મહેમાનો અને પ્રજાજનો,

આજરોજ જૈનાચાર્ય પૂજ્યપાદ સ્વામીજી " **શ્રી લવજી સ્વામી સ્મારક જૈન પુસ્તકાલય** " ની ઉદ્‌ઘાટન ક્રિયામાં ભાગ

લેવાને આપણે સર્વ એકત્ર થયા છીએ તે જણાવતાં મને આનંદ થાય છે. સદરહુ ક્રિયા નવાનગર સ્ટેટના ચીફ રેવન્યુ કમીશ્નર સાહેબ રા. રા. સોમચંદ કર્મચંદ શાહના હાથથી થવાની પ્રથમ ગોઠવણ થયેલ હતી પરંતુ તેઓને કંઇ કારણસર ન આવી શકવાનું થવાથી આ કાર્ય મને સોંપવામાં આવ્યું છે તેને માટે હું આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર પ્રદર્શિત કરવાની તક લઉંછું. સ્વામી શ્રી જેઠમલજીએ આજરોજની ક્રિયા કરવા જ્યારે મને આગ્રહ કર્યો ત્યારે મને લાગ્યું કે આ કામ મારા જેવા પાસે કરાવવાને બદલે કોઇ લાયક ગ્રહસ્થને સોંપવામાં આવે તો સારૂં, પણ સ્વામીજીનો આગ્રહ એટલો બધો આદરણીય હતો કે મારે તેમની ઇચ્છાને આધીન થયા વગર છુટકો નહોતો. વળી મારી શરૂઆતની નોકરીમાં પાલણપુર રાજ્યના જૈન ગ્રહસ્થો સાથેનો મારો સંબંધ અને તે રાજ્યના જૈન યુવાનો સાથે પ્રસંગોપાત મારે સામેલગીરી આપવી પડેલી તે ધ્યાનમાં લઇ આજના કામ માટે અત્રે આવવા મને લાલચ થઇ છે, અને આનંદ ઉપજ્યો છે.

જૈન ધર્માનુસાર (૧) જીવ (ભોક્તા) (૨) અજીવ (ભોગ્ય) (૩) પુણ્ય (૪) પાપ (૫) આસ્રવ (ઇંદ્રિયોની વિષયાભિમુખ પ્રવૃત્તિ) (૬) સંવર (બાહ્ય પ્રવૃતિને રોકનાર યમ નિયમ) (૭) નિર્જરા (પાપનો નાશ કરનાર તપ ) (૮) બંધ, એ આઠ પ્રકારના કર્મો અને (૯) મોક્ષ (આઠ પ્રકારનાં કર્મોનો અત્યંત નાશ થયે સિદ્ધશિલા-પર સિદ્ધ રૂપે સ્થિતિ થાય છે.) એ નવ તત્વોનો વિચાર કરવાથી તથા (૧) પ્રાણાતિપાત (હિંસા) (૨) મૃષાવાદ ( અસત્ય બોલવું) (૩) અદત્તાદાન (ચોરી) (૪) મૈથુન અને (૫) પરિગ્રહ (મમતાપુર્વક પદાર્થો એકત્ર કરવા તે.) એ પાંચનો સર્વથા સર્વદા ત્યાગ કરવાથી (૧) જ્ઞાના વરણીય (તીર્થંકરોએ કહેલા ઉપદેશથી મોક્ષ થતો નથી એવી સમજ) (૨) દર્શના વરણીય.

(જૈન દર્શનના સત્યપણામાં સદેહ) (૩) મોહનીય (જૈન ધર્મ શ્રેષ્ઠ નથી એવી સમજ) અને (૪) અંતરાય (આત્મ જ્ઞાનાદિની પ્રાપ્તિમાં પ્રતિબંધ કરનાર સંસ્કાર) આ ચાર ઘાતી કર્મોનો અને (૧) વેદનીય (મેં આત્મ તત્વ જાણ્યું છે એવું અભિમાન.) (૨) નામિક (હું અમુક નામવાળો છું એવું જ્ઞાન.) (૩) ગોત્રિક (હું તિર્થંકરની શિષ્ય પરંપરામાં પ્રવેશ પામેલો છું એવું જ્ઞાન) અને (૪) આયુષ (દેહાદિને ધારણ કરનારૂં કર્મ.) આ ચાર અઘાતી કર્મોનો નાશ થાય છે. અને આવા જ્ઞાનીનું શરીર પડ્યા પછી લોકાગ્રમાં સિદ્ધ શિલાપર સિદ્ધ રૂપે સ્થિતિ થાય છે આવી સ્થિતિ સંપાદન કરવાને માટે, જ્ઞાન, દર્શન, અને ચારિત્ર્ય એ ખાસ આવશ્યક છે.

આ ત્રણે તત્વોમાંથી જ્ઞાન એવી વસ્તુ છે કે જે મનુષ્ય અને ઇતર પ્રાણિઓને જુદાં પાડે છે. કારણ કે અહાર, નિદ્રા, ભય અને મૈથુન આ ચાર તો મનુષ્યમાં અને ઇતર પ્રાણિઓમાં સામાન્ય છે. પરંતુ જ્ઞાન એ એક મનુષ્યોમાંજ છે. બીજા પ્રાણિઓમાં નથી. માટેજ જ્ઞાનદ્વારા લક્ષ્યબિંદુએ પહોંચવાનો મનુષ્ય માત્રનો ધર્મ છે. જ્ઞાનહીન મનુષ્ય શીંગડા, પુછડા રહિત પશુ સમાન છે. અને તે ઘાસ ન ખાઇ ઘાસમાં તંગી લાવતો નથી તેને માટે પશુઓ ખરેખર ભાગ્યશાળી છે. જ્ઞાન કે વિદ્યા મનુષ્યનું રૂપ છે અને ગુપ્ત ધન છે. ચોર તેની ચોરી કરી શકતો નથી, તેના ઉપર રાજભાગ લેવાતો નથી. ભાઇઓ તેમાંથી ભાગને માટે દાવો કરી શકતા નથી તેનો ભાર લાગતો નથી. તેને સાચવવા માટે ચોકી પહેરાની જરૂરિઆત નથી, અને આપવાથી ઉલટું વધે છે એવું જ્ઞાન કે વિદ્યા સર્વ ધનોમાં પ્રધાન છે. રાજા પોતાનાજ દેશમાં સન્માન પામે છે પરંતુ જ્ઞાની પુરૂષ કે વિદ્વાન સર્વત્ર પુજ્ય છે. વિદ્વાન થોડો વખત કામ કરવાથી ઘણું કમાઇ શકે છે પરંતુ અશિક્ષિત વર્ગ અવિરલ પ્રયત્ન કરવા છતાં માંડ માંડ ગુજરાન પુરતું કમાઇ

શકે છે. જ્ઞાન એજ ખરેખરી શકિત છે. આ બધી બાબતોનો વિચાર કરતાં જણાય છે કે જ્ઞાન મેળવવું એટલે કે વિદ્યા પ્રાપ્ત કરવી એ એક વ્યકિતને માટે ખાસ આવશ્યક છે.

જ્ઞાન કે વિદ્યા પ્રાપ્ત કરવામાં સારાં સારાં પુસ્તકોનું વાંચન માર્ગ દર્શક છે. અને સારાં સારાં પુસ્તકો મેળવવામાં મુશ્કેલી નં પડે માટે પુસ્તકાલયો એ અત્યંત જરૂરનાં છે. ઈંગ્લાંડ, જર્મની જાપાન અને અમેરીકા વિગેરે દેશો આગળ વધેલા છે. તેનાં કારણોમાંનું એક તે દેશમાં સ્થપાયેલાં પુસ્તકાલયો છે. બ્રીટીશ મ્યુઝીયમ એ આખી દુનિયામાં મોટામાં મોટું પુસ્તકાલય છે. યુરોપ અને અમેરીકામાં ઘણા પુસ્તકાલયો છે. આપણાં અહીંનો પુસ્તકોના પણ તરજુમા કરીને તે દેશોના પુસ્તકાલયોમાં રાખેલાં છે. પુસ્તકાલયોની યોજના પ્રાચીન છે, અને તેને લીધે આપણા દેશમાં પુરૂષ વર્ગ તો શું પણ સ્ત્રી વર્ગમાં પણ ઘણી વિદુષી બ્હેનો હતી. હાલમાં એ યોજના પડી ભાંગવાથી સ્ત્રી વર્ગમાં તો શું પણ પુરૂષ વર્ગમાં પણ ઓછી કેળવણી જોવામાં આવે છે. તે દુર કરવા પુસ્તકાલયયો સ્થાપવાનો સ્વામીજીનો પ્રયાસ સ્તુત્ય છે.

આપણે જાણીએ છીએ કે ના૦ ગાયકવાડ સરકારે કેળવણી ઉપર ખાસ ધ્યાન આપી પોતાના રાજ્યમાં ઠેકાણે ઠેકાણે પુસ્તકાલયો સ્થાપ્યાં છે. અને કેટલીક જગ્યાએ ફરતાં પુસ્તકાલયોની પણ ગોઠવણ કરેલી છે. મુંબઇમાં પણ હાલમાં કોઇ કોઇ સ્થળે ફરતાં પુસ્તકાલયની યોજના જોવામાં આવે છે. એ પ્રશંસનીય છે. ના. ગાયકવાડ સરકારનો દાખલો લઇ સ્થળે સ્થળે પુસ્તકાલય સ્થાપવાનો પ્રયત્ન કરવો જરૂરનો છે, પરંતુ મારે આ જગ્યાએ કહેવા ભુલવું જોઇએ નહિં કે કોઇ સ્થળે પુસ્તકાલય સ્થપાયાના આરંભમાં સારાં પુસ્તકો રાખવામાં આવે છે. પરંતુ પાછળથી જ્યાં નોવેલો અને ટાહેલાં પુસ્તકોનો પણ સંગ્રહ કરવામાં આવે છે અને તેથી જન

સમાજના કેટલાક ભાગને સુધારવાને બદલે ઉલટો બગડવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. અને તેવાં વાંચનમાં ગાળેલ વખત પણ નકામો જાય છે. માટે જ્યાં જ્યાં પુસ્તકાલયો સ્થપાયેલાં હોય ત્યાં ત્યાં કેળવણીને લગતાં, ઇતિહાસને લગતાં, કળાકૌશલ્યને લગતાં, ચારિત્ર્યને લગતાં અને ધર્મને લગતાં પુસ્તકો ખરીદ કરવાનાં હોય ત્યારે તેની પસંદગી તે તે વિષયમાં નિપુણ માણસો પાસે કરાવવી જોઇએ. અને પ્રજા વર્ગને પુસ્તકાલયનાં પુસ્તકોનો બ્હોળો લાભ લેવરાવવા પ્રયત્ન કરવો જોઇએ.

આ વિષયને લગતું મારૂં ભાષણ પુરૂં કર્યા પહેલાં મારે એક વાત આપ સર્વને નિવેદન કરવાની છે. અને તે એ છે કે **ज्ञानं भारः क्रिया हिनः** ક્રિયા વગરનું જ્ઞાન ભાર રૂપ છે. ગધેડાની ઉપર **મીઠાઇનો** બોજો લાધેલો હોય પરન્તુ તેનો સ્વાદ તે લેતું નથી, તેથી **મીઠાઇ** તેને માત્ર ભાર રૂપ છે. તેમ શુષ્કજ્ઞાનીનું જ્ઞાન પણ માત્ર બોજારૂપજ છે. માટે જ્ઞાનની સાથે સાથે ચારિત્ર્યની પણ ખાસ આવશ્યકતા છે. અને ચારિત્ર્ય ઉચ્ચ બનાવવા માટે પુસ્તકોનાં વાંચન ઉપરાંત સ્વામીજી જેવા સત્પુરૂષોના સમાગમની પણ ઘણીજ જરૂર છે. એવા પુરૂષો કંઇ ઉપદેશ ન આપતાં માત્ર આપણી સમક્ષ હોય તોપણ તેનાં ચારિત્ર્યની ઉંડી અસર આપણા ઉપર થયા વીના રહેતી નથી કહ્યું છે કેઃ—

> દુષ્કર્મના કરનાર બુદ્ધિવાનવત્ વાતો કરે,
> તો પણ કદિ તે લોકનાં ઉંડા હ્રદયમાં ના ઠરે;
> જન શુદ્ધ જો આચાર રાખી મૌનને ધારણ કરે,
> તોપણ સરવ જન બોધ લેવા તિવ્ર આતુરતા ધરે.

ભર્તૃહરીએ કહ્યું છે કે—

જ્યારે હું થોડું જાણતો હતો ત્યારે મદોન્મત્ત હાથીની પેઠે મદાંધ થઇને હું સર્વજ્ઞ છું એમ સમજતો હતો, પરંતુ જેમ જેમ

હું વિદ્વાનના-જ્ઞાનીના સમાગમમાં આવતો ગયો, તેમ તેમ મને જણાતું ગયું કે હું મુર્ખ છું અર્થાત મારૂં જ્ઞાન શુષ્ક છે. આચારમાં મુકયા વગરનું છે. કહેવાની મતલબ એ છે કે જૈન ધર્મમાં કહ્યા પ્રમાણે મનુષ્ય જન્મની સફળતાની સિદ્ધિને માટે જ્ઞાન સાથે ઉચ્ચ ચારિત્ર્ય પણ બહુજ જરૂરનું છે. અને તેટલા માટે પ્રજાવર્ગ સ્વામીશ્રી જેઠમલજીના અથાગ પરિશ્રમને ફલિત બનાવવા સદ્દગત પૂજ્યપાદ સ્વામીશ્રી લવજી સ્વામીના પુસ્તકાલયનો બહોળો લાભ લેશે અને સ્વામીજી જેવા મહાત્મા અહિં પધારે ત્યારે અથવા તો પ્રસંગોપાત એવા મહાત્માઓને અહિં પધારવા આમંત્રણ આપી બોલાવી તેમને પ્રણામ કરી પ્રશ્ન પુછી અને તેમની સેવા કરી જ્ઞાનવાન અને ચારિત્ર્યવાન બનવા બનતો પ્રયત્ન કરશે એવી આશા રાખું છું.

મારૂં ભાષણ બંધ કર્યા પહેલાં એક બીજી વાત પણ જૈન બંધુઓને નિવેદન કરવાની રજા લઉં છું. મારા મિત્ર મી૦ ઉદાણી વકીલ મારફત મેં જાણ્યું છે કે જૈન ધર્મનાં આશરે રૂપિયા ત્રીશ હજાર (૩૦,૦૦૦) ની કિમ્મતનાં ઘણાં સારાં પુસ્તકોનો સંગ્રહ એક જગ્યાએ બંધ કબાટોમાં સબડે છે. તે પુસ્તકોને રાજકોટ જેવે સ્થળે જૈન બોર્ડીંગના મકાનમાં લાવી એક **'મધ્યસ્થ પુસ્તકાલય'** ( **Central Library.** ) સ્થાપવામાં આવે તો સ્વામીશ્રી જેઠમલજીએ ઠેકાણે ઠેકાણે નાના પાયા ઉપર પુસ્તકાલયો સ્થાપ્યાં છે ત્યાં તથા યોગ્ય લાગે તો અન્ય સ્થળોએ પણ દર મહીને પેટીઓમાં કિમતી પુસ્તકો મોકલવામાં આવે અને આ રીતે કાઠિયાવાડના સર્વ ભાગોને લાભ મળે. હું સ્વામીજીને તેમજ જૈન બંધુઓને આ બાબતમાં પુખ્ત વિચાર કરવા અને યોગ્ય લાગે તો આ કામ તાત્કાલિક ઉપાડી લેવા આગ્રહ ભરી વિનતિ કરૂં છું; અને સ્વામીજી ખુદ તસ્દી લે તો આ કામ તરતમાં પાર પડે એમ હું માનું

છું. આટલું બોલી ફરીથી આપ સર્વનો આભાર માની બેસી જવાની રજા લઉં છું.



# ઉપસંહાર.



રા. રા. હિરાલાલ ગણેશભાઈ અંજારીયા ઉર્ફે સારાભાઈ.
બી. એ. એલ એલ, બી.

માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ ગોધરા.

મે. પ્રમુખ સાહેબ, અમલદાર સાહેબો, મિજબાનો અને સદ્‌ગૃહસ્થો

અમને રાજકોટથી આવા ખરા મધ્યાન્હે ૧૨ ગાઉના અંતરે ખેંચી લાવનાર જેઠમલજી સ્વામી છે, એમનો ઉપકાર માનવો કે જવાબ માગવો એનો નિર્ણય આપની મુન્સફી ઉપર છોડું છું.

લાઇબ્રેરી ખુલ્લી મુકવાની શુભ પ્રવર્તિ માટે સ્વામીજીને ધન્ય-વાદ ઘટે છે. જ્ઞાન દાન એ સર્વ દાનથી શ્રેષ્ટ દાન છે. યતઃ " अन्नेनक्षणिकं तृतिर्याव जीवंर्चाविद्या" અર્થાત અન્ન છે એ ક્ષણીકભરની તૃપ્તિ છે જ્યારે વિદ્યા છે એ જીવનભરની તૃપ્તિ છે. જ્ઞાન છે એ સુખનો ખજાનો છે. આનંદનો ઝરો છે. અને સ્વર્ગની પાંખ છે, વિદ્યા કેવી હોવી જોઇએ એનો ખુલાસો અસ્થાને નહિં ગણાય જે વિદ્યાથી સ્વચ્છંદતા વધે. જેનાથી વિલાસ અને વિકાર વધે છે. ઉચ્શ્રખલ અને જડતા અભિમાન વધે તે વિદ્યા કિંવા જ્ઞાન નહિં પણ એ અવિદ્યા અથવા અજ્ઞાનતા ગણાય છે. વાંચન પણ ઉપરયુક્ત દોષિત હોય તો તે વાંચન પણ નિરૂપયોગી છે. તેથી પુસ્તકોની પસંદગી અને વાંચન બહુ જોખમ ભર્યું છે. જેથી વિચાર અને વર્તન સુધારે અથવા સુધારે તે વાંચન આવ-

કારદાયક ગણાય ! તેનો આ પ્રારંભ છે. મને એક શંકા ઉપસ્થિત થતાં તે તમારી પાસે રજુ કરી તેનું સમાધાન ઇચ્છું છું. મારા સાંભળવામાં ઘણીવાર આવ્યું છે કે જેઠમલજી સ્વામી રાજસત્તાને જ્યાં જાય છે ત્યાં કેમ મળતા રહે છે. અમલદારો અને રાજકર્તાઓને કેમ પોતા તરફ ખેંચે છે અને સામાન્ય જનતા તરફ એટલું આકર્ષણ નથી કરતાં તેનું સમાધાન આજના પ્રમુખ સાહેબની આપણા વચેની હાજરી કરી આપે છે. આપણા પ્રમુખ સાહેબની હું તમને સહજ પિછાણ કરાવવા માંગું છું. મે. ખાન બહાદુર ફ્રામરોજ સાહેબ જાતના પારસી ગૃહસ્થ છે. અને તે (૧૦) દશ ક્રોડ રૂપિયાનો તેમના હાથથી ગવર્નમેન્ટનો વહીવટ ચાલે છે. આઠસો રૂપિયાનો માસિક પગાર ધરાવતી વ્યક્તિ પોતા ઉપર ઘણા કામનો બોજો હોવા છતાં નિયમિત હાજરી આપે એથી વિશેષ પુરાવો સ્વામીજીના બોધ અને પરિચયનો અન્ય શું હોઇ શકે. અરે આવી લાઇબ્રેરીઓની લાઇબ્રેરીઓ તેમના ભગીરથ પ્રયાસથી અનેક રાજવંશીઓ અને ઓશીસરોના હાથથી ઠેકાણે ઠેકાણે સ્થપાએલ છે એટલુંજ નહિ પરંતુ ઘણા રાજ્યોમાં જીવદયા વગેરે અનેક જાતના સરક્યુલરો પોતે કઢાવ્યાના દાખલા આપણી જાણ બહાર નથી. એના વધુ અનુભવ માટે તેમના કરેલ કાર્યોનું 'સરવૈયું' વાંકાનેર મુકામે મહારાજા રાજ સાહેબ સર અમરસિંહજી બહાદુર કે. સી. આઇ. ઇ. ના પ્રમુખપણા નીચે તેઓશ્રીના ગુરૂજી જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીની ૭૩ મી જયંતી ઉજવવાનો થએલ મેલાવડાનો છપાએલ હેવાલ ઉપરથી વિશેષ અનુભવ થાય છે. જો કે મારો પોતાનો જાત અનુભવ આજથી ૧૮ વર્ષ ઉપરનો છે. હું પણ તેમના પારમાર્થિક ફરમાનના 'હાવમાં આવ્યો છું. આ બધું પોતે કરી શકયા છે તે રાજ સત્તાધારીઓની મદદથીજ કરી શકયા છે. બીજા જૈન સાધુએ એમના

જેવો દ્રષ્ટાંત રૂપ દાખલો બેસારેલ તમે બહુ અલ્પાંશે જોઇ કે બતાવી શકશો, એથીજ મને લાગે છે કે તેમની પ્રવૃતિ શાંકેતિક લાગે છે. આટલું બોલી મ્હારૂં વકૃત્વ પૂર્ણ કરતાં પહેલાં આપ સહુનો પુનઃ આભાર માની ઇસલમ્ કરૂં છું.



## મેલાવડાની ફતેહ ઇચ્છનારા આવેલ તારો અને પત્રો.

### તારો.

૧ નેક નામદાર ઠાકોર સાહેબ સુરસિંહજી, ખીરસરા.

### પત્રો

૧ જૈન સંઘાણી સંઘ રાજકોટ.

૨ જૈન સંઘ વડાલ,

૩ જૈન સંઘ ખીરસરા.

૪ જૈન સંઘ ચીભડા.

૫ સ્વામીજી ભવેશાનંદજી રામકૃષ્ણ આશ્રમ રાજકોટ.

૬ જાડેજા રણજીતસિંહજી હુરભમજી સાહેબ. કચ્છ કાઠિયાવાડ અને ગુજરાત ગિરાસીયા એસોસીએશનના પ્રેસીડંટ સાહેબ મોરબી.

૭ રા. રા. વનરાજ રતનસિ ધ્રુવ બી, એ. એલ એલ, બી· કારભારી. ખીરસરા.

૮ રા. રા. રાવ બહાદુર પી. જી. મસુરેકર બેરીસ્ટર એટ લો. માજી જ્યુડીશીયલ ઓફીસર સાહેબ જુનાગઢ.

૯ રા. રા. હિરાલાલ ગણેશભાઇ અંજારીયા ઉર્ફે સારાભાઇ બી, એ. એલ એલ, બી. માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ ગોધરા રાજકોટ.

૧૦ રા. રા. જેસુખરાય બુચ શિરસ્તેદાર પોલીટીકલ
એજન્ટ વેસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી — રાજકોટ.

૧૧ રા. રા. લાભશંકર નરભેરામ મ્હેતા
સોલીસીટર એન્ડ એડવોકેટ — રાજકોટ.

૧૨ રા. રા. વકીલ રતીલાલ અભેચંદ મણિયાર
બી, એ. એલ એલ. બી. — રાજકોટ.

૧૩ રા. રા. વકીલ ન્યાલચંદ હાકેમચંદ ઉદાણી
બી. એ. એલ એલ, બી. — રાજકોટ.

૧૪ ઉસાભાઇ ગોપાળજી શાહ પ્લીડર, માજી જ્યુડીશીયલ
ઓફીસર લીંબડી. — રાજકોટ.

૧૫ રા. રા. શેઠ નથુભાઇ કૃપારામ — જુનાગઢ.

૧૬ રા. રા. દાક્તર કાલિદાસ મોતીરામ — રાજકોટ.

૧૭ રા. રા. પુનાતર ત્રિકમજી દેવચંદ — જામનગર.

૧૮ રા. રા. કાજી સાહેબ મોતીમીંયા શહેર કાજી, — રાજકોટ.




# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી નમ્બર ૧૨ મી પાલીયાદ થાણદાર રા.રા. મનઃસુખલાલ માણેકલાલ બી.એ.ના હાથથી ખુલવા માટે થયેલ મેલાવડાનો

# અહેવાલ.



સેંજકપુર—ઝાલાવાડ સંવત ૧૯૮૮ ના ચૈત્ર શુદી ૧૧ રવીવાર તા. ૧૭-૪-૩૨ ના રોજ દિવસના ચાર બજયે પાલીયાદ થાણદાર સાહેબ રા. રા. મનઃસુખલાલ માણેકલાલ બી. એ. પાલીયાદથી ૧૧ ગાઉ સહકુટુંબ મોટરમાં આવી પહોંચતાં હાજર રહેલા સ્થાનિક દરબારો અને જૈનો જૈનેતર ઉપરાંત બહાર ગામથી આવેલ બીજાઓ પૈકી સુદામડાના રા. કામદાર લક્ષ્મીચંદ હંસરાજ ધાંધલપુરના કામદારો રા. વાડીલાલ ધનજી રા. ધનજી લીલાધર વગેરે સારી સંખ્યામાં હાજર રહેલાઓએ પ્રમુખને આવકાર આપ્યા બાદ કાર્યક્રમ શરૂ કરવામાં આવતાં શરૂઆતમાં વિદ્યાર્થીઓએ આવકારનું ગીત ગાયું હતું. તે પછી પ્રમુખપદ માટે શાહ ખીમચંદ દેવચંદ તરફથી દરખાસ્ત મુકવામાં આવતાં શાહ છોટાલાલ દેવચંદે ટેકો આપ્યો હતો જે પછી તુરતજ પ્રમુખે પોતાનું સ્થાન સ્વિકારી પ્રથમ બહાર ગામથી લાઇબ્રેરીની ફતેહ ઇચ્છનાર આવેલ તાર ટપાલ વાંચી બતાવ્યા હતા. જેમાં તાર એક ખીરસરાના નેક નામદાર ઠાકોર સાહેબ તરફથી આવેલ તે વગેરેનું નામવાર લીસ્ટ આગળ આપવામાં આવેલ છે. પ્રમુખનું ભાષણ પૂર્ણ થતાં પ્રમુખનો આભાર ધાંધલપુરના કામદાર ધનજી લીલાધર તરફથી

આનવાની દરખાસ્ત મુકતાં વાડીલાલ ધનજીએ આભારદર્શક દરખાસ્તને ટેકો આપ્યા બાદ તુરતજ શ્રી સંઘની ઇચ્છાને માન આપી પ્રમુખે અગાઉથી તૈયાર રાખેલ ચાંદીનું તાળું રૂા. ૧૦ ની કિંમતનું કબાટને વાસવામાં આવેલ તે ઉઘાડી લાઇબ્રેરી ખુલ્લી મુકયાનું જાહેર કર્યું હતું. અને છેવટ આચાર્યશ્રીનો વિજય ઇચ્છી સભા વિસર્જન થઇ હતી. શાહ જેચંદ દેવચંદ તથા છોટાલાલ દેવચંદ બન્ને ભાઇઓએ વિદાયગીરી વખતે ગાયન ગાયું હતું અને મેલાવડાના અંતે શ્રી સંઘ તરફથી સર્વેને સાકરની લ્હાણી આપવામાં આવી હતી.



# પ્રમુખ સાહેબનું ભાષણ.

પૂજ્ય મહારાજશ્રી, મિજબાનો, શ્રીસંઘ તથા અન્ય પ્રજાજનો,

આજના શુભ મેલાવડાનું પ્રયોજન આપણે સૌ જાણીએ છીએ તેમ અહીંઆ "શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈન પુસ્તકાલય" ખોલવાનું છે. હું એકાદ માસ પહેલાં ધાંધલપુર મુકામે સદ્ગુરુ જ્યેષ્ટમલ્લજી સ્વામીને મળ્યો હતો ત્યારે તેઓશ્રી તરફથી એવું સુચન કરવામાં આવ્યું હતું કે શ્રી સેજકપુર મધ્યે શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક પુસ્તકાલય ખોલવાની તેઓશ્રીની પ્રબળ ઇચ્છા છે ને તે પુસ્તકાલય મારે હાથે ખોલવા તેઓશ્રીએ મને આગ્રહ પૂર્વક કહેતાં મારે તે કામ સ્વિકારવાની બહુજ આનંદ સહિત ફરજ પડી હતી અને તે ફરજ બજાવવા તેઓશ્રીના આદેશ અનુસાર હું અહિં આવેલ છું અને આપણે સર્વે તે કાર્ય નિર્વિઘ્ને પાર પાડવા એકઠાં થયાં છીએ.

આ પુસ્તકાલય ખોલવાનો શુભ હેતુ પ્રજાના કલ્યાણ અર્થે જ્ઞાન ફેલાવવાનો છે. આવી સંસ્થાઓ ઘણીવેળા આજના જમાનામાં સર્વ સ્થળે સદ્દગુરૂઓના અભાવે જ્ઞાનપ્રચારના પ્રબળ સાધનો છે. આવા સાધનોનો સાચો ઉપયોગ આપણા ઉપર અવલંબે છે. મહારાજશ્રીના આવા પ્રશંસનીય પ્રયત્નો સફળ કરવામાં આપણી સહાય પણ હોવી જોઇએ. પુસ્તકાલયોમાં શ્રેષ્ટ ધાર્મિક પુસ્તકાલયો ગણાય કારણકે ત્યાં તે ધર્માનુસાર સિધ્ધાંતીક વગેરે ઉત્તમ પુસ્તકોનોજ સંગ્રહ થઇ શકે ને જેના વાંચનથી તમામ ધાર્મિક પ્રગતિ ઉત્તમરીતે વૃદ્ધિ પામે. અત્યારનો જમાનો સેવા કરવાનો છે તેમાં પણ જ્ઞાનપ્રચારક સેવા અતિઉત્તમ ગણી શકાય કારણકે અજ્ઞાનની અંધિ જ્ઞાનપવનથી દૂર થઇ સમાજસ્થાન શુદ્ધ બને છે. પુસ્તકાલયોમાં જ્ઞાનગંગાના મૂળ રહેલા છે જ્ઞાનદાન જેવુ પુન્ય એકેય નથી. શ્રીમાન નામદાર ગાયકવાડ સરકારે તેમના રાજ્યના ગામડે ગામડે પુસ્તકાલયની પરબો જ્ઞાન ફેલાવા માટે મંડાવી છે. મહારાજશ્રીનો આ શુભ પ્રયત્ન ખરેખર એકલા જૈનસમાજનું નહિ પરંતુ બલ્કે જનસમાજનું કલ્યાણ સાધવામાં રહેલો છે તેથી આનાં જ્ઞાનાલયોનો લાભ જનતા લેશે તો જરૂર તેમાથી ઘણોજ રાષ્ટ્રને પણ લાભ થશે.

જ્ઞાનરૂપી જળની પરબો મંડાવવાનો કલ્યાણકારી યત્ન કરવા માટે શ્રીમાન્ જેઠમલજી સ્વામીના આપણે જન્મભર ઋણી રહીશું. મારા સમજવા પ્રમાણે તેઓશ્રીના તારીફ યોગ્ય તનતોડ પ્રચારથી આ ૧૨ મી લાઇબ્રેરી શ્રીમાન્ લવજી સ્વામીના સ્મારકરૂપે ખોલવાનો પ્રસંગ છે એટલે આ પૂર્વે આવી અગિયાર લાઇબ્રેરીઓ સ્થાપવામાં આવી છે.

શ્રીમાન્ લવજી સ્વામી એક પ્રખર જ્ઞાનપાત્ર અને સર્વ ચારિત્ર સંપન્ન જૈનાચાર્ય હતા. તેમણે અખિલ ગુજરાત તથા કાઠિયાવાડના લોકોને જ્ઞાનસરિતામાં ન્હવડાવીને સેવાધર્મ બજાવ્યો છે. તેઓશ્રીનું

નામ આ સંસ્થા સાથે જોડાવાથી તેમનું નામ આપણે ચીરંકાળ સુધી યાદ રાખીશું.

તેમના પટ્ટશિષ્ય શ્રીમાન્ જેષ્ટમલજીસ્વામી જો કે જ્ઞાતે ક્ષત્રિય (રાજપુત.) છે છતાં તેઓએ જૈન ધર્મની દીક્ષાલઇને સાબીત કરી આપ્યું છે કે જૈન ધર્મ જેમાં અહિંસા ને તપ પ્રમુખ છે તે ધર્મ સારાયે જગતનાં મૂખ્ય ધર્મોની હરોળમાં અત્યારના બુદ્ધિવાદ અને વિજ્ઞાનની કસોટીએ ઉભે છે તે વાત નિઃશંક છે.

મને અત્રે જાહેર કરવાની ફરજ પડે છે કે જૈનધર્મ ઘણો પ્રાચીન અને બીજા ધર્મોના હુમલાઓ સહન કરીને પણ આજદીન સુધી પ્રખરરીતે વર્તી રહ્યો છે. દિનપ્રતિદિન ઘણીજ સંખ્યા તેમાં ઘટતી જાય છે તે શોચનીય છે. તેના ખરેખરા શું કારણો છે? તે સાધુ સાધ્વી ને શ્રાવક તથા શ્રાવીકાઓએ ચતુર્વિધ સંઘે શોધીને જેમ બને તેમ ધર્મનો વિશેષ પ્રચાર થાય તેમ કરવાની ફરજ છે. જૈન ધર્મ વધે તે કરતાં તે ન ઘટે તે તરફ આપણું લક્ષ્યબિન્દુ વિશેષ કરીને હોવું જોઇએ.

આવા આદર્શના અમલ અર્થે આપણે ધર્મના સિદ્ધાંતના જ્ઞાનની આવશ્યકતા રહેશેજ. એટલે હરકોઇ જ્ઞાન મેળવવા પુસ્તકાલય જેવા સાધનોથી જ્ઞાન ફેલાવાની સગવડતા અને સરળતા વધે છે તેથી યોગીવર મહારાજશ્રીને સર્વ જગ્યાએ જૈન આલમ આવાં શુભ કાર્યોમાં સહાય કરે એવું આપણે વીરપ્રભુ પાસે અભ્યર્થના કરીયે. તેઓશ્રીની ચારીત્રતપના ફળરૂપી ભવ્યમૂર્તિ અને તેમના ભગીરથ પ્રયત્નો આપણને ખરેખર જ્ઞાનમુગ્ધ કરે છે એ નકકી છે કે હંમેશા શુભ ધ્યેય અર્થેના પ્રયત્નો શુભકાર્યના ફળમાંજ પરીણામે છે.

આ વિષયમાં લંબાણુમાં નહિ ઉતરતા હું ટુંકમાંજ સૌ ભાઈ-ઓને વિનંતિ કરીશ કે આવા જ્ઞાન ભંડારનો લાભ દરેક શ્રાવક તથા શ્રાવીકાઓ લેવા ચુકે નહીં ને તેમ કરી આ પુસ્તકાલયનો અંતીમ હેતુ સંપૂર્ણ રીતે સચવાય અને આ જ્ઞાનમંદિર દિન પ્રતિ દિન સમૃધ્ધિ પામે.

છેવટમાં આ શુભ કાર્યની સફળતા અર્થે આપ સૌએ હાજરી આપી છે, તે ખાતે ઉપકાર માનું છું ને મારા જેવાને આ ઉત્તમ સ્થાને નિયત કરવા માટે મહારાજશ્રી જેઠમલજી સ્વામીનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને તેમનો સદાનો ઋણી છું. મહારાજશ્રીને પ્રાર્થું છું કે અમે આપના દર્શન માત્રથી એકલા સંતુષ્ટ ન થતાં આ દિશાના સૂચનમાં આપની દીવ્ય વાણીની પ્રસાદી માગીએ છીએ. આટલું કહી આપ સર્વેની રજા લઇ બેસી જાઉં છું.



## મેલાવડાની ફત્તેહ ઇચ્છનાર આવેલ તાર-ટપાલનું લીસ્ટ.

### તાર.

**Rajkot,** Date 16 Hour 2, Minute 0
**Jain Sangh, Sejakpur** Via Sayla.

Hearty congratulations for opening Lavji Swami's Library.

**Thakore Saheb**
**Khirasra.**

## પત્રો.

૧ જૈન સંઘાણી સંઘ — રાજકોટ.
૨ જૈન સંઘ — ધાંધલપુર.
૩ જૈન સંઘ — વડાલ.
૪ જૈન સંઘ — આણંદપુર.
૫ જૈન સંઘ — ખીરસરા.
૬ જૈન સંઘ — ચીભડા.
૭ સ્વામીશ્રી ભવેશાનંદજી રામકૃષ્ણ આશ્રમ — રાજકોટ.
૮ રા. રા. બાલુભાઇ ગો. પટવારી દિવાન સાહેબ — સાયલા.
૯ કુમારશ્રી રણજીતસિંહજી હરભમજી સાહેબ પ્રેસીડન્ટ કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત ગિરાસીઆ એસોસીએશન — મોરબી.
૧૦ રા. રા. વનરાજ રત્નસિ ધ્રુવ. બી, એ. એલ એલ બી. કારભારી સાહેબ — ખીરસરા
૧૧ રા. રા. હિરાલાલ ગણેશભાઇ અંજારીઆ [મી. એ. એલ એલ, બી. માજી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ — ગોધરા.
૧૨ રા. રા. જેસુખરાયભાઇ બુચ શિરસ્તેદાર 'પોલીટીકલ એજન્ટ વેસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી — રાજકોટ.
૧૩ રા. રા. ડાહ્યાલાલ લક્ષ્મીચંદ મામલતદાર સાહેબ નવાનગર સ્ટેટ — આટકોટ.
૧૪ દરબારશ્રી ખાચર ભાણુભાઇ ઓઢાભાઇ તાલુકદાર — ભીમોરા.
૧૫ દરબારશ્રી ખાચર ચેલાભાઇ જીવાભાઇ — ભીમોરા.
૧૬ રા. રા. રતીલાલ કે. રાવળ મેડીકલ ઓફીસર — ભાડલા.
૧૭ રા. રા. ડોસાભાઇ ગોપાલજી શાહ ડીસ્ટ્રીક્ટ પ્લીડર માજી નાયબ દિવાન સાહેબ લીંબડી — રાજકોટ.

૧૮ રા. રા. વકીલ રતીલાલ અભેચંદ મણિઆર બી. એ. એલ એલ. બી. રાજકોટ.

૧૯ રા. રા. ન્યાલચંદ હાકેમચંદ ઉદાણી બી, એ. એલ એલ. બી. રાજકોટ.

૨૦ રા. રા. ડાક્તર કાલિદાસ મોતીરામ રાજકોટ.

૨૧ રા. રા. શેઠ નથુભાઇ કૃપારામ જુનાગઢ.

૨૨ રા. રા. પુનાતર ત્રિકમજી દેવચંદ જામનગર.

૨૩ રા. રા. શહેર કાજી મોતીમીયાં ગનીમીયાં રાજકોટ.

૨૪ ઠક્કર છગનલાલ તથા ડાહ્યાલાલ નાનજી ભામાણી ભાડલા.



# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી નમ્બર ૧૩ મો રા. રા. દિવાન સાહેબના હાથથી ખોલવાના મેલાવડાનો

# અહેવાલ.



ચુડા—ઝાલાવાડ; વીર સંવત ૨૪૫૮ વીક્રમ સંવત ૧૯૮૮ ના ચૈત્ર વદી ૧૩ વાર સોમવાર તા. ૨-૫-૩૨ ના રોજ ચુડાના નેકનામદાર ઠાકોર સાહેબ શ્રી બહાદુરસિંહજીના હાથથી "**શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી**" ખુલવા નક્કી થયેલ પરન્તુ નામદાર હજુરશ્રીને રાજકોટ જવું થતાં પોતે પોતાના પ્રતિનીધિ તરીકે દિવાન સાહેબ રા. રા. અમૃતલાલ ઉમેદચંદ્ર મહેતાને ફરમાન કરવાથી દિવાન સાહેબ મુકરર સમયે આવતા અગાઉથી હાજર રહેલ રાજ્યના અમલદારો પૈકી રા. રા. ન્યાયાધિશ સાહેબ ધીરજલાલ લક્ષ્મીરામ વ્યાસ બી. એ. રા. રા. ચીફ મેડીકલ ઑફીસર સાહેબ અનુલાલભાઇ, રા. રા. હજુર શિરસ્તેદાર જયસુખલાલ હરિલાલ રાવલ બી. એ, રા. રા. મગનલાલ મુકુટરામ વચ્છરાજાની વગેરે અમલદારો, જૈનો જૈનેત્તર હિન્દુ મુસલમિન અને બહારગામથી મેલાવડા ઉપર આવી પહોંચેલ મિજબાનો જેમાં વઢવાણ સ્ટેટના મ્હાલ રામપુરાના ફોજદાર સાહેબ રાણાશ્રી અલુભા રાજમલજી, ભડકવાના રા. મકવાણા દેશલભાઇ અલુભાઇ, ઑ. સેક્રેટરી કાઠિયાવાડ કારડીયા રાજપુત સમાજ ભડકવા. કારોલના પોલીસ મુખી પરમાર રણછોડ પચાભાઇ ઉપરાંત દરેક મેલાવડામાં જેમની હાજરી રહે

છે તે જુનાગઢના વતની મર્હુમ નવાબ સાહેબના ભજનકાર મેર કેશવભક્ત ભાવનગર મહારાજા સાહેબ પાસેથી ખાસ આવી પહોંચ્યા હતા. વગેરેએ ઉભા થઇ પ્રમુખને આવકાર આપ્યો હતો. મેલાવડાના મધ્ય ભાગમાં નામદાર કુમારશ્રી છત્રસિંહજી બે ઘોડાની ગાડીમાં આવતા સર્વેએ યોગ્ય સત્કાર કર્યો હતો. પુરૂષો અને સ્ત્રીઓથી ઉપાશ્રયનો હૉલ ચીકાર ભરાઇ ગયો હતો સભાના કાર્યક્રમ પ્રમાણે મેર કેશવ ભક્તે માલકોષ રાગમાં આચાર્યશ્રીની સ્તુતી " **સદગુરૂ શ્રી લવજી સ્વામી આચાર્યશ્રી શિવપુરગામી** " એ સ્તુતિ કર્યા બાદ શ્રી સંઘ તરફથી વહોરા રતિલાલ જયચંદે પ્રમુખસ્થાન માટે દરખાસ્ત મુકતા રા. રા. મગનલાલ મુકુટરામ વજ્જરાજાની અંગ્રેજી સ્કુલના હેડમાસ્તર સાહેબે ટેકો આપ્યો હતો. તે પછી મેર કેશવભક્તે પોતાની મધુર સુરની પ્રસાદી આપી હતી. અને તે પછી પ્રમુખ સાહેબે પોતાનું ભાષણ મોઢેથી શરૂ કર્યું હતું. આ વખતે લાઇબ્રેરીની ફત્તેહ ઇચ્છનાર બહારગામથી આવેલ પત્રો વાંચી બતાવ્યા હતા જેનું નામવાર લીસ્ટ આગળ આપવામાં આવેલ છે. પ્રમુખ સાહેબે ઉભા થઇ હસ્તા વદને લાઇબ્રેરીના કપાટનું ચાંદી (રૂપા) નું તાળું રૂા. ૧૦ ની કિમ્મતનું કપાટને વાસવામાં આવેલ તે ચાંદીની ચાવી વતી ઉઘાડી લાઇબ્રેરી દરેક કોમના માટે ખુલ્લી મુકયાનું જાહેર કર્યું હતું. નામદાર ઠાકોર સાહેબના હુકમ મુજબ રા. દિવાન સાહેબે એટલે પ્રમુખસાહેબે લાઇબ્રેરીના ફંડમાં રૂા. ૧૧ રાજ તરફથી બક્ષીસ કર્યા હતા. આ વખતે કેશવ ભક્તે સુંદર વાનગી પીરસી હતી. છેલ્લે પ્રમુખ સાહેબને આભાર માનવાની દરખાસ્ત રા. રા. મોઢ હુરજીવન કલ્યાણજી મહેતાએ મુકી હતી જેને અનુમોદન રા. વકીલ ચુનીલાલ છગનલાલે આપી હતી સભાનું કામકાજ ઘણીજ શાન્તિ અને આનંદ વચે પૂર્ણ થતાં વિદાયગીરીનું ગાયન મેર કેશવ ભક્ત તરફથી ગાવામાં આવ્યું હતું. છેવટ આચાર્યશ્રીની જય બોલાવી મેલાવડો વિસર્જન થયો હતો.

# મે૦ પ્રમુખ સાહેબનું ભાષણ.

નામદાર કુમાર સાહેબ, બન્ધુઓ અને બ્હેનો,

આજે આપણે મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી જેવા પ્રાતઃસ્મરણીય ચારિત્રશિલ પુરૂષની યાદગીરી જાળવી રાખવા તેઓશ્રીના નામની લાઇબ્રેરીની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા એકત્ર થયા છીએ. લાઇબ્રેરી એટલે જ્ઞાનનુ પરબ બાંધવાનું. આવા શુભ પ્રસંગ આપણને હસ્તગત થાય એ સદ્‌ભાગ્ય ગણી શકાય. 'જીવનના દરેક પ્રસંગોમાં આવા પવિત્ર પ્રસંગો જીવનના લ્હાવા રૂપ છે. આજે તમે મને પ્રમુખ દરજ્જે નીયત કરી મ્હારા સન્મુખ આપ સર્વ ધ્યાન ખેંચી રહેલ છો તેના ઉત્તમ અને જવાબદારીભર્યા કાર્યને માટે હું બીલકુલ લાયક ન ગણાઉં. આ મેલાવડાના પ્રમુખ શિરતાજ ખુ. નામદાર ઠાકોર સાહેબ હતા તેઓ નામદારશ્રીના મુબારક હાથે આ ક્રિયા થવાની હતી, પરન્તુ પોતાને રાજકોટ પધારવું થતાં આપણી એ મહેચ્છા પૂર્ણ ન થઇ શકવા માટે એ માન આપણે ગુમાવ્યું છે. તેઓશ્રીએ મને ફરમાન કરેલ હોવાથી પોતાના મોકલેલ પ્રતિનીધિ તરીકે તમારી સમક્ષ હું આજે હાજર થયો છું. જેથી મને ક્ષંતવ્ય કરશો. જે કાંઇ સારૂં દેખાય તે મ્હારામાં નથી પરન્તુ તેઓશ્રીના પ્રભાવનું અને આચાર્યશ્રીના તપોબળનું આ સર્વસ્વ છે. આચાર્ય શ્રી લવજી સ્વામી જેવા ચારિત્ર અને સમભાવ શિલ મહાત્માના યશોગાન ગાવા કિંવા જનતાની દ્રષ્ટિ આગળ સ્મરણરૂપ અવશેષો સ્થાપિત અથવા તો મુદ્રિત કરવા એ હું મ્હારા જીવનનો મોંઘેરો લ્હાવો માનું છું. જૈન સાધુઓના ઉચ્ચતર જીવનની ઝાંખી રૂપ એ સ્વર્ગગામી સંત હતા. તેમની સૌમ્ય આકૃતિ, ગાંભિર્ય પ્રકૃતિ અને ત્યાગની મૂર્તિરૂપ મહાત્માની સ્મૃતિ કરતાં આત્મ ઉલ્લસીત

-થાય છે. એઓશ્રીના માટે આપણને એકજ દાખલો ઉપરના ગુણ પ્રતિત કરાવનારો જોવામાં આવે છે કે દરેક જનતા એમના નામે ખુશી બતાવશે. નહિ કે એ નામ કોઈને અપ્રીય હોય. સર્વ કોઈ આ વસ્તુને માન્ય રાખશે. આપણને આવી જ્ઞાનગંગામાં સ્નાન કરવાની અપૂર્વ તક અપાવવા માટે તેઓશ્રીના જેટલા ઋણી છીએ તેટલાજ તેમના પડછાયા રૂપ આપણી સન્મુખ બિરાજતા શિષ્ય તરીકેની જવાબદારી સમજતાં અને બીજાને તે ફરજ સમજાવતા **જયેષ્ઠમલજી સ્વામીના**એ ઋણી છીએ. આજે તેરમી લાઇબ્રેરી ખુલ્લી મુકવા આપણે સૌ ભેગા થયા છીએ તે તેમના શિષ્યધર્મ બજાવવારૂપ ભગીરથ પ્રયાસનું સુંદર ફળ છે. પ્રભુની, ધર્મની અને જ્ઞાનની મહતા કરતાં ગુરૂ મહિમા ઉતરે તેમ નથી. ગુરૂના ગુણની ગીતા ગાનારો મૂકઃ હોય છતાં તે વાચ બને છે એ મહિમાના પાઠ ઉકેલવા અથવા તો સમજવા એ બહુ અઘરા છે. આત્મસિધ્ધિ ગુરૂકૃપામાં સમાએલ છે. ગુરૂ થવા કરતાં ચેલા થવું એ વધુ દુરસ્તર છે. ચેલા થવામાંજ મુક્તિ છે. મુક્તિના દ્વાર બતાવનાર ગુરૂ છે અને ગુરૂના ઉપકારનું સ્મરણ કરવું એ સાચો ધર્મ છે. એ ઉપકાર માત્ર મનમાં સમજીને બેસી રહેવા કરતાં આવા સંગીન કાર્યરૂપ જ્ઞાન મંદીર સ્થાપી કૃતકૃત્ય થવું જોઇએ, કે જેનાવડે સમાજને આગળ ધપવા માટે અગત્યના સાધનરૂપ થઇ પડે, જ્ઞાન એ આત્માની વસ્તુ છે અને પાંચ ઇંદ્રિયોના વૈભવો પૌદગલીક વસ્તુ છે જડ વસ્તુ પાછળ આપણે આપણી સમસ્ત શક્તિઓ સાધનોનું બળીદાન કરીએ એ કરતા આત્મવાદી બની જ્ઞાન માર્ગે એ શક્તિઓનો વ્યય કરવામાં આવે તો આપણી પામરતા નષ્ટ થતાં સાર્વભૌમ સત્તાધારી બની શકીએ. આ સત્તા સંપાદન કરવા આવા જ્ઞાનાલયોની મુખ્ય જરૂર પડશે. એ જરૂરી બાત આજે પૂરી પડતી જોઇ આપણને અતિ હર્ષનો વિષય છે. જ્ઞાનીઓની દીવ્ય વાણી

ગણધરોએ ઝીલી. ઝીલેલી વાણી પુસ્તકારૂઢ કરી. અને એ પુસ્તકોની રાસીરૂપ આ જ્ઞાન ભંડાર આપણને સુપ્રત થાય છે. એ બક્ષીસનો સત્કાર કરવા આપણે આજે એકત્ર મળ્યા છીએ. આજે હું આપના ફરમાનાનુસાર આ પુસ્તકાલય ખુલ્લું મુકું છું. અને ખુ. નામદાર ઠાકોર સાહેબનું ફરમાન થવાથી રાજ્ય તરફથી રૂા. ૧૫) અંકે-પનર લાઇબ્રેરીનાં ફંડમાં આપવા જાહેર કરૂં છું. આપનો વધુ વખત નહિ રોકતા મ્હારૂં ભાષણ બંધ કરતાં પહેલાં પુનઃ નામદાર ખુદાવીન્દ ઠાકોર સાહેબ, પૂજ્ય મહારાજ શ્રી અને શ્રી સંઘ તેમજ અત્રે પધારેલ સર્વ સભાજનોનો સહૃદય આભાર માની વક્તવ્ય પૂર્ણ થયું નિવેદન કરવા રજા લઉં છું.

જયવીર.



## લાઇબ્રેરીની ફત્તેહ ઇચ્છનાર બહારગામથી આવેલ પત્રોનું લીસ્ટ.

### પત્રો.

| | |
|---|---|
| ૧ હીઝ હાઇનેસ નેક નામદાર ઠાકોર સાહેબ સર દોલતસિંહજી બહાદુર. કે. સી. આઇ. ઇ. | લીંબડી. |
| ૨ નેક નામદાર ઠાકોર સાહેબ મદારસિંહજી | સાયલા |
| ૩ રા. રા. મનસુખલાલ માણેકલાલ શાહ બી. એ. થાણદાર સાહેબ | પાલીઆદ. |
| ૪ રા. રા. મોરીદાનસંગજી વાઘજી પોલીસ સુ. સાહેબ | વ. સ્ટેટ. |
| ૫ રા. રા. લાભશંકર નરભેરામ મ્હેતા બી, એ. એલએલ, બી. સોલીસીટર એન્ડ એડવોકેટ | રાજકોટ. |

| | |
|---|---|
| ૬ જૈન સંઘ | ચોટીલા. |
| ૭ જૈન સંઘ | ધાંધલપુર. |
| ૮ જૈન સંઘ | સેજકપુર. |
| ૯ જૈન સંઘ | રામપુરા. |
| ૧૦ જૈન સંઘ | આણંદપુર. |
| ૧૧ જૈન સંઘ | ભાડલા. |
| ૧૨ જૈન સંઘ | વસતડી. |
| ૧૩ રાણાશ્રી વખતસિંહજી રીટાયર્ડ થાણદાર | લાલીઆદ. |
| ૧૪ રાણાશ્રી ગજસિંહજી | ઝીંઝાવદર. |
| ૧૫ રાણાશ્રી દાનસિંહજી | ચાચકા. |
| ૧૬ નાગરદાસ કાલિદાસ સંઘવી સ્ટેશન માસ્તર | ચુડા. |
| ૧૭ મકવાણા દેશળભાઇ અલ્લુભાઇ ઓ. સેક્રેટરી કાઠિયાવાડ કારડીયા રાજપુત સમાજ | ભડકવા. |
| ૧૮ હરજીવનદાસ નાગરદાસ મોઢ | રામપુરા. |
| ૧૯ ઠક્કર છગનલાલ તથા ડાહ્યાલાલ નાનજી ભામાણી | ભાડલા |
| ૨૦ મૂખી જીનાભાઇ મહાસુખ ઓ. સેક્રેટરી શ્રી લવજી સ્વામી જૈન ફ્રી લાયબ્રેરી | ચોટીલા-કાઠિયાવાડ. |





કુમારશ્રી ચરણસિંહજી જસવંતસિંહજી, વઢવાણ
અન્ડર ગ્રેજ્યુએટ, કેમ્બ્રીજ યુનીવર્સીટી–ઇગ્લાંડ
સેકન્ડ મેમ્બર કાઉન્સીલ ઓફ વઢવાણ સ્ટેટ

## જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈનલાઇબ્રેરી ખોડું નં. ૧૩ મી લાઇબ્રેરી વઢવાણ સ્ટેટના કુમારશ્રી કરણસિંહજી સાહેબના મુબારક હાથથી ખોલવાના મેલાવડાનો

# અ હે વા લ.

ખોડુ—વઢવાણ રાજ્ય મહાલ, વીર સંવત ૨૪૫૮ વિક્રમ સંવત ૧૯૮૯ ના મહા વદ ૬ ને ગુરૂવાર તા. ૧૬–૨–૩૩ સવારના ૧૧ બજ્યે કુમારશ્રી કરણસિંહજી સાહેબના હાથથી ખોલવાનો મેલાવડો જૈન, ઉપાશ્રયમાં મુકરર કરવામા આવેલ હતો.

આ વખતે વઢવાણથી કુમાર શ્રી કરણસિંહજી સાહેબ, કુમાર શ્રી બન્નેસિંહજી સાહેબ. બી. એ, રાણાશ્રી જાલમસિંહજી સાહેબ, વગેરે મોટરોમાં આવી પહોં- ચતાં અગાઉથી હાજર રહેલાં જૈનો, જૈનેતર, હિંદુ, મુસલમાન ઉપરાંત બહારગામથી આવેલ મિજબાનો પૈકી ચોટીલા, નગરા, વેળાવદરના ગ્રહસ્થો અને સ્થાનિક અમલદાર વગેરેએ ઉભા થઇ ઘટીત આવકાર આપેલ હતો.

લાઇબ્રેરીનું મકાન અને બજાર ધ્વજાપતાકાથી સુશોભિત શણગારવામાં આવેલ હતાં. ધોરણસર રાખેલા મુજબ મેળાવડાનું કામકાજ શરૂ થતાં જૈન સંઘ તરફથી ડગલી ભાઇલાલ ઓધડભાઇ તરફથી પ્રમુખ સાહેબને સભાનું પ્રમુખસ્થાન લેવા દરખાસ્ત મૂકવામાં આવતાં તે અનુસંધાનમાં ડગલી લાલચંદ કસ્તુરભાઇએ અનુમોદન આપ્યું હતું તે પછી મે૦ પ્રમુખ સાહેબે પ્રમુખસ્થાન સ્વી-

કારી પ્રમુખ સ્થાનેથી પ્રથમ બહારગામથી આવેલ મુબારકબાદીના પત્રો વાંચી સંભળાવ્યા.

પછી પોતાનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. આ વખતે જુનાગઢવાળા મેર કેશવભક્ત મુંબઇ હોવાથી તેમના બદલે ચોટીલાના શેઠ માણેકલાલ ડાહ્યાભાઇ સંગીત શાસ્ત્રી આવી પહોંચતાં આચાર્યશ્રીનુ મધુર બુલંદ અવાજથી મંગળાચરણ કર્યા બાદ ડગલી હરજીવન નરશીભાઇએ મે. પ્રમુખ સાહેબનો આટલે દૂર પધારી બતાવેલ લાગણી માટે ઉપકાર માન્યો હતો, અને નર્મદાશંકર મોહનલાલ ઠાકર તરફથી ઉપકારને અનુમોદન આપવામાં આવ્યું હતું.

વચ્ચે વચ્ચે સંગીતકાર માણેકલાલભાઇ પોતાની મીઠી વાનગીથી સભાજનોનાં મન રંજન કરતા હતા. એ પ્રમાણે વિધિ થયા પછી મે. પ્રમુખ સાહેબે ઉપાશ્રયની બહારની બાજુના અલગ મકાનમાં જઇ શ્રી સંઘ તરફથી ચાંદીનું તાળું રૂ. ૧૦। સવાદસ ભાર રૂ. સવાદસની કિમ્મતનું મકાનને વાસવામાં આવેલ તે પોતે ઉઘાડી લાઇબ્રેરી ખુલી મૂકેલ જાહેર કરી હતી.

આ પ્રમાણે ઉદ્‌ઘાટન ક્રિયા પૂર્ણ થતાં સર્વે આચાર્યશ્રીની જય બોલાવી મેળાવડો સહર્ષ વિખરાયો હતો.

# પ્રમુખ સાહેબનું ભાષણ.

**સ્વામીજી ! બંધુઓ અને બ્હેનો.**

આજે આપણે અહિં એકત્ર થયા છીએ તેનો ઉદ્દેશ હું જણાવવા રજા લઉં છું. આવા તીક્ષ્ણ હરીફાઇવાળા જમાનામાં દરેક દેશ કુદકે અને ભૂસકે જ્યારે આગળ વધી રહેલ છે ત્યારે આપણો આર્યાવર્ત કેળવણીમાં પછાત પડતો જાય છે. કેળવણી એ મનુષ્યના ભેજાને ખીલવનાર અતિ અગત્યની વસ્તુ છે એની પાછળ પશ્ચિમની પ્રજા લખલુંટ ખરચ

કરે છે ત્યારે આપણે તે વસ્તુથી તદન અનભિજ્ઞ રહેવા સાથે તે તરફ લગભગ ઉદાસીનતા સેવીએ છીએ. આપણે જે ખરચ અને સમયનો વ્યય વ્યસનો પાછળ કરીએ છીએ તેનો શતાંસ ભાગ પણ વિદ્યાની પાછળ કરતા નથી. મોજશોખની પાછળ જે સમય ગુમાવીએ છીએ તેનો એક સમય પણ વિદ્યા પાછળ વીતાવતા નથી. ઠેક ઠેકાણે વિદ્યાના પરબ બંધાવા જોઇએ. જે ગામમાં સદા વ્રત, ધર્મશાળા, નિશાળ, અને લાઇબ્રેરી ન હોય તે કુગ્રામ કહેવાય છે. એવા સ્થાનમાં વસવાટ કરવો એ **"विनाग्निर्दहंतिकायं"** એ સૂત્રાનુસાર છે. બન્ધુઓ આજે મહુંમ જૈનાચાર્ય શ્રીમાન્ **લવજી સ્વામીનું** સંસ્મરણ રાખવા તેઓશ્રીના નામની **" શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી "** નં. ૧૩ મી. ખોલવા આપણે સૌ અહિં એકત્રિત થયા છીએ. બોટુના આંગણે આજે સરસ્વતિ મંદિર સ્થપાય છે એ આપણને ઓછા આનંદનો વિષય નથી. અમને આ માન મહુંમના ગુણાનુરાગી તરીકે મગરૂર બનાવે છે. મહુંમે વઢવાણ શહેરમાં સંવત ૧૯૮૫ ના કારતક સુદી બિજના રોજ સ્વર્ગવાસ કર્યો છે. એમની પ્રતિષ્ઠા માટે બોલવું એ સોના ઉપર ઢોળ ચઢાવવા બરાબર છે. તેમના માટે એકલા જૈનોમાંજ માન હતું એમ નથી પણ જૈનેત્તર વર્ગ રાજા પ્રજા બન્નેમાં તેઓ માનદ્ પુરૂષ હતા, એમના નામની આજે દેશના જુદા ભાગમાં એક કરતાં ઘણી સંસ્થાઓ હયાતિ ધરાવે છે તે પૈકીની અંદર આજની સંસ્થાનો નુતન ઉમેરો થવા માટે આપણ સૌને અત્યાનંદ ઉદ્ભવે છે. હું આજે આપ સર્વની ઇચ્છાને માન આપી મારી ફરજ અદા કરવા રૂપ આ સંસ્થાની ઉદ્ઘાટન ક્રિયા કરવાનું જાહેર કરી આ સંસ્થા ખુલી મુકું છું. મહારૂં ભાષણ પૂર્ણ કરતાં પહેલાં **જેઠમલજી સ્વામી** અને બોટુના જૈન સંઘનો પુનઃ આભાર માની મહારૂં વક્તવ્ય પૂર્ણ કરૂં છું. અસ્તુ !

# મેલાવડાની ફત્તેહ ઇચ્છનાર આવેલ પત્રોનું લીસ્ટ.

## પત્રો.

૧ નામદાર યુવરાજ શ્રી ગોહિલ અમરસિંહજી
સાહેબ. સ્વસ્થાન સારોહ—ભાદોદ.
૨ નામદાર કુમાર શ્રી છત્રસિંહજી સાહેબ ચુડા.
૩ દરબારશ્રી ખાચર સુરીગ શાર્દુલ તાલુકદાર ચોટીલા.
૪ દરબાર રાણાશ્રી બાપુભા તાલુકદાર દુધરેજ.
૫ રાણાશ્રી સામતસિંહજી તાલુકદાર દુધરેજ.
૬ રા. રા. ગોકુલદાસભાઇ ચતુર્ભુજ ચીફ રેવન્યુ કારભારી
સાહેબ વઢવાણ સ્ટેટ.
૭ રા. રા. હર્ષદરાય ભગવંતરાય વૈષ્ણવ બી. એ.
એલ એલ. બી. શિરસ્તેદાર ટુ ધી ડેપ્યુટી પોલીટીકલ
એજન્ટ ઇસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી વઢવાણ કેમ્પ.
૮ રા. રા. છોટાલાલભાઇ ફોજદાર સાહેબ વઢવાણ કેમ્પ.
૯ રાણાશ્રી ભગવાનસિંહજી શિરસ્તેદાર ટુ ધી ડેપ્યુટી
પોલીસ સુ. સાહેબ વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસ વઢવાણ કેમ્પ.
૧૦ માણેકલાલ નારણજી શાહ બી. એ, આ. માસ્તર
હાઇસ્કુલ વઢવાણ કેમ્પ.
૧૧ રા. રા. મોહનલાલભાઇ સ્ટેશન માસ્તર મોરબી
રેલ્વે વઢવાણ કેમ્પ.
૧૨ જૈન સંઘ વઢવાણ શહેર.
૧૩ જૈન સંઘ તલસાણા.
૧૪ જૈન સંઘ દુવા.
૧૫ જૈન સંઘ ખોલડીયાદ.





રાણા શ્રી જાલમસિંહજી સાહેબ દેદાદરા દરબાર
કાકા સાહેબ વઢવાણ.

# જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી નં. ૧૪ મી વઢવાણના કુમારશ્રી માધવસિંહજી સાહેબના કુમારશ્રી જાલમસિંહજી સાહેબના હાથથી ખોલ વાના મેલાવડાનો

# અહેવાલ.



દેદાદરા—વઢવાણ ભાયાત અત્રે વીર સંવત ૨૪૫૮ વીક્રમ સંવત ૧૯૮૯ ના ફાગણ વદી ૬ ને શુક્રવાર તા. ૧૭-૩-૧૯૩૩ ના રોજ સવારના ૧૦ બજ્યે. "શ્રી **લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી**" નં. ૧૪ મી ખુલ્લી મુકવાની ક્રિયા દેદાદરા દરબાર શ્રી **જાલમસિંહજી સાહેબના** શુભ હસ્તે કરવા અગાઉથી નક્કી થએલ કાર્યક્રમ મુજબ જૈનો જૈનેત્તર હિન્દુ મુસલમિન જૈન ઉપાશ્રયની અંદર એકઠા થયા હતા. બરાબર ૧૦ બજ્યે વઢવાણથી પ્રમુખની સાથે વઢવાણના કુમાર શ્રી કરણસિંહજી સાહેબ કુમારશ્રી બન્નેસિંહજી સાહેબ કેલવણી ખાતાના વડા અધીકારી રા. રા. કાલિદાસ નાગરદાસ શાહ એમ. એ. વગેરે મોટેરાઓમાં આવી પહોંચતા સર્વેએ ઉભા થઇ ધટતો આવકાર આપવામાં આવ્યો હતો. કાર્યક્રમ શરૂ થતાં પ્રથમ આચાર્યશ્રીની સ્તુતિ માલકોષમાં વઢવાણ સ્ટેટના ગવૈયા મિઠુ ઇબ્રાહીમે ગાઇ હતી તે પછી મે. પ્રમુખ સાહેબને પ્રમુખપદ લેવા વઢવાણના રહિશ વાડીલાલ મલુકચંદ મુલચંદ શેઠે દરખાસ્ત મુકતાં સ્થાનિક દોશી કેશવલાલ પ્રેમચંદે અનુમોદન આપ્યું હતું. જે પછી તુરતજ

મે. પ્રમુખ સાહેબે પોતાનું પ્રમુખપદ સ્વીકારી પ્રથમ બહારગામથી આવેલ મેલાવડાની ફત્તેહ ઇચ્છનારા પત્રો વાંચી બતાવ્યા હતા. વચમાં પ્રસંગોપાત મિઠું ઈબ્રાહીમ સભા જનોને પોતાની ચીજોની મિઠી વાનગી પીરસતા હતા. જેથી સભાજનોને ઓર આનંદ મલતો હતો, પ્રમુખે ઉભા થઇ હસ્તાવદને લાઇબ્રેરીના કપાટને ચાંદીનું વાસેલ તાળુ રૂ. ૧૦ નું ખોલી પુસ્તકાલય જાહેર માટે ખુલ્લું મુકયું હતું. છેવટ રા. રા. હેડમાસ્તર કે. એન. શાહે પ્રમુખ સાહેબનો આભાર માન્યો હતો. જેને સ્થાનિક ગોસલીયા શાન્તિલાલ વ્રજલાલે અનુમોદન આપ્યું હતું. છેલ્લા મિઠુ ઇબ્રાહિમે રાગ વાઘેશ્વરીમાં "પ્રભુની ગમ પુર જ્ઞાન વિના નહિં પડે" એ ગાઇ બતાવ્યા બાદ આચાર્યશ્રીની જય બોલાવી સભા વિસર્જન થઇ હતી.

# પ્રમુખ સાહેબનું ભાષણ.

**સ્વામીજી ! નામદાર કુમાર સાહેબો ! બન્ધુઓ અને બ્હેનો !**

આજના મેલાવડાનો હેતુ આપણા જાણવામાં હોવાથી તે વિષે ઉલ્લેખ નહિ કરતા ટુંકામાં તે વિષે બે બોલ તમારી સમક્ષ રજુ કરવા રજા લઇશ. આજે મને **સ્વામીશ્રી** લવજી સ્વામીનું મિઠું સંસ્મરણ જાળવી રાખવા તેઓશ્રીના નામની શ્રી **"લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી"** ની ઉદ્‌ઘાટનની માંગલિક ક્રિયા કરવાનું મને સૌભાગ્ય પ્રાપ્ત થવાથી હું મને મહદ્ ભાગ્યશાળી માનું છું. આ માન આપે સુપ્રત કરવા કરતાં બીજા કોઇ લાયકને આપ્યું હોત તો વધારે યોગ્ય ગણાત. સ્વામીજી માટે મને અવલંબીજ સંસર્ગ અને સદ્‌ભાવ હતો. તેઓશ્રીના ઉજ્વલ ચારિત્ર માટે મને ભારે માન છે. સદ્‌ગત માટે વધારે પ્રકાશ પાડવો એ સુવર્ણ ઉપર ઢાળ

ચડાવવા બરાબર છે સદ્‌ગત આચાર્યશ્રીનુ ઉજ્વળ અને પવિત્ર નામ અમારા ગામમા હસ્તિમા રહે અને મ્હારી પ્રજા તેમને યાદ કરે એ ઓછા હર્ષનો વિષય નથી. ઉગતી પ્રજાના કોમળ હૃદયના ભેજામા જ્ઞાનના સુદર બીજનુ વપન થવાથી ભવિષ્યની પ્રજા એક સારા શહેરી તરીકે નીકળે એવી આશા આ સસ્થામા કોણ ન બાધી શકે ? મને આશા છે કે દેદાદરાની જનતા જરૂર આ સસ્થાને ભવિષ્યમા આબાદ અને સુદ્રઢ બનાવવા તન, મન, અને ધનનો ભોગ આપી પોતાના હસ્તક રહેલી સસ્થાનો જરૂર લાભ લેવા ચુકશે નહિ આપણને આ સસ્થા શુ શીખવે છે ? બે વસ્તુ ! એક તો સદ્‌ગત આચાર્યશ્રી જેવા ચારિત્રશીલ પ્રાતઃસ્મરણીય ધર્મના નેતા અને જેઠમલજી સ્વામી જેવા ગુરૂ ભક્ત શિષ્ય આ બે વસ્તુ આમાથી ઉત્પન્ન કરવાનુ શિખવે છે શિષ્યની ફરજ છે કે ગુરૂના ઉજ્વળ નામની પ્રજાની આગળ ઝાખી કરાવવી એ અનુસાર જેઠમલજી સ્વામી કરાવી રહ્યા છે, તેમનુ અનુકરણ દરેક કરે એવી અતિમ ઇચ્છા સાથે આપ સહુનો એહશાન માનવા સાથે આ સસ્થાનો અભ્યુદય ઇચ્છી હુ મારૂ વક્તવ્ય બધ કરૂ છુ

ઇત્યલમ્



## મેલાવડાની ફત્તેહ ઇચ્છિનાર આવેલ પત્રોનુ લીસ્ટ.



### પત્રો.

૧ નેકનામદાર ઠાકોર સાહેબશ્રી મદારસિહજી બહાદુર સાયલા
૨ નામદાર યુવરાજ શ્રી સસ્થાન સારોદ નાંદોદ સ્ટેટ
૩ કુમારશ્રી વિજયસિહજી ઉર્ફે વજુભા સાહેબ મેનેજર દસાડા
૪ કુમારશ્રી છત્રસિહજી સાહેબ ચુડા
૫ દરબારશ્રી રાણા જોરાવરસિહજી માજી દિવાન વઢવાણ

૬ રા. રા. રાવ સાહેબ યશવંતરાય વી. વ્હોરા બી. એ.
ડેપ્યુટી આ. પોલીટીકલ એજન્ટ, ઈસ્ટર્ન કાઠિયાવાડ
એજન્સી વઢવાણ કેમ્પ

૭ જેઠાલાલ શંકરલાલ રાવલ બી. એ. એલ એલ, બી.
દિવાન સાહેબ ગાંફ

૮ રા. રા. વસંતરાય લક્ષ્મીશંકર બક્ષી. એમ. બી. બી. એસ,
આ. સર્જન ઈસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી વઢવાણ કેમ્પ

૯ રા. રા. કાલિદાસ નાગરદાસ શાહ. એમ. એ.
હેડ માસ્તર, દાજીરાજ હાઈસ્કુલ વઢવાણ સ્ટેટ

૧૦ રા. રા. રામજીદાસ ઈંદ્રજી પાવાગઢી, બી. એ. એલ
એલ. બી. ન્યાયાધિસ વઢવાણ સ્ટેટ

૧૧ રા. રા. ગોકુળદાસ ચતુર્ભુજ ચીફ રેવન્યુ કારભારી વઢવાણ સ્ટેટ

૧૨ રા. રા. ગોપાલસિંહજી ભગવાનસિંહજી ગોહિલ
રાજ ખર્ચના ઉપરી સાહેબ વઢવાણ સ્ટેટ

૧૩ રા. રા. દાનસંગજી વાઘજી મોરી. પોલીસ સુ૦ વઢવાણ સ્ટેટ

૧૪ રા. રા. જયન્તિલાલ નરભેશંકર વૈષ્ણવ બી. એ.
દાજીરાજ હાઈસ્કુલ આ. માસ્તર વઢવાણ સ્ટેટ

૧૫ રા. રા. પુરૂષોત્તમ પાનાચંદ્ર મણિયાર. બી, એ.
એસ. ટી. સી. આ. માસ્તર દાજીરાજ હાઈસ્કુલ વઢવાણ

૧૬ રા. રા. પુરૂષોત્તમ અદાભાઈ પરમાર. બી. એ. એસ.
ટી. સી. આ. મા. દાજીરાજ હાઈસ્કુલ વઢવાણ

૧૭ રા. રા. નાગરદાસ દામોદરદાસ શેઠ બી. એ.
આ. માસ્તર દાજીરાજ હાઈસ્કુલ વઢવાણ

૧૮ રા. રા. નાગરદાસ અમરજી પંડયા. બી. એ.
આ. માસ્તર, દાજીરાજ હાઈસ્કુલ. વઢવાણ સ્ટેટ

૧૯ રા. રા. જદુરામ ભીમજી દવે બી. એ. એસ. ટી. સી.
આ. મા. દાજીરાજ હાઈસ્કુલ વઢવાણ

૨૦ રાણાશ્રી ગોવિન્દસિંહજી વહિવટદાર — વઢવાણ સ્ટેટ
૨૧ કુમારશ્રી વાઘુભા ખાનુભા — ખાટડી.
૨૨ દરબારશ્રી જાડેજા ભવાનીસિંહજી હરિસિંહજી — લખાઇ
૨૩ રા. રા. લાભશંકર પ્રેમશંકર દવે પોસ્ટ માસ્તર — લખતર
૨૪ રા. રા. સુખલાલ જગજીવનદાસ વહિવટદાર — ખોડુ
૨૫ રા. રા. લક્ષ્મીશંકર નાગરદાસ મ્હેતા વહિવટદાર — રામપુરા
૨૬ રા. રા. દેશળભાઇ અસ્લુભાઇ મકવાણા એ. સે.
કાઠિયાવાડ કા. રાજપુત સમાજ — ભડકવા
૨૭ રા. રા. અંબાવીદાસ નાથાભાઈ નગરશેઠ — થાન
૨૮ રા. રા. કવિરાજ શંકરદાન જેઠીભાઇ રાજકવિ — લીંબડી
૨૯ જૈન સંઘ — વઢવાણ શહેર.
૩૦ જૈન સંઘ — ચુડા.
૩૧ જૈન સંઘ — ખોડુ.
૩૨ જૈન સંઘ — રામપુરા,
૩૩ જૈન સંઘ — હુવા.
૩૪ જૈન સંઘ — કારીયાણી.

---

## ( રાગ માલકોષ તાલ ત્રિતાલ )

જગતમેં લવજી હે બલિહારી — ટેક
જો પલભર પ્રભુસે રહે ન્યારી — જગતમેં
વો લવને લવજી સ્વામી બન દિવ્ય પ્રભાકો ધારી
કાર્ય અનેક કીએ ઉપકારકે અન્ય જનો હિતકારી — જગત ૧
કંઇક કાઠિ દરબારકો હિંસા હરદમ દીયા છુડાઇ
આઠ દિન પજુસણકે પર્વકા ઘાણી બંધ કરાઇ — જગતમેં૦ ૨
પાખી પ્રબંધ કીયા ઔર એકાદશી અમાસ પળાઇ
મહાપ્રભુ મહાવીર જયન્તિકો દિન મચ્છુકો લીએ ઉગારી જગતમેં૦ ૩

દુઃખ દેખ મુંગા પ્રાણિકા દયા હૃદય ઉભરાઇ
જુલ્મ કરાયા બંધ જગતમેં ઠરાવસે દરબારી      જગતમેં૦ ૪

ગોવધ બંધકીયા ગરવેગઢ વિધર્મીકો સમઝાઇ
પબ્લીક રસ્તાપે પરમાટીકો બેચનેકો બંધ કરાઇ      જગતમેં૦ ૫

જીવદયા દુષ્કાળ પિડીત પ્રાણિકો લીએ બચાઇ
દશેરા વધકી ચાલુ પ્રથાકો કાયમ બંધ રખાઇ      જગતમેં૦ ૬

છોટે છોટે નૃપકો સમઝાકર મદદ લીયા દુષ્કારી
ફંડ કીયા કરજીયાત પ્રજાકો પશુ પક્ષિ હિતકારી      જગતમેં૦ ૭

અહિંસાત્મક રક્ષણ લીએ ધર્મકે જનતાકો સમઝાઇ
પિડીત પ્રાણિ લીએ અન્ય જગો ઉપદેશ દીયા અધિકારી જગ૦ ૮

કાઠિ રજપુત, ઔર મુસલમીન દારૂ માંસ છુડવાઇ
ઉપદેશ દેકર અત્યંત સ્વામીને જીવન દીએ સુધારી      જગતમેં૦ ૯

વસમા બહુત વિહારકો કરકર ગામ ગામ ગએ ધાઇ
**પ્રભુ મહાવીર જયંતિ પ્રથાકર જૈન કીએ આભારી** જગત૦ ૧૦

તરૂવર સરોવર મેઘ તાન જર્યા અન્ય જનો હિતકારી
લાલ કહેતા અપસે સંત જન સદાહે પર ઉપકારી      જગત૦ ૧૧

 



કુમારશ્રી ખનેસિહજી જસવંતસિહજી, વઢવાણ.
બી એ. ( કૅમ્બ્રીજ યુનીવર્સીટી લંડન. )
ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ સાહે૦

# શ્રી જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી નં. ૧૫ મી વઢવાણના નામદાર કુમારશ્રી બન્નેસિંહજી સાહેબ બી.એ.ના હાથથી ખોલવાના મેલાવડાનો

# અહેવાલ.

---

વસ્તડી:—વઢવાણ મહાલ, વીર સંવત ૨૪૫૮ વીક્રમ સંવત ૧૯૮૯ ના ફાગણ વદી ૧૩ તા. ૨૪-૩-૩૩ શુક્રવારના રોજ **"શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઈબ્રેરી"** વઢવાણના કુમાર શ્રી બન્નેસિંહજી સાહેબ બી. એ. કે જેઓ વીલાયત ઈંગ્લંડની કેમ્બ્રીજની યુનીવરસીટીમાં પાસ થએલ છે તેઓશ્રીના શુભ હસ્તે ખુલવાની ઉદ્દ્ઘાટન ક્રિયાનો મેલાવડો એકત્રિત કરવામાં આવતાં સ્થાનિક અમલદારો, જૈનો, જૈનેત્તર હિન્દુ, મુસલમિન ઉપરાંત મેલાવડામાં ભાગ લેવા બહારગામથી આવેલ મિજબાનો પૈકી રામપુરાના રા. રા. લક્ષ્મીશંકર નાગરદાસ વહિવટદાર સાહેબ, જૈન અગ્રેસરો, વડોદના દરબાર શ્રી રાણા હરિસિંહજી જાલમસિંહજી તાલુકદાર, રાણાશ્રી ધીરસિંહજી જાલમસિંહજી, રાણાશ્રી પ્રભાતસિંહજી અને ઘોરવાડા (ઈડર સ્ટેટ) ના નામદાર ઠાકોર સાહેબ મનહરસિંહજી વગેરે આવી પહોંચતાં મેલાવડો ઠઠઠાભર્યો થઇ પડેલ હતો. બરાબર ૯ બજે વઢવાણથી નામદાર કુમારશ્રી અને કારભારી સાહેબ દેદાદરાના દરબાર શ્રી રાણા જાલમસિંહજી સાહેબની પાર્ટી મોટરમાં આવી પહોંચતાં સર્વેએ યોગ્ય સન્માન આપ્યું હતું. આ વખતે ચુડાથી કુમાર શ્રી રણજીતસિંહજી સાહેબ તરફથી મેલાવડાની ફતેહનો સંદેશો સ્ટેટનો સવાર લીંબડી ૯

હતો. સભાના કાર્યક્રમ મુજબ પ્રથમ મહેતા હરીલાલ મુલચંદે પ્રમુખ માટે જૈન સંઘ તરફથી દરખાસ્ત મુકી હતી. જેને ડગલી કેશવલાલ ખિમચંદે અનુમોદન આપ્યું હતું. તે પછી કુમાર સાહેબે પોતાનું પ્રમુખસ્થાન લઇ બહારગામથી આવેલ સંખ્યાબંધ મુબારકબાદીના કાગળો વાંચી બતાવ્યા બાદ પ્રમુખસ્થાનેથી પોતાનું ભાષણ વાંચી બતાવ્યું હતું અને લાઇબ્રેરીને શ્રી સંઘ તરફથી વાસત્રામાં આવેલ ચાંદીનું તાળું રૂા. ૧૦ ની કિંમ્મતનું તે ઉઘાડી લાઇબ્રેરી ખુલી મુકવાનું જાહેર કરતાં સર્વે ઘણા ખુશી થયા હતા. જેના પછી શાહ રતીલાલ ગુલાબચંદે પ્રમુખ સાહેબનો આભાર માન્યો હતો. જેને ગઢવી હરીસંગ અમરાભાઇએ અનુમોદન આપ્યું હતું. છેવટ આચાર્યશ્રીની જય બોલાવી મેલાવડો સહર્ષ વિસર્જન થયો હતો.



## મે. કુમાર શ્રી બન્નેસિંહજી સાહેબ બી. એ.

# પ્રમુખ સાહેબનું ભાષણ.



મહારાજશ્રી, બન્ધુઓ અને સદ્‌ગ્રહસ્થો !

આજે આપણે અત્રે મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીનું મીઠું સ્મરણ રાખવા તેઓશ્રીના નામનું પુસ્તકાલય ખોલવા એકઠા થયા છીએ. પુસ્તકાલય એ કેવી ઉપયોગી વસ્તુ છે તે વિષે આપણે જોશું તો જણાશે કે શુનાની પ્રસિદ્ધ ગ્રંથકાર પટાર્કે લખ્યું છે કે " મને ઘણા મિત્રો એવા મળ્યા છે કે તેમનો સહકાર મને સદા આનંદ આપે છે. *તેઓ દરેક દેશના અને દરેક કાળના છે. કેટલાકોએ* તેમાંથી રણભૂમિ ઉપર, તો બીજાઓએ મંત્રિ પરિષદમાં યશસ્વી

નામના મેળવી છે અને કોઇ તો સૃષ્ટિ સૌન્દર્ય અને પદાર્થ વિજ્ઞાનમાં અમર કીર્તિ પામ્યા છે. તેઓની મુલાકાત લેવામાં મુશ્કેલી નથી. હું તેમની સન્મુખ સહજ જઇ શકું છું કે મ્હારી સમક્ષ સ્હેલાઇથી તેમને હાજર રાખી શકું છું. અને મોજ આવે ત્યારે તેમને રૂખસદ પણ આપી શકું છું તેઓ કોઇવાર મને ત્રાસ આપતા નથી. અને જે સવાલ તેમને પુછું તેનો તુર્ત ઉત્તર તેઓ આપે છે. કેટલાક ભુતકાળના પ્રાક્રમના યશોગાન તેઓ ગાય છે, તો બીજા કુદરતની છુપી કુંચિઓ મને સોંપી દે છે. જીવનનું સાફલ્ય કોઇક શીખવે છે ત્યારે બીજા મરણનો ભય દુર રાખવાની ટેવ પાડે છે. કેટલાકો પોતાની રમુજી મસ્તિવડે મારી ચિંતા હરે છે અને મને હસાવે છે. ત્યારે બીજા મનોબળનો બોધ આપી સ્વચિત થતાં અને સ્વેચ્છાચારને નિયંત્રણમાં રાખવાની શિખામણ દે છે. સાહિત્ય અને કાળ કાવ્ય અને વિજ્ઞાનના મંદિરો મારી આગળ તેઓ ખોલે છે અને કોઇ પણ મુશ્કેલીમાં મ્હારી વારે ધાવા તેઓ તત્પર રહે છે. તેના બદલામાં માત્ર મ્હારા રહેઠાણના એક ખુણામાં એક સાદા ખંડમાં રહેવા દેવાની તેમની પ્રાર્થના છે. તેઓને ધાંધલ અને ધમપછાડ કરતાં નિવૃત્તિ અને આરામ વધારે પ્રિય છે.

આ મિત્રો તે કોણ ? તેઓ મારા 'મિત્ર તેવાજ તમારા મિત્રો છે. તે પુસ્તકો અને તેમને રહેવાનો ખંડ તેજ આ પુસ્તકાલયો ! જેમ વડોદરા રાજ્યના પુણ્યશાળી મહાન નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સરકારે સરસ્વતિ મંદીરમાંથી જ્ઞાન મંત્રિની જે દીક્ષા લીધી છે તેમ સ્વામીજી જેઠમલજી મહારાજે પણ તેમનું સુંદર અને આવકારદાયક અનુકરણ કર્યું છે. સિસેરોએ કહ્યું હતું કે "પુસ્તકો વિનાનો ખંડ તે જીવ વિનાના શબ જેવો શુન્ય જણાય છે!" આ મંત્રનો પ્રભાવ વડોદરા રાજ્યમાં શહેરે શહેર અને ગામે ગામ ગાજી રહ્યો છે.

અરબસ્થાનની હજાર રાત્રીની વાર્તા વાંચનારને યાદ હશે કે એક બાદશાહ અને એક ભીખારી ભેગા મળ્યા હતા. બાદશાહને દરરોજ રાત્રે સ્વપ્ના આવતા હતા તેમાં તેને મુફલિસ બની વાખા પડવાનો અનુભવ થતો હતો, ત્યારે ભીખારીને દરરોજ સ્વપ્ના આવી બાદશાહિ ઠાઠ, મોજમજાહ અને એશઆરામ ભોગવવાનો વારો આવતો હતો. બેમાંથી વધારે સુખી ભીખારી ઠર્યો. કારણુ? વાસ્તવિક સાક્ષાત્ સુખદુઃખ કરતાં પણુ કાલ્પનિક સુખદુઃખો વધારે પ્રબળ અને તીવ્ર લાગે છે તેજ પ્રમાણે આપણા મનોભાવના વેગ કરતાં સારા ગ્રંથકારોદ્વારા કલ્પનામય જેમના ભાવ ઉભા થાય છે તે વધારે પ્રિય અગર અપ્રિય થઇ પડે છે. પુસ્તકોનો આટલો બધો પ્રતાપ છે. નેત્રની સોટી અને ચાબુકના માર વિના પણુ પુસ્તકો આપણા ગુરૂ થઇ ઉપદેશ આપી શકે છે. તેઓ કડવો શુકન ઉચ્ચારતા નથી. તેમ શિક્ષણુની ફી માગતા નથી. તેઓની પાસે જાય તો મહેતાજીની માફક બગાસા કે ઝોકા ખાતા નથી. તેઓને કોઇ પણુ ગુપ્ત માહિતી પુછશો તો તેઓ કાંઇ પણુ સંકોચ રાખ્યા વગર તે કહી દેશે. તમારી ભુલ પડે તો તેઓ મશ્કરી કરશે નહિ. તમો અનાડી જણાવ તો તમારી તેઓ હાંસી કરશે નહિ. પુસ્તકો પાર્શ્વમણી છે. તમારી પાસે સારા પુસ્તકો હશે તો તમને દીલોજાન મિત્ર, શુભેચ્છક, સુરબી સલાહકારક અને દીલાસો આપનારની ખોટ જણાશે નહિ. કોઇ પણુ ઋતુંના રંગમાં કે દશાના ઢંગમાં પુસ્તકો તમારા દિલને આશાએશજ આપશે ઇતિહાસના પુસ્તકો વાંચવાથી માથા ઉપર સફેદ પળી આવ્યા વગર કે ચ્હેરા ઉપર કરચલી પડયા વગર જુવાનીમાં પુખ્ત પ્રૌઢતા પ્રાપ્ત કરી શકાય છે. કાવ્યની સાથે વિનોદ કરવાથી વૃદ્ધ પણુ યુવાન બને છે. આ બલીહારી પુસ્તકાલયોની છે. આજે આપણો સાચો મિત્ર મેળવવા ભાગ્યશાળી થઇએ છીએ અને તે મેળવી આપનાર સ્વામીજી જેઠમલજી મહારાજ હોવાથી આપણે સૌએ તેઓશ્રીનો

ઉપકાર માનવો ઘટે છે. પુનઃ **સ્વામીજીનો** અને આપનો મને આ માન આપવા બદલ ઉપકાર માની મ્હારૂં ભાષણ પૂર્ણ કરૂંછું.

ઈત્યલમ્

---

વઢવાણ શહેર.

તા. ૧૯—૩—૩૩

**શ્રી જૈન સંઘ સમસ્ત.**

**મુ૦ વસતડી.**

તમારે ત્યાં આપણા મર્હુમ પૂજ્ય સાહેબ જૈનાચાર્ય શ્રીમાન્ **લવજી સ્વામી**નું સ્મારક રાખવા તેઓ સાહેબના નામની **"શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાઇબ્રેરી"** નં. ૧૫ મી વઢવાણના નામદાર કુમાર શ્રી બન્નેસિંહજી સાહેબ બી. એ. ના શુભ હસ્તે ખુલવાની ક્રિયા કરવાનો મેલાવડો હોવાનું સાંભળી અત્માનંદ સંપ્રાપ્ત થયો છે મજકુર મેલાવડાની તેમજ ઉપરોક્ત સંસ્થાની અત્રેનો શ્રી સંઘ સહૃદય સ્નેહ ઇચ્છવાની સાથે મુબારકબાદી મોકલાવે છે. પૂજ્ય મહારાજ સાહેબ શ્રી લવજી સ્વામી આ ઉપરના તેમના સ્વર્ગવાસના તે વખતના અત્રેના સંઘ તરફથી લખાયેલ કાગળોની નકલ આ સાથે છાપેલ મોકલી છે, તે મુજબ અહીં સ્વર્ગવાસ કારતક સુદી ર ના રોજ કરેલ, જે વખતે થએલ ધામધુમ એનાથી જાણવામાં આવશે. ત્યાં બિરાજતા વકતા મહારાજ શ્રી જેઠમલજી **સ્વામીને** અમારા અભિવંદન સાથે તેઓશ્રીને આ પત્ર જાહેર કરશો.

વિનંતિ સેવકો,

અહિં સંઘના અગ્રેસરોની સહીઓ છે.



શ્રી મહાવીરાય નમ

## રા. રા. શ્રીયુત્

શ્રી

મહાશય !

ઘણી દીલગીરી સાથ લખવાનુ કે અત્રે બિરાજતા જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીએ વીર સવત ૨૪૫૪ વીક્રમ સવત ૧૯૮૫ના કારતક સુદી બિજ ને બુધવાર તા ૧૪-૧૧-૨૮ ના રોજ રા ત્રીના ૧૦ા સવાદશ બજ્યે ૬૧ વર્ષની દિક્ષા પાળી ૭૩ વર્ષની ઉમરે સ્વર્ગવાસ કર્યો છે પોતાનો સવત ૧૯૧૨ મા જન્મ હતો અને ૧૯૨૪ ની સાલમા દિક્ષા લીધી હતી મર્હુમને છેલ્લા કેટલાક વખતથી તાવની બિમારી લાગુ પડેલી હતી પરન્તુ તે બીમારી પોતાનુ મન ભોગવતુ નહોતુ, ફક્ત શરીર ભોગવતુ હતુ. છેવટના વખતે નિદ્રાવશ હતા અને નસ્કોરા ચાલતા હતા દરમીયાન શ્વાસ ચાલતો એકાએક બધ થઇ જતા તાત્કાળીક ડાક્તરી તપાસ કરાવતા ચૈતન્ય નહિ હોવાના ખબર પવન વેગે પૂરમા પ્રસરી જતા જૈનો, જૈનેત્તર અને સ્ટેટના ઑફીસરો મોટી સખ્યામા ટોળાના ટોળા ઉપાશ્રયમા આવવા લાગ્યા બહારગામથી પણ લીબડી, વાંકાનેર, સાયલા, ચુડા, વઢવાણ કેમ્પ, મુળી, પાણસીણા અને રામપુરા વગેરે ગામના સખ્યાબધ માણસો માડવી વખતે આવી પહોચ્યા હતા માડવી નવખડની ઘણી સુદર અને આકર્શક બનાવવામાં આવી હતી પોતાને સોનેરી અને જરીની એમ પાચ પચ્છેડીયુ ઓઢાડવામા આવી હતી તે પેકી ૧ નામદાર ઠાકોર સાહેબ તરફથી અને ૧ લીબડી સઘ તરફથી, ૧ ડગરી તરફથી અને બે વઢવાણ સઘ તરફથી ઓઢાડવામા આવી હતી તે દિવસે ગામમા પાખી પાળવામા આવી હતી તેમજ પાજરાપોળનુ એક દિવસનુ ખરચ આપવામા આવ્યુ હતુ અને રાજ્ય તરફથી કૉર્ટો, નિશાળો બધ

રાખવા ઉપરાંત પોલીસપાર્ટી તથા સ્ટેટ બૅન્ડ મોકલવામાં આવેલ હતુ જે દાખલો વઢવાણના ટીંબે પહેલવહેલો બન્યો છે. તે સિવાય ધર્માદાનો ખરડો તથા દાનપુન્ય ઘણા સારા થયા છે. આવા મહાત્માની આપણા સંઘમાં ન પુરી શકાય તેવી ખોટ આવી પડી છે. ભાવી પ્રબળ. તેમની દીલગીરી માટે અત્રેના જાહેર મોતીચોકમાં અત્રેના "બન્ધુસમાજ " તરફથી અહિંના ન્યાયમૂર્તિ સરન્યાયાધિશ સાહેબ રાજેશ્રી ગિરધરલાલભાઇના પ્રમુખપણા નીચે જાહેર સભા ભરી મર્હુમના ગુણાનુવાદના ભાષણો થયા હતાં. ત્યાં બિરાજતાં સાધુ સાધ્વીને અત્રેના સંઘની વતી વંદણા કરી સુખશાતા પુછશો, પત્રની પ્હોંચ લખશો.

વઢવાણ શહેર.
તા. ૧૭-૧૧-૨૮.
શનિવાર.

વિનંતિ સેવક,
વોરા ડોસાભાઇ લાલચંદ
સંઘ સમસ્તના જયવીર વાંચશો.



## મેવાડાની ફત્તેહ ઇચ્છનારા આવેલા પત્રો.

૧ નામદાર યૂવરાજ શ્રી અમરસિંહજી સાહેબ સંસ્થાન સારોદ.
૨ નામદાર કુમાર શ્રી રણજીતસિંહજી સાહેબ ચુડા.
૩ નામદાર કુમાર શ્રી છત્રસિંહજી સાહેબ ચુડા.
૪ દરબાર શ્રી રાણા મહેંદ્રસિંહજી તાલુકદાર ખેરાલી.
૫ રા. રા. અમૃતલાલભાઇ દિવાન સાહેબ ચુડા.
૬ રાણા શ્રી સુરસિંહજી હરીસિંહજી ખેરાલી.
૭ દરબાર શ્રી જાડેજા ભવાનીસિંહજી હરીસિંહજી લજાઇ-મોરબી.

૮ રા. રા. ગોકુલદાસ ચતુર્ભુજ ચીફ રેવન્યુ કારભારી સાહેબ વઢવાણ સ્ટેટ.

૯ ગોહિલ શ્રી ગોપાલસિંહજી ભગવાનસિંહજી રાજ ખરચના ઉપરી સાહેબ. વઢવાણ સ્ટેટ.

૧૦ રાણા શ્રી ગોવિન્દસિંહજી વહીવટદાર વઢવાણ સ્ટેટ.

૧૧ રા. રા. જયન્તિલાલ નરભેરામ બી. એ. આ. માસ્તર; દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ સ્ટેટ.

૧૨ રા. રા. પુરૂષોત્તમદાસ પાનાચંદ મણીયાર બી. એ. એસ. ટી. સી. આ. માસ્તર, દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ સ્ટેટ.

૧૩ રા. રા. પુરૂષોતમ અદાભાઇ પરમાર બી. એ. એસ. ટી. સી. આ. માસ્તર દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ સ્ટેટ.

૧૪ રા. નાગરદાસ દામોદરદાસ શેઠ બી. એ. આ. માસ્તર, દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ સ્ટેટ.

૧૫ રા. રા. નાગરદાસ અમરજી પંડયા બી. એ. આ. માસ્તર, દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ સ્ટેટ

૧૬ રા. રા. જદુરામ ભીમજી દવે બી. એ. એસ. ટી. સી. આ. માસ્તર, દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ સ્ટેટ.

૧૭ રા. રા. વકીલ ચુનીલાલ ચતુર્ભુજ શાહ, બી. એ. એલ. એલ. બી. માજી સરન્યાયાધિશ, લીંબડી સ્ટેટ વઢવાણ કેમ્પ.

૧૮ રા. રા. મોહનલાલ પોપટભાઇ મોરબી સ્ટેશન માસ્તર વ. કેમ્પ.

૧૯ રા. રા. મણિલાલ નારણજી શાહ બી. એ. એસ.ટી.સી. આ. માસ્તર, નારણજી ઠાકરશી મુળજી હાઇસ્કુલ વઢવાણ કેમ્પ

૨૦ રા. રા. વકીલ હરીલાલ ખુશાલચંદ દોશી બી. એ. એલ એલ. બી. વઢવાણ કેમ્પ.

| | |
|---|---|
| ૨૧ રા. રા. વકીલ ચંદુલાલ નાગરદાસ સંઘવી બી. એ. એલ એલ. બી. | વઢવાણ કેમ્પ. |
| ૨૨ રા. રા. ઝુંઝાભાઇ વેલશી શાહ | વઢવાણ શહેર. |
| ૨૩ જૈન સંઘ | વઢવાણ શહેર. |
| ૨૪ જૈન સંઘ | રાજપુર. |
| ૨૫ જૈન સંઘ | દેદાદરા. |
| ૨૬ જૈન સંઘ | ટુવા. |
| ૨૭ જૈન સંઘ | ગુંદીયાળા. |
| ૨૮ જૈન સંઘ | બોલડીયાદ. |






# જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીની ૭ મો સ્વર્ગારોહણ તીથિ ઉજવવા મેજર સી. ડબલ્યુ. એલ હાર્વે સાહેબ વેસ્ટર્ન કાઠિયાવાડ એજન્સીના પોલીટીકલ એજન્ટના પ્રમુખ પણા નીચે થએલ મેલાવડાનો

# અહેવાલ.

રાજકોટ:—વીર સંવત ૨૪૬૧ વીક્રમ સંવત ૧૯૯૨ કારતક સુદી બિજને મંગલવાર તા. ૨૯-૧૦-૩૫ ના રોજ મહું જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીની ૭ મી સ્વર્ગારોહણ તી ઉજવવા વેસ્ટર્ન કાઠિયાવાડ એજન્સીના પોલીટીકલ એજન્ટ મૅ સી. ડબલ્યુ. એલ. હાર્વે સાહેબના પ્રમુખપણા નીચે મેલાવડો વહિ ભોજનશાળાના વિશાલ મકાનમાં કરવા અગાઉથી આમંત્રણ ક (પત્રિકા) કાઢવામાં આવેલ મુજબ સવારના ૯ થી ૧૦ સુધી સમયે વખતસર એજન્સીના અને રાજ્યના અમલદારો પેકી ખા બહાદૂર એ. એસ. એમ. કાદરી સાહેબ, એમ. એ એલ એલ. ૦ સબ જડજ ઓફીસર. રા. રા. મહાશંકરભાઇ ત્રીવેદી સાહેબ. ખી ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ. રા. રા. પ્રોફેસર. ટી. એન. દવે એમ. પી. એચ, ડી. (જર્મન). રાજકુમાર કોલેજ, વગેરે ગવર્મેન્ટ અમલદારો અને રાજકોટ રાજ્યના દિવાન દરબાર શ્રી વીર વાળા દિવાન સાહેબ, રા. રા. ભટ્ટ સાહેબ રેવન્યુ સેક્રેટરી, રા. તલકસીભાઇ પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ એન્ડ મીલ મેનેજર રા. તારાચંદભાઇ ન્યાયાધિસ રા. રા. ભાઇદાસભાઇ મેનેજર હજુર ઓફી પ્રાગજીવનભાઇ શાહ. એજ્યુકેશનલ ઓફીસર વગેરે અધિકારી

અને બીજાઓ પૈકી રાવ બહાદુર ત્રિભૂવનરાય દુલેરાયરાણા
એ. એલ એલ. બી. માજી દિવાન સાહેબ જુનાગઢ સ્ટેટ અને
મેજીસ્ટ્રેટ એજન્સી, રાવબહાદુર પી. જી. મસુરેકર બેરીસ્ટર-એટ
સાયલાના કુમારશ્રી વિજયસિંહજી ઉર્ફે વજુભા સાહેબ મેને
જેનાબાદ તાલુકા, કુમારશ્રી રણજીતસિંહજી હરભમજી સાહેબ
રખી પ્રેસીડન્ટ ગિરાસીયા એસોસીએશન, ગુજરાત, કચ્છ, કાઠિયા
તથા જુનાગઢના મુખ્યવકીલ રા. રા. સૈયદ ઝુહુર હુસેન બુખ
એમ. એ. રામકૃષ્ણ આશ્રમના સ્વામીજી ભવેશાનંદજી વ
ઉપરાંત શહેર, સદરના પ્રતિષ્ઠિત જૈનો જૈનેત્તર પુરૂષો ર
સ્ત્રીઓ મ્હોટી સંખ્યામાં લગભગ ૧૫૦૦ શ્રોતાગણથી સભાસ
ચીકાર ભરાઇ જતાં બરાબર મુકરર વખતે પ્રમુખ સાહેબ મે
હાર્વે પોલીટીકલ એજન્ટની મોટર આવી પહોંચતા દિવાન
હેબ વીરાવાળા અને બીજાઓ સામે લેવા જતા સર્વેએ ઉભા
યોગ્ય સત્કાર કર્યો હતો. આ વખતે મેલાવડાની ફત્તેહ ઇચ્છ
બહારગામથી આવેલ તારો અને પત્રો રા. રા. મણિલાલ હા
ચંદ ઉદાણી એમ. એ. એલ એલ. બી. એડવોકેટે વાંચી બતા
હતા. તે પૈકી રાંધણપુરના હીઝ હાઇનેસ નામદાર નવાબ સા
જલાલુદ્દીનખાનજી કે. સી. આઇ. ઇ; બામણગઢના દરબાર
બાબી મુરતુઝાખાનજી સાહેબ, રા. રા. મકવાણા દેશલભાઇ અ
ભાઇ ભડકવા ઓ. સેક્રેટરી કાઠિયાવાડ કા. રાજપુત સમા
ખાન બહાદુર નસરવાનજી બેજનજી હમરી બી. એ. એલ એલ.
માજી પોલીટીકલ એજન્ટ અને જસદણ રાજ્યના એડવાઇઝ
દીકરી બ્હેન લીલી માર્કર મુંબઇ. શેઠ સાકરચંદ ભાઇ
સિંધહૈદ્રાબાદ. શા ડાલાલાલ ભવાનભાઇ આગ્રા વગેરેના
અને એચ. એ. પુલ્ટન પોલીટીકલ એજન્ટ ઇસ્ટર્ન કાઠિયા
એજન્સી વઢવાણ કેમ્પ, રેવરન્ડ. આર. એસ. ડીકી મીશ
પાદરી સાહેબ રાજકોટ વગેરે યુરોપીઅન ઓફીસરો અને ધર્મ

વાંસદા, લીંબડીના હીઝ હાઇનેસ મહારાજા સાહેબ, વળા, ખીરસરાના નામદાર ઠાકોર સાહેબ, બગસરા વગેરેના નામદાર દરબાર સાહેબોના આવેલ સંખ્યાબંધ પત્રો વાંચી સંભળાવ્યા હતા જેનું લીસ્ટ આગળ આપવામાં આવેલ છે.

ત્યાર પછી રાવ બહાદુર ત્રિભુવનરાય દુલેરાય રાણાસાહેબ બી. એ. એલ. એલ. બી. માજી જુનાગઢના દિવાન સાહેબે મર્હુમ આચાર્ય શ્રીના જીવનની રૂપરેખા ઉપર ઘણુંજ વિદ્વતાપૂર્ણ અને રસયુક્ત સુંદર ભાષણ કરેલ હતું. તેમના પછી રા. રા. કાલિદાશ પારેખે રા. રા. ઉદાણી એડવોકેટ અને રા. રા. ખટેરીયાએ સમયોચિત સ્વામીજીના જીવન ઉપર પ્રકાશ પાડનારા સુંદર વ્યાખ્યાનો કર્યા હતા. ત્યાર પછી મે. પ્રમુખ સાહેબ મે. હાર્વે સાહેબે પોતાની બુલંદ અને મિઠિ વાણીથી તરબોલ રસમય અંગ્રેજીમાં પ્રમુખ સ્થાનેથી ભાષણ કર્યું હતુ. જેમનો સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રી રાવબહાદુર મસુરેકર બેરીસ્ટરે સુંદર સબ્દોમાં મે. પ્રમુખ સાહેબનો આભાર માન્યો હતો. એ પછી મેર કેશવભકતે "દુવા માગરબડી" એ ગાયનથી પૂર્ણાહુતિ કરી હતી. તે પછી મે. પ્રમુખ સાહેબના હાથથી ઇનામ અકરામ, મેડલ (ચાંદ) વગેરે આપવામાં આવ્યાં તે પૈકી ૧ સુવર્ણ ચંદ્રક ( સોનાનો ચાંદ ) નામદાર ખીરસરા ઠાકોર સાહેબશ્રી સુરસિંહજી બહાદુર તરફથી જુનાગઢવાળા મેર કેશવભકતને, એક રૂપાનો મેડલ (ચાંદ) ધ્રાગધ્રા તાબે ગુજરવદીના રાજપુત કવિ મેરૂભાઇને, એક વળાના રાજકવિ ગઢવી ઠારણભાઇને, એક રાજ કુમાર કોલેજ અને બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજના સંગીત માસ્તર અંધકવિ ચંદુલાલ અમેચંદ મણિયારને અને એક ચોટીલાના અંધ સંગીતકાર માણેકલાલને એમ જુદા જુદા ચંદ્રકો (ચાંદો) આપવામાં આવ્યા હતા. તે સીવાય ચાંદીના બીલાવાળા પટા લગાડી હાજર રહેલ સ્વયંસેવકોને જુદા

જુદા પાંચ જાતના પુસ્તકોના જાલીયાવાળા શા. મુળજી ચતુર્ભુજ તરફથી ઇનામમાં આપવામાં આવેલ હતા. છેવટ આચાર્ય શ્રીની જય બોલાવી મેલાવડો વિસર્જન કરવામાં આવેલ હતો.



## જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીની જયન્તિ સ્વર્ગસ્થને આપેલો અંજલી

## પ્રશંસકોના પત્રો.

શરૂઆતમાં શ્રી મણિલાલ ઉદાણીએ અંગ્રેજ અધિકારીઓ, રાજા મહારાજા, દરબારો તથા સ્વર્ગસ્થના પ્રશંસકોના આવેલા પત્રો અને તારોનો ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે 'સ્વર્ગસ્થ સ્વામીજી ની જયંતિ પ્રસંગે આવેલા તારો અને કાગળોની સંખ્યા એટલી મોટી છે કે તે વાંચવા સમય નથી. પરંતુ તે સંખ્યાજ બતાવી આપે છે કે જનતાનો સ્વામીજી પ્રત્યે કેટલો પૂજ્યભાવ હતો.

ત્યારબાદ જેઓના તરફથી સંદેશાઓ આવેલા તેમના નામોનું લીષ્ટ તેમણે વાંચી સંભળાવ્યું હતું.

સંગીતકાર શ્રી ચંદુલાલ માણુયારે સ્વામીજી પ્રત્યે ભકિતભાવ દાખવનારૂં કાવ્ય ગાઇ સંભળાવ્યા બાદ નીચેના વકતાઓએ સ્વામીજીને અંજલી અર્પી હતી.

---

### રાવબહાદુર ત્રિભુવનરાય દુલેરાય રાણા બી. એ એલ. એલ. બી. માજી દિવાન સાહેબ જુનાગઢ સ્ટેટનું ભાષણ.

છપાએલ આમંત્રણ પત્રિકા વાંચીને આપ સૌને વિદિત થયું હશે કે આજે ગુરૂવર્ય શ્રી લવજી સ્વામીની સ્વર્ગારોહણ તીથિની સંવત્સરી ઉજવવા સૌ એકત્રિત થયા છીએ. સ્વામીજી સં. ૧૯૮૫ માં નિર્વાણ પામ્યા તેને આજે ૭ વર્ષ થયાં છે. તે દરમ્યાન દર

વર્ષે ઉજવણીઓ થએલ છે; છતાં આજે મેજર હાર્વે જેવી સુવિખ્યાત રાજ્યદારી વ્યક્તિને અધ્યક્ષ તરીકે પ્રાપ્ત કરવા આ. પણે સમર્થ થયા છીએ તે આપણી પ્રગતિનું શુભ ચિહ્ન છે. મહદ વ્યવસાય છતાં પોતાના સમયનો ભોગ આપી સ્વામીજી શ્રી જેઠમલ્લજીની લાગણીને સ્વીકારી ભાગ લેવા તેમણે સંમતિ આપી તે માટે આપણે પ્રમુખશ્રીના ઋણી છીએ. હું જૈનધર્મની માહીતિઓમાં ચંચુપ્રવેશ કરી શકું તેમ નથી. હું માનું છું કે ધર્મ એ ઇશ્વર સાથેની આડત છે. જુદા જુદા ધર્મના 'ટ્રેડીશન્સ' જુદા જુદા હોય છે, પરંતુ દરેક ધર્મનો 'સ્પિરિટ' એકજ હોય છે. જૈન ધર્મના ઉચ્ચ સિદ્ધાંતોનો હું ચાહનારો છું. અહિંસાનો મૂખ્ય સિધ્ધાંત બુધ્ધ પહેલાં પાર્શ્વનાથે પ્રબોધ્યો હતો. આજે અહિંસાનો મહાવીરનો સિદ્ધાંત આદર્શરૂપ અને અનુકરણીય બન્યો છે. આપણા શાસ્ત્રોમા અહિંસાને પ્રથમ પદ અપાયું છે. નરસિંહ મહેતાએ ગાયું છે કે '**વૈષ્ણવ જન તો તેને કહીયે જે પીડ પરાઇ જાણે રે**' એમ અહિંસાનો અર્થ સંકુચિત નહિ પણ વિશાળ છે. 'મનસા વાચા' અને કાયા અહિંસા એ જૈન ધર્મનો સિદ્ધાંત છે.

ધર્મનો મૂખ્ય આધાર વિચાર શ્રેણીપર છે.

'As thoughts spring up, they cleanse thy action. Criticise not, judge not but ask thy-self what right have I to judge my neighbour.

શ્રી **લવજી સ્વામીને** ૧૯૭૮ માં જુનાગઢમાં હું મળ્યો હતો. મેં તેમના વ્યાખ્યાનમાં બે વખત હાજરી આપી હતી અને તેમના વિશાળ જ્ઞાનથી હું મુગ્ધ થયો હતો. તેમની શાન્ત ભવ્ય આકૃતિ, સાદું જીવન અને ઉચ્ચ વિચારને લીધે ઇતર સમુદાયમાં પણ તેઓ પૂજ્ય ગણાતા હતા.

પુરાણમાં કથા છે કે પ્રજાપતિ પાસે દેવ, મનુષ્ય અને અસુર દીક્ષા લેવા માટે ગયા. તેમને દરેકને પ્રજા-પતિએ 'દ' આપ્યો.

દેવોને દમન, મનુષ્યને દાન અને અસુરને દયા, તેમની પ્રકૃતિ અનુસાર ઉપચાર તરીકે આપ્યાં. શ્રી લવજી સ્વામી દયા, દમન અને દાનની મૂર્તિરૂપ હતા. સદ્વચન અને સત્કાર્ય એ એમના આદર્શ હતા સ્વામીજીને સિદ્ધ પુરૂષોની વ્યાખ્યામાં મૂકી શકાય.

આવા જ્ઞાનીની સંવતસરી ઉજવવાથી સદ્ગુણો કાયમ માટે સ્થાયી કરી શકાય અને તેનું અનુકરણ કરી વિકાસ સાધી શકાય. આત્માનંદ પ્રાપ્ત કરવો હોય તેણે ગુરૂવર્ય જેવા પ્રતાપી મહાત્માને શરણે જવું જોઇએ. કહ્યું છે કે,

'उत्तिष्ट, जाग्रत, प्राप्यवरान्नि बोधत, એ સૂત્રને લક્ષમાં રાખીને ગુરૂ શરણે જવુ, સ્વને ભુલી જઈ સર્વસ્વમા ,આપણું હિત છે એમ સમજવું. Dedicate every action to God. પરમાત્માને શરણે જતા જીવન સાફલ્ય છે.

---

## રા. રા. મણિલાલ હાકેમચંદ, ઉદાણી એમ. એ. એલ. એલ. બી. એડવોકેટનું ભાષણ.

આજે આપણે પૂજ્ય મહારાજ શ્રી લવજી સ્વામીની સાતમી સ્વર્ગારોહણ તીથિ ઉજવવા મળ્યા છીએ. શ્રી લવજી સ્વામી ૧૯૮૫ ના કારતક સુદ બિજને રોજ સ્વર્ગારોહણ થયા. એમની યાદગીરી કાયમ રાખવા તેમના શિષ્ય શ્રી જેઠમલજી સ્વામી તીથિ ઉજવે છે. અને તેમાં જૈન તથા જૈનેત્તર વર્ગની સહાનુભૂતિ છે આજે અત્રે એઓશ્રીનું ચાતુર્માસ પ્રવર્તે છે અને મેજર હાર્વે સાહેબ જેવા વિદ્વાન કાર્યકુશળ પ્રમુખ તરીકે ઉપસ્થિત થયા છે. શ્રી લવજી સ્વામીની યાદગીરી માટે આજનો મેળાવડો એથી વિશેષ આનંદદાયક બન્યો છે શિષ્ય ગુરૂનો ઉપકાર વાળવા માટે ગુરૂ પ્રત્યેનું સન્માન બતાવે તેમ પૂજ્ય જેઠમલજી સ્વામીએ બતાવ્યું છે.

પૂજ્ય શ્રી લવજી સ્વામીના વિચારો ઘણા ઉંચા પ્રકારના હતા. તેમના સમ્યક્ જ્ઞાન દર્શન ચારિત્ર ઉચ્ચત્તમ હતા એમના જેવા સાધુ સમાજને ઉત્તમ સ્થિતિમા મૂકે છે.

' જોકે તેઓશ્રી જુના જમાનાના માણસ હતા છતાં નવા જમાનાના માણસ પર સારી અસર કરી તેમણે ઘણાને માંસ મદિરાથી છોડાવ્યા છે શ્રીમદ્ રાજચંદ્ર વિગેરે જેમ મહાન સંસ્કારથીજ જનમ્યા હતા તેમ પૂજ્યશ્રીના સંસ્કાર જન્મથીજ ઉત્તમ હતા તેમને ૧૨ વર્ષની નાની વયે વૈરાગ્ય ઉત્પન્ન થયો અને કસોટીમાં પાર ઉતર્યા પછી તેમણે દીક્ષા અંગીકાર કરી. પછી તેમણે જૈન સત્રોનો પાકો અભ્યાસ કર્યો. ચાતુર્માસ દરમ્યાન કાઠિ, રાજપુત, મુસ્લીમો વગેરે રાજવંસીઓ અને રાજા મહારાજાઓ સાથે સંસર્ગમાં આવી તેમણે જાનવરો તરફનું ઘાતકીપણું અટકાવવા ખાસ પ્રયાસ કર્યા અને શિકાર, દારૂ, માંસ વગેરે ઘણે સ્થળેથી અટકાવ્યા. પવિત્ર જ્ઞાન, ચારિત્ર અને શ્રદ્ધાને લીધે તેઓશ્રીના આત્માને થોડા ભવથી સિદ્ધપદ પ્રાપ્ત કરવા સ્થાન મેળવ્યું હોય એમ હું માનું છું.

શ્રીમાન લવજી સ્વામીએ જુદા જુદા ગામમાં ચાતુર્માસ કરી જૈનેત્તરને પણ જૈન માર્ગ બતાવ્યો. જૈન સાધુનો પંથ વિકટ છે. ખુલ્લે પગે ચાલવું પડે છે, ખુલ્લે માથે રહેવુ પડે છે, મર્યાદા ઉપરાંત વસ્ત્રો રખાતાં નથી. માથે લોચ કરવો પડે છે. પાંચ મહાવ્રત પાળવાં પડે છે. જૈન ધર્મમાં Caste distinction જ્ઞાતિભેદ નથી. જે રાગદ્વેષ જીતે તે જૈન.

પૂજ્યશ્રી લવજી સ્વામીની અંતિમ માંદગી સમયે યુરોપીઅન ઓફીસરોએ તેમજ મોરબી, લીંબડી, વઢવાણ, સાયલા, ચુડા, વડિયા, થાણાદેવળી, શાપુર વિગેરેના રાજકર્તા સાહેબોએ ખુબ લાગણી પ્રદર્શિત કરી હતી. આજે આવેલા પત્રો અને તારો પણ તે પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

છેલ્લાં ૨૫ વર્ષ થયા ધર્મમાં ઘણા ફેરફારો થયા છે જૈન ધર્મમાં પશ્ચિમના વિદ્વાનો પણ ખુબ રસ લે છે. દરેક સ્થળે જૈન

બોર્ડિંગો અને હાઇસ્કુલો પણ સ્થપાઇ છે. દીગમ્બરોએ સૂત્રોના અંગ્રેજી તરજુમા કરાવ્યા છે, જે યુરોપિયન વિદ્વાનો વાંચવા લાગ્યા છે. જૈન ધર્મ વિષે એક યુરોપીઅન બાઇએ જૈન ગેઝેટના અકટોબરના અંકમાં લખેલ એક ફકરો વાંચી હું મારૂં ભાષણ પૂરૂં કરીશ. ત્યારબાદ તેમણે નીચે મુજબ ફકરો વાંચી બતાવ્યો હતો:—

"A religion that deserves" વગેરે.

---

**રા. રા. કાલિદાસ મોતીચંદ પારેખ બી. એ. એલ એલ. બી. માજી પ્રમુખ પ્રજા પ્રતિનિધિ સભા તેમનું ભાષણ.**

આજે જે મહાપુરૂષની જયન્તિ માટે આપણે મળ્યા છીએ, તેમની વિશિષ્ટતાઓ કહેવાઇ ગઇ છે. **પૂજ્યશ્રી લવજી સ્વામીએ** તેમના કાર્યક્ષેત્રની નવી દીશા સાધી હતી, જે તેમની મહત્તામાં વધારો કરે છે. અને એ રીતે એમનું સ્થાન અદ્વીતીય છે. શિષ્ટ સમાજમાં કાર્ય કરનાર ઘણા મળી આવે છે, પરંતુ પૂજ્યશ્રીએ પછાત કોમોમા સારા સંસ્કાર રેડી દુર્વ્યસનો ત્યજાવ્યાં, લાઇબ્રેરીઓ ખોલાવી, વાંચનની અભિરૂચિ ઉત્પન્ન કરી લોકોને પ્રબોધ્યા અને ઉત્સાહીત. કર્યા શહેરમાં કાર્ય કરવું સહેલું છે. પણ ગામડાંના અબુધ માણસોમાં નીતિધર્મના પ્રાથમિક સુત્રો જીવન વહેવારમાં ઉતારવા એ દુર્ઘટ છે.

સમાજમાં યોગ્ય અધિકાર પ્રાપ્ત કર્યા વિના મુદ્દતની હુંડી લઇ પરદુનિયાનો ઉપદેશ આપવો નિર્થક તો નથી પરંતુ આ દુનિયામાં ઉપેક્ષા કરનાર પર દુનિયાની વાતો કરે તે આકાશ કુસુમવત્ છેજ. ધર્મના બે અંગ જોઇએ. મનુષ્યે લૌકિક તેમ જ પારમાર્થિક બન્ને પ્રત્યે લક્ષ આપવાનું છે. જે શરીરભાવે વિચરીએ છીએ તે શરીર ભાવની ઉપેક્ષા કરી અશરીરભાવનીજ વાતો કરવી તે અયુક્ત છે. પ્રથમ શરીરભાવ પ્રત્યે ફરજ બજાવવી જોઇએ.

શ્રી જેઠમલજી સ્વામી પણ હાલના સમાજમાં કેવી રીતે વ્યક્તિત્વ જાળવી રાખવું તે તથા પ્રાથમિક તત્વોને પહોંચવાને અને કુટેવો છોડવાને સમાજને બોધ આપી રહ્યા છે, તે યોગ્ય છે.

---

**રા. રા. હુરખચંદ જેઠાભાઈ ખઢેરીયા બી. એ. એલ એલ. બી. નું ભાષણ.**

જ્યારે કોઇ મહાન્‌વિભૂતિની જયન્તિ ઉજવવાનો પ્રસંગ હોય છે, ત્યારે તેનું કારણ તેનું અનુકરણ કરી જીવનને સાર્થક કરવાનું હોય છે. શ્રી લવજી સ્વામીએ જે ધર્મ ઉપદેશ્યો તેના સિદ્ધાંતો આપણે તપાસીએ.

દરેક ધર્મના મૂલગત સિદ્ધાંતો શારીરિક તેમજ આત્મિક ઉન્નતિ પર રચાયા છે.

અહિંસા, સત્ય, અદત્ત, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ મનસા વાચા કર્મણા પાળવુ તે જન સિદ્ધાંત ફરમાવે છે.

વળી અજ્ઞાનીને બોધ આપવો એ ઘણું અઘરૂં છે. એક કવિએ કહ્યું છે, "अरसिकेषु रसनिवेदनं ममशिरहसि मालिख मालिख

આજે ભણેલાઓ ધર્મમાં રસ લેતા નથી, અને તેથી ધર્મની પ્રગતિ તો નહિ પરંતુ અવનતિ થઇ રહી છે.

---

**મે૦ પ્રમુખ સાહેબ મેજર સી. ડબલ્યુ. એલ. હાર્વે સાહેબ પોલ ટીકલ એજન્ટનું ભાષણ.**

Ladies and Gentlemen.

Previous speakers have been kind enough

to show that Swamiji lived the best life in *this world to which I fully agree,*

I have the honour to preside at such a meeting of the Jains. There are many religions in the world, but there are some where there is toleration as in gainism shown by asking a Chriestian to preside [over a meeting.

I would like to cite an episode which happened when I was in Northern India. On behalf of a Raja I had to visit a jeweller in Bombay. He was a Jain, named Surajmal Lallubhai. I was struck with wonder at the noise outside and peace inside the shop. The proprietor was sitting on a mat with jewel round him. He was as if undisturbed by the noise outside. There I saw great calmness in him. His telegraphic address was also, 'Calmness' and it was completely observed by the Jain merchant. I have eversince remembered this tele. add.

The Jains are wealthy people, yet they have to achieve some social reforms. Lavji Swami encouraged the Jains and others to move to the reforms. I hope the Community will continue the education of calmness and toleration.

---

રાવબહાદુર પી. જી. મસુરેકર બાર–એટ–લો–નું ભાષણ.

I have been directed to say a few words to thank the President.

I had fortune to know Major Harve. He impressed over me the motto of Surajmal. I have seen in him the immagination of forethought, I have the honour to thank him for accepting the presidentship of this meeting.

ચાંદ અને ઈનામો અર્પણ થયાં.



## મેલાવડાની ફત્તેહ ઇચ્છનાર આવેલ તારો અને પત્રોનું લીસ્ટ.



### તારો

| | | |
|---|---|---|
| ૧ | હીઝ હાઇનેસ નામદાર નવાબ સાહેબ સર જલાલુદ્દીનખાનજી બહાદુર કે. સી. આઇ. ઇ. | રાંધણપુર. |
| ૨ | દરબારશ્રી બાબી મુરતુઝાખાનજી સાહેબ બામણગઢ | જુનાગઢ ભાયાત. |
| ૩ | રા. રા. દેશલભાઇ અલ્લુભાઇ મકવાણા એ. સે. કાઠિયાવાડ કા. રાજપુત સમાજ | ભડકવા. |
| ૪ | મીસીસ લીલી માર્કર | મુંબઇ. |
| ૫ | શેઠ સાકરચંદ ભાઇચંદ | સિંધ હૈદ્રાબાદ. |
| ૬ | શા. ડાહ્યાલાલ ભવાનભાઇ | આગ્રા. |

# પત્રો.

## યુરોપીયન.

૧ મેજર એચ. એ. પુલ્ટન, પોલીટીકલ એજન્ટ ઇસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી — વઢવાણ કેમ્પ.

૨ રેવરન્ડ આર. એસ. ડીકરી સાહેબ પાદરી સાહેબ રાજકોટ.

---

## રાજા મહારાજાઓ.

૧ હીઝ હાઇનેસ નામદાર નવાબ સાહેબ જલાલુદ્દીનખાનજી બહાદુર કે. સી. આઇ. ઇ. — રાધણપુર.

૨ હીઝ હાઇનેસ મહારાજા શ્રી ઈંદ્રસિંહજી બહાદુર — વાંસદા.

૩ હીઝ હાઇનેસ નેક નામદાર ઠાકોર સાહેબ સર દોલતસિંહજી બહાદુર. કે. સી. આઇ. ઇ. — લીંબડી.

૪ નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી વખતસિંહજી — વળા.

૫ નામદાર ઠાકોર સાહેબ શ્રી સૂરસિંહજી, — ખીરસરા.

૬ નામદાર યુવરાજ શ્રી ગંભીરસિંહજી સાહેબ — વળા.

૭ નેક નામદાર દરબારશ્રી રામવાળા સાહેબ — બગસરા.

૮ નામદાર દરબારશ્રી પ્રભાતસિંહજી સાહેબ — સાપુર.

૯ કર્નલ ગોહિલ શ્રી સરદારસિંહજી સાહેબ ઓ. બી. આઇ. માજી ચીફ કમાન્ડીંગ ઓફીસર ઇમ્પરીયલ લાન્સર્સ ભાવનગર સ્ટેટ અને માજી જનરલ સેક્રેટરી જુનાગઢ સ્ટેટ.

૧૦ કર્નલ ગોહિલ શ્રી બાપુભા સાહેબ ઇમ્પરીયલ લાન્સર્સના ચીફ કમાન્ડીંગ ઓફીસર સાહેબ — ભાવનગર સ્ટેટ.

૧૧ દરબારશ્રી રાણા ભાઇસાહેબભા મેરૂભા — આડવાસ.

૧૨ રા. રા. માનસંગ મંગલજી મ્હેતા માજી મેનેજર
ડુ ધી દિવાન ઓફીસ જુનાગઢ સ્ટેટ જામનગર.

૧૩ રા. રા. પ્રોફેસર કેશવલાલ હિંમતરામ કામદાર
એમ. એ. કોલેજ વડોદરા.

૧૪ રા. રા. કાલિદાસ નાગરદાસ શાહ. એમ. એ.
હેડ માસ્તર, દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ સ્ટેટ.

૧૫ રા. રા. લક્ષ્મીશંકર નાગરદાસ મ્હેતા વહિવટદાર રામપુરા.

૧૬ રા. રા. વકીલ મગનલાલ રૂપસિ જામનગર.

૧૭ રા. રા. શંકરદાન જેઠીભાઇ દેથા રાજકવિ લીંબડી.

૧૮ રા. રા. ગઢવી ઠારણભાઇ ચકુભાઇ રાજકવિ વળા

૧૯ ટી. ડી. ડગલી બી. એ. વઢવાણ.

૨૦ મેરઇ જગજીવનદાસ રામજી મુંબઇ.




અમૃત નીકા કહે સબ કોઇ,
પીયે બિના અમર નહિં હોઇ. ૧

કોઇ કહે અમૃત બસે પાતાલ,
નરક અન્ત નિત ગ્રાસૈ કાલ. ૨

કોઇ કહે અમૃત સમુદ્રમાંહિ,
બઢવા અગિન કયોં સોસ્વત તાહિં. ૩

કોઇ કહે અમૃત સસિમેં બાસ,
ઘટે બઢે કયોં હોઇ હે નાસ. ૪

કોઇ કહે અમૃત સુરગાં માંહિ,
દેવ પિયેં કયોં ખિર ખિર જાહિં. ૫

સબ અમૃત બાતોંકા બાત,
અમૃત હૈ સંતનકે સાથ. ૬

દરીયા અમૃત નામ અનંત,
જાકો પી-પી અમર ભયે સન્ત. ૭

# મસ્તરામજી બોધવચન માળા.

ભુત આકાશકું પહેલાં ત્યાગે, ચિત્ત આકાશથી જાએ આગે;
ચિત્ત રોકે સાધનમે લાગે, મસ્તરામ અનુભવમેં જાગે. ૧
રામ ભજન અંતર લય લાવે, બિના ભણે બ્રહ્મ વિદ્યા આવે;
જીવ પલટ બ્રહ્મહો જાવે, મસ્તરામ નિરભય પદ પાવે. ૨
ખરી વાતમેં કયું બેઠા ખુટી, રામ રસાયણ પી લે બુટી;
તો લક્ષ ચોરાસી જાવે છુટી, મસ્તરામ કહે માયા જુઠી. ૩
ત્યાગી તો નિસરે ઘર બાયર, ઘરમેં તો બેસી રહે કાયર;
સંસારી ધન ધામ સમારે, મુઆ પછી નીકળે ઘરબારે;
મસ્તરામ કયુ કાજ બીગારે. ૪
એક દેખ્યો બ્રહ્માનો છોરો, સદા લીખે કાગળીઓ કોરો,
રાત દિનનો ભરતો પોરો, મસ્તરામ કહે આવને ઓરો. ૫
છોરેમેં નહિ મરચો મીઠો, કોરે કાગળ તાણે લીટો;
પેટમેં તો ભરીયો કિટો, મસ્તરામ આંખેથી દીઠો. ૬
વેદ ભણી વિદ્વાન બનાવે, અવિદ્યા લેઇ નરકે જાવે;
વિદ્યા અવિદ્યા ભુલી જાય, તો કેવળ કેવળ દરશાય,
મસ્તરામ કુછ કહ્યો ન જાય. ૭
વિધી નિષેધ વ્હોંય તળાયે હેઠ, વિદ્યા અવિદ્યા ધરી સમેટ;
બ્રહ્માસ્વમીની બાંધી ભેટ, મસ્તરામ પહોંચી ગયા ઠેઠ. ૮
માયામાં છે ઝાઝો ઝેર, કરે સદા એ કાળો કેર:
જીવ જીવને સાથે વેર, કરે ધીંગાણા આઠે પેર,
મસ્તરામને લીલા લ્હેર. ૯
એક દેખાયો મોટો શહેર, જીવ ભુલ્યો પોતાનો ઘેર,
છોડે દોસ્તી તોડે વેર, તો સળંગ સુતર આપણે ઘેર,
મસ્તરામને લીલા લ્હેર. ૧૦

ભજનતણી બાંધે શમશેર, છતી લેવે જમથી વેર;
જ્ઞાનગુષ્ટિની ચાલે નેર, મસ્તરામને લીલા લ્હેર. ૧૧
અંતરજામી અંતર બોલે, જાકે કટાક્ષે બ્રહ્માંડ ડોલે;
છુપી રહ્યો માયાને ઓળે, કોટી ઉપાયો હાથ ન આવે;
મસ્તરામ કબી દરશન પાવે. ૧૨
રામભજન અંતર લે લાવે, તો અંતરજામી અંતરમેં પાવે;
બહાર ભટકત હાથ ન આવે, મસ્તરામ તો કહી સમજાવે. ૧૩
રામભજન ગુપ્ત રસ ચાખે, સંકલ્પ વિકલ્પ રોકી રાખે;
નિરબંધ બંધ નહિ જાકે, મસ્તરામ કે સાધન પાકે. ૧૪
મન પરપંચી પરપંચ ઉઠાવે, મન ભાગી જાવે હાથ નહિ આવે;
સત્ પુરૂષ મનકું ઘર લાવે, મસ્તરામ તો કહી સમજાવે. ૧૫
ઉંચ નીચ તો કોને કહું, ઉંચ નીચ તો હુંનો હું
હું મુનીશ હું છું બકતા, મસ્ત બચન ભેદને લગતા. ૧૬
આવસ હે પાણીમેં લીંટી, તપાશી રહ્યો છે ચીઠી;
માયા ન છુટે નજરથી દીઠી, મસ્તરામ કહે માયા મીઠી. ૧૭
માયા જાણો કાળી કુતી, સંસારીના ઘરમેં સુતી;
ગૃહસ્થ પુજે કરે અસ્તુતિ, ત્યાગી મારે તેને જુતી,
મસ્તરામ કહે ભાંગરે દુતી. ૧૮
જો પુરૂષપર માયા કોપી, ખેંચ લંગોટી ઉતારે ટોપી;
બડેબડે મરજાદા લોપી, મસ્તરામ ઉભા પગ રોપી. ૧૯
ભણ્યા ગણ્યા કોઇ દેખા પોપટ, સદા રમે માયાની ચોપટ,
કંચન કામની છુટે ન દોપટ, મસ્તરામ કોઇ નીકળ્યા સોપટ. ૨૦
બ્રહ્માસ્મીતો મુખથી કે છે, કહે માયાને ખોટી,
કાયા છુટે માયા નહિ છુટે, છુટી જાય લંગોટી;
નારી આવે શિવ નમાવે, જાવે ચરણ પલોટી,
મસ્તરામ કહે આ જગમાંહે માયા સૌથી મોટી. ૨૧

નીચી બેઠક ઉંચી રેણી, ત્યાગી પુરૂષની અદ્દભુત કેણી;
હરી ભગતાને હે સુખદેણી, મસ્તરામની બાત સાચી,
ફેર બાત મત પુછે પાછી. ૨૨
જો પુરૂષને વળગી ચુડ, તે તો થાયે આંધો ધુડ,
બાયડોયો તો ખાવે ધુડ, રાત દિવસ તો બોલે કુડ;
મસ્તરામકી વાણી ગુઢ, સમજે નહિ કો કામી મૂંઢ ૨૩
નારી જાણો નરકનો સાજ, અંતરમેં વિષયની દાજ;
ઘુંઘટ તાણે લોકની લાજ, બીગાડયો મુક્તિનો કાજ,
મસ્તરામ બોલ્યા મહારાજ. ૨૪
નારી જાણો નરકની ખાણી, મોહી રહ્યા હે સરવે પ્રાણિ
નિશ્ચે કરે મુક્તિની હાણી, મસ્તરામની સુણજો વાણી ૨૫
એક જગતમેં દેખી નારી, બીગાડયો દેખ્યો બ્રહ્મચારી
નરકે તો પોંચી વ્યભીચારી, સેગો તો લેઇ ગઇ બ્રહ્મચારી;
મસ્ત બોલીઆ બચન વિચારી ૨૬
ભણી ગણી કોઇ દેખી નાર, મન ફીરે છે હારોહાર
જીતી નહિ આ ઇંદ્રિ દ્વાર ભણી ગણી સુલીનો સાર
માથા ઉપર જમનો માર, મસ્તરામ બોલ્યા નિરધાર, ૨૭
ખરેખરી બ્રહ્માની બેટી, સ્વર્ગ ભુવનથી ઉતરી હેઠી;
કામી પુરૂષને જઇને ભેટી, મસ્તરામ કહે રહેજો છેટી ૨૮
એક જગતમેં દેખી મુંડી, વિષય ઝેર ભરી છે કુંડી;
તીન તસુથી નહિ હે ઉંડી, મસ્તરામ દુનિયા સબબુડી. ૨૯
સૌનાં એક મૂળ દવારા, માંય ચલે રૂધીરકી ધારા,
કોટી જનમે કયા ઉતારા, " મસ્તરામ " તો સૌથી ન્યારા. ૩૦
ખરી બાત નહિં સમજે મૂરખ, કુણ હિંદુ ને કોણ હે તુરક,
કાયા છે પાણીનો બીંદુ, આણુ મુસલમાન નહિં હે હિન્દુ
મસ્તરામ ભજ કૃપાસિંધુ. ૩૧

ઉંચ નીચ કુળ સોને સુતર, ઉંચી જાતી કાંધે સુતર;
પિતા ગ્નાની ગાંડો પુતર, મસ્તરામ કહે આપો ઉત્તર. ૩૨

બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ હે, તજે જગતકો ભોગ,
બ્રાહ્મણુ સોઇ જાણીએ, સાધે આતમ જોગ;
સુંદર સોઇ જાણીએ, જાકો તૃષ્ણા રોગ,
મસ્તરામ મહારાજ તો, બોલ્યા વચન અમોઘ. ૩૩

ચાર વેદને પઠણુ કરે, ઔર મન નહિ કિયા નિરોધ,
આશા તૃષ્ણા નથી છોડતો, બ્રાહ્મણુ બેધ બીરોધ;
ભાષા જાણે ન પારસી, ભણે નહિ ગીરવાણુ,
રામભજન રંગ લાગી રહ્યો, તે પકડયો પદ નિરવાણુ
મસ્તરામ કહે શુદ્ધ બ્રાહ્મણુ, બેદબચન પરમાણુ. ૩૪

ધરમ ભ્રષ્ટ જો સુખીયાં થાય, બેદ પુરાણુ નિષ્ફળ હો જાય;
ધરમ ધ્યાનમેં રાખી પ્રીતી, મસ્તરામ કહે પાળો નિતિ. ૩૫

અવિદ્યાનાં છે ઉંડા મૂળ, અવિદ્યાને રચેલો શુળ;
મસ્તરામ કહે હરી જસ ગાય, તો જડમૂળથી અવિદ્યા જાય. ૩૬

ભગત ભગતી કરે બહુ ભાતી, રામ નામ જપે દિન રાતી;
તો અવિદ્યા જાય ઝપાટા ખાતી, મસ્તરામ છોડી કુળ જાતી. ૩૭

બેદ બચન નહિ પોચે કેણી, સૌથી ઉપર જાણો રેણી;
બ્રહ્મવિદ્યા અવિદ્યા હર લેણી, મસ્તરામ તજો તૃષ્ણા દુઃખ દેણી ૩૮

શિવ શકિત દોનુંનો જોટો, સઘળો જગત બન્યો છે ખોટો;
કાયા છે પાણી પરપોટો, મસ્તરામને લાભ ન તોટો. ૩૯

હરિ મંદીરમે કદિ ન જાયે, કદિ ન જોડે હાથ,
દેખી ઉપરી ઉભો થાયે, ઉઠ બેઠ દિન રાત;
રંડી આગળ કરે લટપટીઆં, જ્યું બાંદરકી જાત,
મસ્તરામને હરિભજન વાલા, તજો દુષ્ટકો સાથ. ૪૦

નિસ્પૃહી તો સાવ સુતાંતર, કછુ રહી નહિ કસુર,
ત્યાગીને કુણુ તાબે રાખે, હે કિસ્કી મગદુર;
અવિદ્યા વેલી જલી ગઇ, રહ્યો નહિ આંકુર,
મસ્તરામ મન મસ્ત ભયા, બ્રહ્માનંદ ભરપુર. ૪૧
સતપુરૂષ તો કરે કવિતા, નહિ જાચે ભૂપાળ,
ત્યાગી પૈસો પાસે ન રાખે, ખરેખરી હડતાળ;
અવિદ્યાને શિર ખીલી ધરબી, પહોંચી ગઇ પતાળ,
મસ્તરામ કુણુ માપી શકે, ત્યાગી બુધ્ધિ વિશાળ. ૪૨
નિસ્પૃહીનો ઉંચો પદ, ત્યાં તો ઉતરે સૌનો મદ;
રાજા પ્રજા થાયે રદ, મસ્તરામ છોડ જગતકી હદ. ૪૩
પંડિત દેખ્યા ભૂપતી, ઓર દેખ્યા ધનવાન;
નિસ્પૃહીને રૂમ બરાબર, બડે બડે ગુણવાન;
ત્યાગી ચડીયો ભોમકા, અણહદ ધુરે નિશાન,
મસ્તરામ મન મસ્ત ભયા, પહોંચે પદ નિર્વાણ. ૪૪
દો અક્ષરથી કરો દોસ્તી, તો ઉતરો ભવપાર;
મસ્તરામ મહારાજકે, રામ નામ હે સાર. ૪૫
લોભી પંડિત નરકે જાશે, જમ લઇને લટકાવે ફાંસે;
કળજુગ ત્યાગી થયો ન થાશે, મસ્તરામ કભી મીલે ઉદાસી. ૪૬
બ્રહ્મવિદ્યાની ભણે નિશાળ, તેથી બુદ્ધિ હોય વિશાળ;
નજીક તો નહિ આવે કાળ, મસ્તરામ ભજ દિનદયાળ. ૪૭
કાળ ચકર લોઢે નહિ લાટ, ફના હોઇ ગયે સઘળા ઠાઠ;
માયાના છે ખોટા ઘાટ "મસ્તરામ" કયું કરે ઉચાટ. ૪૮
બ્રહ્મવેતા કયું જાય ઠગાયા, અપણા ભોગ અપણે ખાયા;
અરૂ જમ કિંકરકે હાય નહિં આયા, મસ્તરામને કહી દરસાયા. ૪૯
સકામી બેદાંત બાંચે, બિરયા કરે લવારો,
સકામીનો સંગ કરે તો, ધોયો ગારે ગારો;

નિસકામીનો સંગ કરે તો; અલબત થાયે સારો,
મસ્તરામ કહે રામ ભજીલ્યો, માનો કેણુ હમારો. ૫૦
અનનો દાતા અન આપે, ધન આપે ધન દાતા;
લોભીયાને દાન કરે તો, ખોટાં થાશે ખાતાં,
નિરલોભીને અન આપે તો, થાય સ્વર્ગના ભાતા;
મસ્તરામ કે રામ ભજન બિન, દેખ્યા નરકમેં જાતા. ૫૧
કંચન કામની દોનું ત્યાગે, રાત દિવસ ભજનમેં લાગે;
જનમ મરણ સેજે બે ભાગે, મસ્તરામ અનુભવમેં જાગે. ૫૨
અજનમાને જનમ કહે છે, નિરદોષીને દોષ દીયે છે,
ભક્ત થઇ અનીતિ કરે છે, જન્મ ધરી તું પાછો મરે છે;
મસ્તરામ કયું કાજ સરે છે ? ૫૩
ખટ દરશણ ને ચાર સંપ્રદા. જુદા જુદા સૌ બાંધે પડદા;
કરે કજીયો ને ખાયે ગડદા; મસ્તરામ તજી ચેતન પુજે મડદા. ૫૪
જો રસનાથી છુટે રસ, તો પાંચે ઇંદ્રી થાયે વસ;
મસ્તરામની વાત સાચી, ફેરબાત મત પુછો પાછી. ૫૫
કાયા કાચો કુંભ હે, ભરીયો અનુભવ નીર;
ઓરનકુ તો ગમ નહિ, પીવે મસ્ત ફકીર. ૫૬
અજ્ઞાની ખાય માથામેં ખતા, પંડિત વાંચે પોથીનાં પતાં;
નિસ્પૃહીને અદ્દભુત સત્તા, મસ્તરામ લગાડે પત્તા. ૫૭
કાયામેં દેવે હુંકારાં, ઉત્તર પ્રશ્ન કરણે હારા;
કાયા સંગ કાયાથી ન્યારા, મસ્તરામ સોઇ રૂપ હમારા. ૫૮
મઠધારી દેખ્યા મઠવાળા, વસ્ત્રો તો પેરે રૂપાળાં;
ધન હરવાની ફેરે માળા, ત્યાગતણાં કાઢયા દિવાળાં;
મસ્તરામને જોગેપાળા. ૫૯
ભોંય પથારી ઓઢણ અંબર, ત્યાગ પાળવો પહેલે નંબર;
જાય મોક્ષમાં બાંધી કમ્મર, મસ્તરામ ભજ દેવ વિસંભર.૬૦

ખરો ત્યાગ અંતરમે આવે, તો ત્યાગી રહેવે નિરદાવે;
અનાસુરતી કરમ ફળ પાવે, એસા ત્યાગી દ્રષ્ટ નહિ આવે;
મસ્તરામ કભી દરશણ પાવે. ૬૧
વાદી પુરૂષને પુછ્યો ઉત્તર, કૈસે આત્મા સળંગસુતર;
પ્રતીવાદીને દીનો પ્રત્યુતર, વ્યાપક આત્મા સળંગસુતર
રાગદ્વેષ નહિ બંધ ખુલાસા, મસ્તરામ કે અજબ તમાસા. ૬૨
નવધાભક્તિ ખડગ નવધારા, કામ ક્રોધના કીયા પ્રહારા;
પાપપુન્ય દોઇથી ન્યારા, મસ્તરામ સોઇ રૂપ હમારા. ૬૩
રામ ભજન વજરની લાટ, અનુભવનાં તો ખુલે કપાટ;
બ્રહ્મ વિદ્યાનો કીનો પાટ, મસ્તરામ કહેગીઓ ઉચાટ. ૬૪
ત્યાગી પુરૂષનો લીનો વેશ, દુર રહો ત્યાગીનો દેશ;
જગત જાળ ભાસે નહિ લેશ, ત્યાં ત્યાગી કીનો પરવેશ,
મસ્તરામ બોલ્યા વર વેશ. ૬૫
સતવાદીને સ્વતંત્ર નર, દેખ્યા કોઇ અજીત.
કંચન કામની ભ્રષ્ટ હે, સબ જગ કીયા ફજીત;
છોડી બેઠા સૌ કાછડી, રહ્યો ન ઈંદ્રીજીત,
મસ્તરામ કહે કોઇ ત્યાગી વીરલા, જાકો હરીમેં પ્રીત. ૬૬
પંડિત બેઠો વાંચે પોથી, વીણે છે ફટકીઆ મોતી,
નથી જાણતો આત્મ જ્યોતી,
મસ્તરામ લીયો અપનો ઘર ગોતી ૬૭
તપ બળવાન સકળ સુખધારા તપ બળ શેષ ધરત મહી ભારા;
તપ આધાર સબ શ્રેષ્ટ ભવાની,
એસા સમઝ કરતપ કરો, કહે મસ્તરામ જાની. ૬૮
સત્ પુરૂષકી સોબત સારી, દર્શનથી સુખ ઉપજે ભારી
જમ કીંકર ભાગે જખમારી મસ્તરામ ભજ દેવ મોરારી. ૬૯
પંડિત મિથ્યા વાણી વેત્તા, ખરો જોગ જાણી ન શકેતા;
ત્યાગ ભોગ અભીમાન સમેતા, મસ્તરામ ધન ધન બ્રહ્મ વેતા. ૭૦

પ્રલ્હાદે સાધ્યો આતમ જોગ, મળીયા પ્રગટ દેવ અમોઘ;
લખ્યો શાસ્ત્ર કહે છે લોક મસ્તરામ છોડ જગતના ભોગ. ૭૧
સંતપુરની કોરટ જાવે, કજીયો જીતી અપને ઘેર આવે;
તાપર નહિ લગે અપીલ, મસ્તરામ તો સદા વકીલ. ૭૨
સકામીનો સંગ ન કરીયે, ત્યાગી શકે તો ત્યાગો;
કાયા નગરીમાં ચોર લુંટણીઆ, જાગી શકોતો જાગો;
મસ્તરામ કહે ખલ દુ:ખ દાયક, ખલથી રહેજો આઘો. ૭૩
ઉડે વેલી જાય હવેલી, રૂપિયાની બાંધે ઠેલી;
મસ્તરામ કહેમોહ વશેથી, થઇ ગઇ દુનિયા ઘેલી. ૭૪
પુર્વે નહીં કોઇ પુન્ય ને પાપ, આગળ પાછળનું નહિ પાપ
નહીં બેટો અને નહીં બાપ; મસ્તરામ જપે કીસકા જાપ. ૭૫
વૈદ્યોને ઓષડનું જોર, ત્યાગીનું મન ગજબ કઠોર;
પાપીનું મન જાણે ચોર, મસ્તરામ કહે આઠે પોર. ૭૬
નવધા ભક્તિ ખડગ તિધારા, કામ ક્રોધ પર કીયા પ્રહારા;
પાપ પુન્ય દોષોથી ન્યારા, મસ્તરામ સોઇ રૂપ હમારા. ૭૭
ત્યાગ વૈરાગ તો લાગે કડવા, તે માણસને જાણો ભડવા;
લોભી જાય કોરટે લડવા, પાપી જાય નરકે પડવા;
મસ્તરામ કહે ખોટા ઘાટ ન ઘડવા. ૭૮
સુંદર ભકિત સૌથી સારી, ભજતો રહેને દેવ મોરારી;
જમ કીંકર ભાગે જખ મારી, મસ્તરામ બોલ્યા બ્રહ્મચારી. ૭૯
પહેરે છે હીરકોરી ધોતી, ધન હરવાની વાંચે પોથી;
બોધ કરે છે સેવક ગોતી, નથી જાણતા આત્મ જોતી,
મસ્તરામ કહે લાગી પનોતી. ૮૦
સ્વામી ધોળા ભગવા પહેરે, રાતે ફેરે માળા,
શેવક શીખ સ્વામીને આપે, તીજોરીએ દ્યો તાળા;
મસ્તરામ મહારાજ કહે છે, સ્વામી ગઢડાવાળા. ૮૧

નિરમળમાં મળ આયા કયાંથી સંકલ્પ વિકલ્પ કરતાં સાથી;
જડ ચેતનકા બનીગઇ સૃષ્ટી, જે પુરૂષની આત્મ દ્રષ્ટી;
વિધી નીસેધ ભાસે નહીં સૃષ્ટી, મસ્તરામની બાતા સાચી,
ફેર બાત ન પુછો પાછી. ૮૨
રામ ભજનના મેલ્ર પલીતા, અવિદ્યા મુળ તો નાશ સહીતા.
મસ્તરામની સુનો કવિતા, તરે સેજ સંસાર સરીતા. ૮૩
માર્ગીઓના મારગ સીધા, કામ રસના પીયાલા પીધા,
અંતરજામીસે પીયાલા લીધા, મસ્તરામને ભર ભર દીધા. ૮૪
પંડિત બેઠો પોથી વાંચે, અક્ષર અક્ષર કરે ખુલાસો;
જ્યું ત્યું તે નહીં ભાસે, મસ્તરામ કશું લાભ ન દીસે. ૮૫
કાયા માયા ખોટી જાણી, ચેત ચેત તું પામર પ્રાણિ;
કરો ખેડ તો પાકે લાણી, મસ્તરામની સાચી વાણી. ૮૬
નિરપૃહીઓની અદ્ભુત લીલા, છુટે ન હીંમત થાય ન ઢીલા,
ત્યાગી પુરૂષે ધરખ્યા ખીલા, મસ્તરામ કહે વચન રસીલા. ૮૭
પંડિત પોથી અપને વશ રાખી, મન ઇંદ્રી વશ કરણી બાકી;
બોધ કરે સેવકને ઝાંખી મસ્તરામ કહે સુણજો સાખી. ૮૮
પરમેશ્વરને જે પરહરે, નર્કસમાજ લે આગળ ધરે;
તે જીવડા લક્ષ ચોરાશી ફરે, મસ્તરામ કયું કારજ સરે. ૮૯
વાતુડીઆ દેખા બ્રહ્મવેતા, કોઇ ન દેખ્યા તત્વવેત્તા;
પોથી વાંચી મર ગયા કેતા, સબ દેખ્યા પૈસાના લેતા;
મસ્તરામ કહે ભજ જગનેતા. ૯૦
સુદ્ર સોઇ જાણીયે, જાકો તૃષ્ણા રોગ;
મસ્તરામ મહારાજ તો, બોલ્યા વચન અમોઘ. ૯૧
જોગ જગતથી રહેશે ન્યારા, ભગવા પેરી દેશે ડારા;
ત્યાગ વૈરાગ્યના કર્યા ઉધારા; મસ્તરામ તો સબસેં ન્યારા ૯૨
જોગી જગતથી રેસે બારા, તે તો લાગે સહુને પ્યારા;
અંતર ભીતર કરે ઉજારા, મસ્તરામ કહે સેવક મારા. ૯૩

જે સેવકને જાણે મોટા, તે જાણો દાનતના ખોટા;
જમરાજાના જડશે સોટા, મસ્ત પહેરે લાલ લંગોટા ૯૪
જે સેવકને જાણો મોટાં, તે તો જાણો સબસે છોટા;
જ્ઞાન વૈરાગ્યના કસ્યા કછોટા, મસ્તરામ છે સેવક મોટા. ૯૫
બ્રહ્મવિદ્યાની ભણે નિશાળ, તેથી બુદ્ધિ હોય વિશાળ;
નજીકતો નહીં આવે કાળ, મસ્તરામ ભજ દીન દયાળ. ૯૬
કાળચક્ર લોઢે નહીં લાટ, ફના હોઇ ગયે સઘળા ઠાઠ;
માયાના છે ખોટા ઘાટ, મસ્તરામ કર્યું કરે ઉચાટ. ૯૭
બ્રહ્મવેતા કયું જાય ઠગાયા, અપના ભોગ અપને પાયા
જમ કીંકરકે હાથ ન આયા, મસ્તરામને કહી દરશાયા. ૯૮
બ્રહ્મ વિદ્યા છે સબસેં મોટી, ઔર વિદ્યા સબ જાણો છોટી;
ગ્રેપ પ્રાપ્તી તો બાંધ લંગોટી, ઘરમાં રહો કેમ વીણે ગોટી;
મસ્તરામે કસી કસોટી. ૯૯
પ્રીતમ સાથે પ્રીત લગાડે, કરે આરતી ઘંટ વગાડે;
ઉંઘી ગએલા લાલ જગાડે, મસ્ત કોઇ હરી દ્વાર ઉઘાડે.
જનમ મરણનો તબ ભે ભાગે, ૧૦૦
મસ્તરામ અનુભવ મેં જાગે; અજન્માને જન્મ કહે છે,
નીરદોષીને દોષ દીએ છે; ભગત થઇ અનીતિ કરે છે,
જનમ ધરી તે ફેર મરે છે; મસ્ત કહે કર્યું કાજ સરે છે. ૧૦૧
રામ ભજન રંગ લાગી રહ્યો, પકડયો પદ નિરવાણ;
મસ્તરામ કહે તે શુદ્ધ બ્રાહ્મણ, વેદ વચન પ્રમાણ. ૧૦૨
પંડિત બેસી પુરાણ જોતાં, નારી નેણ બાણમાં મ્હોતાં;
ભવસાગરમાં ખાતા ગોતાં, મસ્તરામ મગન ભર પોત્યા. ૧૦૩
બોલે મુખથી મીઠા વેણ, કરે કથા માને નહીં કેણ;
બંધન પામે દેણા લેણ, મસ્તરામકા ખુલ્લા નેણ. ૧૦૪
નહીં હે જોતી નહીં હે તારા, તેજ અલખને તરશે ન્યારા;
આત્મરૂપ અનુપમ પ્યારા, મસ્તરામ સોઇ રૂપ હમારા. ૧૦૫

વેણુ અગોચર અપરંપારા, ઇંદ્રી પ્રાણુ બુદ્ધિ આધારા;
સોહં સોહં સાધે ધારા મસ્તરામ સોઇ રૂપ હમારા. ૧૦૬

ગુરૂગમ બુઝી કરો વીચારા, ઘટ બીંતરસે ઘટે અંધારા;
આત્મબોધ સુર સરીના ધારા, મસ્તરામ સોઇ રૂપ હમારા. ૧૦૭
મારા તારા મમતા તાણુ, હરખ હૈયામાં આવે હાણુ;
મૂરખને નહીં આવે જ્ઞાન, મસ્તરામકા પદ નિરવાણુ.
વેપારી બહુ વેચે માલ, સાંચે લાવી હોય સગાલ;
મનમાં માને પડે દુકાલ, મસ્તરામ તો સદા ન્યાલ. ૧૦૯
આપ ગુરૂ થઇ ગોતે ચેલા, અડબંગી દેખાતા ઘેલા;
મોહ પાનમાં ખાયે ઠેલા, મસ્તરામ તો ફીરે એકીલા. ૧૧૦
શસ્ત્ર ધરીને ડર દેખાડે, કંઇક ક્રૂર થઇ દેશ ઉજાડે;
નરક પડે બીજાને પાડે, મસ્તરામશો આસક રવાડે. ૧૧૧
ધાવે ધરમ માટે દશ દીશ, સુઝે નહીં સામેથી ઇશ;
મસ્તરામ કયાં નમાવે શિષ. ૧૧૨
મનમાં માને હું છું મોટો, ખરી વાત સમજ્યામાં ખોટો;
ગુણ અવગુણમાં વાળે ગોટો, મસ્તરામ નર તો નહીં જોતો. ૧૧૩
નહીં રથ વાહન ઘોડા હસ્તી, રાજા પરજા નગર ન વસ્તી;
સમજુને માટે છે સસ્તી, મસ્તરામની મોટી મસ્તી. ૧૧૪
વાઘે રૂપ કરે બહુ લટકા, પશુ પંખી પહેરે નહીં પટકા;
લાલચ લાગી કરે બહુ કટકા, મસ્તરામ શાખી ઘટ ઘટકા. ૧૧૫
પંચ ધુણુકા તાપે તાપ, હઠ નહીં છોડે દુઃખીયા આપ;
વણસુત દારા સહે સંતાપ, મસ્તરામ તો સબકા બાપ. ૧૧૬
સાધે સંયમ આપે ઢોંગી, શોધે વૈદ શરીરે રોગી;
ઉપર સાધુ મનમાં ભોગી, મસ્તરામ તો હરદમ જોગી. ૧૧૭
સાધન સબસેં પર ઉપકાર, કામ ક્રોધકા કર ધીકાર,
જીવ ટલીલે જગદાધાર, મસ્તરામ મીટે સંસાર. ૧૧૮

દેવ દેવ શું કરે, પથર દેવ તો કાચો;
પથરમાંથી હીરો કાઢે, તેહ ગુરૂજી સાચો;
નીસ્પૃહીને પુરો રાજ, નહીં બગડે નહીં સુધરે કાજ.
નાવે લોક પરલોકની લાજ, મસ્તરામ બોલ્યા મહારાજ. ૧૧૯
ત્યાગી તો છે આપો આપ,ત્યાગી જપે કીસકા જાપ;
લક્ષ ચોરાસી હો ગઇ માફ, મસ્તરામ કહે ગયો સંતાપ. ૧૨૦
ભગવા પહેરે રાતાં ચોળ, ત્યાગ વૈરાગ દેખાડે ડોળ;
મન ગાવે માયાના ઢોળ, મસ્ત એ માયા મીઠી ગોળ. ૧૨૧
આપે ત્યાગી રહે ઉન રાગી, આઠે પહોર અંતર લે લાગી;
મસ્તરામ મન મસ્ત વિરાગી, અંતરમાંય સમાધીજાગી. ૧૨૨
બુદ્ધિમાં કુબુદ્ધિ શાલ, જ્યાં તોલો ત્યાં નહીં નીકશા વાલ;
સંત પુરૂષતો થયા નીહાલ, મસ્તરામના તો ખરાસવાલ. ૧૨૩
બુદ્ધિમાં કુબુદ્ધિ કાંટો, જ્યા પડે સંશયનો છાંટો;
અંધા નેણે બાંધ્યો પાટો, મસ્તરામ કહે મારગ ઘાટો. ૧૨૪
બુદ્ધિનો છે બમણો વેગ, નેતી નેતી કહે છે વેદ;
સંત પુરૂષે જાણ્યા ભેદ, મસ્તરામને ગયો ત્યાં ખેદ. ૧૨૫
એક હતી ગોંસાઇની ચેલી, દર્શન કરવા જાય હવેલી;
આગળ ધરે રૂપીયાની ડેલી, મસ્તરામ કહે દેખ અલબેલી. ૧૨૬
ગુરૂમંતર લેવો શું કારણ, કોણ જગતમાં દુઃખ હે દારણ;
ગુરૂમંતર લેવો મમતા મારણ, આશા તૃષ્ણા કરી નીવારણ
મસ્તરામ છે વિઘ્ન વીદારણ. ૧૨૭
મસ્તરામની મસ્ત ફકીરી, ભરી ઉભા પીસ્તોલ;
પહેલે ભડાકે ઉડ્યા નીશાના, કર્યો ન બીજો કોલ. ૧૨૮
ખરી વાત નહીં જાણે ખોજા, કેમ કરીઆ સોજા;
સ્વામીનારાયણ ધર્મ પાળતા, પડતા મેલ્યા રોજા;
મસ્તરામ તો પાળે અનોજા. ૧૨૯

કાયા છુટે માયા ન છુટે, છુટી જાય લંગોટી;
નારી આવે શીશ નમાવે, જાવે મરણુ પલોટી:
મસ્તરામ મહારાજ કહેછે માયા સૌથી મોટી. ૧૩૦
ધરણુ પૃથ્વી ઓઢણુ અંબર, જ્ઞાન ધ્યાનમેં બાંધિલ કંબર;
સતગુરૂ નામકી ધારો ચમર, મસ્ત કહે એ પહેલે નંબર. ૧૩૧
મસ્તરામે બાંધી ભેટ, રોકીશ નહીં સામળીયાં શેઠ.
મારે જાવું ઠેઠા ઠેઠ. ૧૩૨
એક જગતમેં દેખી કાળી, આદ્ય પુરૂષકી હે ઘરવાળી;
કરે સમાધી બગાડે તાળી, મસ્તરામ કહે મેં નજરે ભાળી. ૧૩૩
એક જગતમેં દેખ્યા નાથ, તેના દેખ્યા ડુંહા હાથ;
ભેગા બેસી જમીએ ભાત, ઊતર આપે કીરપાનાથ. ૧૩૪
રાજા દુખીયા પરજા દુખીઆ, સળગે મસાણુંની હોળીમેં;
જોગી દુખીઆ જંગમ દુખીઆ, લોટ ન ઘસકી ઝોલીમેં. ૧૩૫
રોગી દુખીયા વૈદજ દુખીઆ, લાભ નહીં ઓષડ ગોળીમેં:
મસ્તરામ તો સદા હૈ સુખીયા, વસે નહીં ઠગ ટોળીમે. ૧૩૬
ચંદા દુખીયા સુરજ ખીયા, દુખીયા તારા ગ્રહ ટોળીમે;
પાણી દુખીઆ પવન બી દુખીયા, દુખીયા પથર પોળીમેં,
મસ્તરામ સદા હૈ સુખીઆ, વસે જ્ઞાનકી ટોળીમેં. ૧૩૭
મરણા બી દુખીઆ જીવના બી દુખીઆ,
દુખીઆ ટાંગા ડોળીમેં;
જોગીડા બી દુખીઆ ભોગીડા બી દુખીઆ,
મરે છે ચામડા ચોળીને,
મસ્તરામ તો રેવે સુખીયાં બેઠા ત્રશ્રા રોળીને. ૧૩૮
મોહ મમતાની કાઢી ફાંસી, મસ્તરામ કહે મટી ચોરાસી;
આશા મેલી ભજ્યો નિરાસી, મસ્તરામ કહે દેખ તપાસી. ૧૩૯
ચંચલ ચપળ મન જાણો મરકટ, નવા નવા ઊઠાવે તરકટ;
મન જીતવો અતિ છે દુરઘટ, મસ્તરામેં દેખ્યો પરગટ. ૧૪૦

મન રહ્યું માયામેં મોહી, મનકા જીતી શકે ન કોઇ;
ત્યાગી પુરૂષ મન કીધો મર્દન, મસ્તરામ કહે મારૂં ગરદન ૧૪૧
અનુભવની ધગધગતી ગોળી, સળગી રહી અવિદ્યાની હોળી;
રહી નહીં કોઇ ઝંડા ઝોળી, મસ્તરામેં રાખજ ચોળી. ૧૪૨
સંત પુરૂષને જુગતી રચાઇ, શરણાંગતને લીધો વધાઇ,
પકડી ન શકે કાલ કસાઇ, મસ્તરામ કહેભજન સખાઇ. ૧૪૩
ચઇને બેઠા હરીનો દાશ, ફીર કરે જગતની આશ;
તેની બુદ્ધિ થઈ ગઇ નાશ, મસ્તરામના વચન ખલાસ. ૧૪૪

## ગરણી કહે છે.

આકાર મારોછે એવો જેવો તે તપાસી જોતા,
ટોપી જેવો લાગે તેવું કામ હું બજાવું છું;
પ્રથમ બંધાણ થવા લાલચ અપાર આપું,
કસુંબા પીનાર પાસે ફાયદા ગણાવું છું.
નવો બંધાણી કરવા ઉરમાં ઉલાસ તેથી,
નવો આવે તેને સારૂં ખાણું ખવરાવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પેરાવું છું. ૧
જ્યારે ખાવા શીખે છે અમલ ત્યારે ઉમંગથી.
ખરલ ને ખરે એના હાથમાં ધરાવું છું;
કસુંબો પીવાની વેળા તાણુ હું વિશેષ કરી,
બંધાણથી અધીક કસુંબો પીવરાવું છું.
એમ થોડે થોડે એવા નરને વધારી દઇ,
બંધાણીની ટીપે એનું નામ હું ચડાવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પેરાવું છું. ૨

અમલ પીવાની તક કોઇ દીન છોડે નહીં,
છોડે તો હું તુર્ત એને અંગે અકળાવું છું;
આળસ કદાપી અમલને ઘુંટવાનું કરે,
ખરે એ ખુવારને બગાસા ખવરાવુ છું;
તક થાય કે તુરત બાવરો બનાવી પછી,
ચોરે દાયરામા એને દાંડી હું દોરાવુ છુ,
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવુ છુ, ૩

મોટો બંધાણી જે હોય તેને હુ પટેલ કરૂ,
પછી નાના બંધાણીને એને ઘેર લાવુ છું.
માનીને મોટાઇ રોજ પાવુ પડે છે અફીણ,
પાય ન અફીણ તો હુ લાજ લેવરાવુ છું.
માટે રજવાડાવાળા પાય પ્રીતેથી અફીણ,
નકામો ખરચ એવો રોજ અદરાવુ છુ,
ગરણી કહે છે સુણ લ'લુ હુ ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૪

દાયરામા આવે બધા બેસના બંધાણી પછી,
મેવાને મીઠાઇ તણા થાળ હુ મગાવુ છું,
સામ સામા સોગન અપાવીને અમલ વધુ,
પ્રિતે પીવરાવીને મીઠાઇ ખવરાવું છુ.
જ્યારે અણધણને અમલ તણો કેફ આવે,
સાચી જુઠી વાતો તણા ગપાટા મરાઉછું,
ગરણી કહે છે સુણ લલ્લુ હુ ગરાસીયાને,
તાજ ઉતરાવીને પછી ટોપીયો પે'રાવું છું ૫

ચારણ ને ભાટ તણા ખોટા સાભળી વખાણ
સાચા છે તમામ એવુ ઉરે ઉતરાવુ ૮,

સાચા ખોટા દુહા ભાટ ચારણના ભાઇ શુણે,
ઇનામ અપાવી કોષ ખાલી હું કરાવું છું;
કાંતો ઘોડું અપાવું કે શોળ શોભતા શૃંગાર,
કાંતો કડાં સાંકળાં હું શરીરે શોભાવું છું;
ગરણી કહેછે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૬

ભાંડને ભવૈયા તણા શબ્દનો પડાવું ભાસ,
કવિ કોવિદને એની કચેરી તજાવું છું;
ભવાઇ જોઇને રીઝી જાય રજવાડા બધા,
ભાંડ વાણી રોજ એને ઘેર હું ભણાવું છું.
ભણેલને ભાળવા કદી હું ભૂપતી ન દેઉં,
અભણની ઓળખાણ અતીસે કરાવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું ૭

તાયફા તેડાવે રોજ નવનવા નાચવાને,
જાચવાને આવે એને ધક્કે હું મરાવું છું;
રાત એકના હજાર કે વધારે દામ દેઇ,
દરબાર માંહી નિત્ય નાયકા નચાઉં છું.
રાગ રાગણીથી રીઝે કેફ કરી રાજાજી તો,
પછી પટરાણી કરી જનાને ઘલાઉં છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૮

નાયકા નઠારી બનાવી દેઉં પટરાણી,
પછી રાજાજીને એના હાથમાં નચાવું છું;
સારા સારા કુળતણી બીજી સામા હોય પણ,
અનાદર એહનો અંતરમાં કરાઉં છું.

હકદાર વારસને રાજ મળવા ન દેઉં,
નાયકાના દીકરાને ગાદી દેવરાઉં છું;
ગરણી કહે છે સુણુ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાઉં છું ૯

પટરાણીને કદાપી પુત્ર થયો હોય પણ,
અનૌરસ પુત્ર પછી એહને ઠરાવું છું;
રાખેલીનાં સગાંવા'લા રાજમાં કરે તે થાય,
જરી ના બોલાય એવો જુલમ કરાવું છું.
રાયતણા શાળા તેને કોઇ કહે નહીં કાળા,
કાળા મોઢાવાળા પાસે પ્રજાને પીડાવું છું;
ગરણી કહે છે સુણુ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૧૦

પ્રજાને પોકાર પુરપતી તણી પાસ કદી,
જાવા નવ દેઉં એવો જાપતો રખાવું છું;
પોકાર કરવા કદી પ્રજાપતી પાસ જાય,
તેને પછી પાછળથી દંડ દેવરાવું છું.
આંખ છતાં આંધળો બનાવી દેઉં અધીપતી,
નર હોય છતાં તેને ખરમાં ખપાવું છું,
ગરણી કહે છે સુણુ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૧૧

રૈયતના સુખના સાધનો બધાં દુર કરી,
રાંકડી રૈયતને હું રોજ રગડાવું છું;
રાયતણી નિતીને તજાવી દેઉં તરત હું,
અનિતીના અર્ણવમાં અંઘોળ કરાવું છું.
પ્રજાતણી દાદ ન લગાર સુણે કોઇ દીન,
રાય હાથ રૈયતની આબરૂ લુંટાવું છું;

ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૧૨

કુસંપ કરાવું હું કુટુંબમાં કસુંબા થકી,
માંહોમાંહે વેરતા વધારીને લડાવું છું;
ભાઇ બુરૂં કરે સગા ભાઇ તણું સ્નેહ થકી,
નકી પુત્ર તણે હાથે પીતાને મરાઉં છું.
કહ્યું ગણકારે નહીં કોઇનું કુટુંબ માંહી,
કુટુંબની માંહોમાંહે આબરુ લુંટાઉં છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૧૩

ભાઇની સગાઇ તો ભુંસાઇ જાય અંતરથી,
વેરવાઇ સાથ હું સગાઇ વધરાઉં છું;
વાત છાની વેરી પાસે જઇ ઘરતણી કરે,
વૈરી તણી પાસે એનું ઘર વગોવાવું છું.
કુટુંબાભિમાન છોડી કુળને ખરાબ કરે,
ઘરે નહીં લાજ નીરલજ હું બનાવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૧૪

લડાઇના મેદાનમાં ભાઇ ફરી જાય સામો,
શત્રુ તણી ફોજમાંહી એને મોકલાઉં છું:
મારા ભાઇ તણી હાર્ય થાય કેમ રણમાંહી,
એવી બધી યુક્તિ એને મુખ ઉચરાઉં છું.
શત્રુ તરફથી વધુ માન અપાવીને પછી,
કોડે કરી કુળ નિકંદન હું કરાઉં છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૧૫

આર્ય કુળ તણાં હોય દીપક તે ઓલવીને,
દીવા તણી પાછળ અંધારુ હું કરાઉછું;
લાજ તણી ધરે ના લગાર દરકાર ઉર,
યવનને ઘેર એની કન્યા દેવરાઉં છું.
શરીરથી નસાડી તમામ શશાતન પછી,
મલેચ્છની આગળ હું ઓળંગ મરાઉં છું;
ગરણી કહે છે સુણુ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીપો પે'રાવુ છું. ૧૬

કસુંબાને કાજે દાયરા ભણી દોડાવું રોજ,
ઘર તજાવીને બા'ર રોજ રખડાવુ છું;
રાજ હોય થોડું પણ વખાણુ કરાવું વડા,
પ્રેમદા પછી હું ચાર પાંચ પરણાવુ છું;
રાજ પડે કસુંબાના કેફમાં બેભાન બની,
રાણીયો રૂપાળીને હું જનાને ઘલાવું છું:
ગરણી કહે છે સુણુ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૧૭

રંભા જેવી રાણીયોને સૂખ દેખવા ન દેવું,
અવતાર એહના અફળ હું કરવુ છું:
મેડીએ જવાનો વારો આઠ દશ માસે આવે,
એમ રૂડી રાણીયોને વિપત્તિ પડાવું છું.
વારો હોય ત્યારે રાજમો'લમાં પધારે પણ,
અપીણુ વિશેષ આપી ઝોકા ખવરાવું છું;
ગરણી કહે છે સુણુ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૧૮
રાણી સાથે વાત કરવાની નવરાશ નહીં,
ગાજમંદીરમાં રાતે કસુંબો કઢાવું છું;

હજુરી ખવાસ કોડ કરીને કસુંબો કાઢે,
લીધું હોય તોય તેને વધુ લેવરાવું છું.
આવી રીતે રોજ રોજ ટેવ કસુંબાની રાખી,
દીનપ્રતીદીન હું વિશેષ પીવરાવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૧૯
રાજગાદી જાળવવા કુંવર ન થાય પછી,
કેવું રાયતણે કરે કારજ કરાવું છું;
ખોટો ગર્ભ રાણીને છે એવી બધે વાત કરે,
બીજાના બાળકને વેચાતો લેવરાવું છું.
ઘાંચી મોચી કોળી ને કુંભાર કે કસાઇ હોય,
તેને લેવરાવી રાજ વારસ ઠગવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૨૦
કારભારી તણે વસ કરૂં રાજાજીને રોજ,
કારભારી કહે તેવું કામ તો કરાવું છું;
રાણી પાસે વાણી કારભારી કહે તેજ બોલે,
રાણી તણી વાતો એને મોઢે કેવરાઉં છું.
રાણી કારભારી તણે વસ રહે નહીં ત્યારે,
રાજાને ભંભેરી બીજી રાણી પરણાઉં છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૨૧
કારભારી ગમે તેમ કરે રાજમાંહી તોય,
રાયતણે મોઢે એના વખાણ કરાઉં છું;
રાંકડી રૈયતપર જુલમ કરે તથાપી,
કરે ફરીયાદી તો હું ચામડી ચીરાઉં છું.
રાયતણે મોઢે કોઇ જાય ન રૈયતમાંથી,

રાજાને બંગલા રુપી શુળીએ ચડાઉં છું:
ગરણી કહે છે સુણુ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૨૨
દાદ ન લગાર સુણે રૈયતની કોઇ વાર,
પીડામાંહી રોજ એની પ્રજાને પ્રજાળું છું:
ધક્કા મુકી આઇ કોઇ જાય દરબાર માસ,
આશ એના અંતરની અંતરે રખાઉં છું.
કારભારી સામી આંખ ઉંચી કરે નહી કોઇ,
કરે જો કદાપી કેદ એહને કરાઉં છું;
ગરણી કહે છે સુણુ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૨૩
લાકડાના ઘોડા ગઢ ઘેરવા ન કામ લાગે,
તેમ ઠાલી ઠાકોરને ઓડું ઠેરવાઉં છું;
રાજની તપાસ કરે તો તુરત કારભારી,
પાસે એને વ્યભિચાર મારગે ચડાઉં છું.
અનિતી કરે અપાર નિતીનો કરે ધિક્કાર,
બારેવાટ હું એ બેવકુફને બનાઉં છું;
ગરણી કહે છે સુણુ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૨૪
નાણા પાણા જેમ નાખે વાપરી કુમારગમાં,
સુમારગ થકી એને વેગળો રખાવું છું;
રાંડ ભાંડ તણાતો, કોભાંડમાં પડે ભૂપતી,
રોષ આણી કોષ ખંતે ખાલી હું કરાવું છું.
નાણા ખુટે ખજાનેથી ત્યારે વાપરવા માટે,
શેઠ સાહુકાર પાસે વ્યાજે લેવરાવું છું.
ગરણી કહે છે શુંણુ લલ્લુ હું ગરાસીઆને
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૨૫

વ્યાજ તણો ભાર વધૂ ભૂપતિને શીર પડે,
ત્યારે પ્યારૂં પરગણું ઘરેણે મુકાવું છું;
ખરચ કરાવીને ખુવાર કરૂં ખંત થકી,
જર ઘટાડે તો એનું ઘર વગોવાવું છું.
રાજ નાનું હોય પણ જુઠી નામનાને માટે,
ગજા ઉપરાંત એને પગલાં ભરાવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૨૬

તજાવું હું રાજ તાજ તજાવુંજ શિર થકી,
નકી એ નઠોરને હું ઢોરમાં ખપાવું છું;
ભાન નહીં ભૂપતિને બનીને બેભાન રોજ,
રોઝ જેવો કરી એને રોજ રખડાવું છું.
વાપરવા વિત્ત નહીં ઉદ્યમમાં ચિત્ત નહીં,
હિત્તને અહિત્તનો વિચાર હું તજાવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપાઓ પે'રાવું છું. ૨૭

નાણા પાણા જેમ વાપરે નહીં વિચાર ઉર,
સુર એના શરીરથી સાબદું નસાડું છું;
ઝોલાં ખાય ડોલાં જેમ આખો દીન ઉંઘી રહે;
અકલને એના થકી આઘી હું બેસાડૂં છું.
રીતમાં ન જાણે કરે વિપરીત નિત્ય નિત્ય,
ચિત્ત એનું ચાક જેમ ચક્રરે ચડાવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૨૮

રેવા દેવું નહીં રતિભાર એની પાસે રાજ,
રાજ કાજ તજાવી ખુવારમાં ખપાવું છું;
દેહની લગાર દરકાર કરે નહીં કદી,
મદી તણી પાસે એનું મસ્તક નમાવું છું.

જાર હોય નહીં ખાવા તોય જારકર્મ કરે,
ઠરે વ્યભિચારી એનિ લાજ ખોવરાવુ છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવુ છું. ૨૯
જોઇ રાય તણી રીત લાગે વિપરીત પણ,
બીજાને હું દા'ડી એનો દાખલો દેખાડું છું;
રાંક ગિરાસદારો પણ હર્ષથી બંધાણ કરે,
ધરે ન લગાર બીક નાણું વપરાવું છું.
ખેતર ઉપર નાણાં વ્યાજે લેવરાવી પછી,
વેપારીને ઘેર એને રોજ રખડાવુ છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૩૦
અઘાટ ગરાસ માંડી આપવા ગરાસીયાને,
અફીણના કેફમાં અંતરે ઉતરાવું છું;
મંડાવી ગરાસ ચાસ કસુ નવ રાખું પાસ,
આસપાસ એને ઉમંગે અથડાવું છું.
નાણું નવ હોય પણ અફીણ વિના ન ચાલે,
ત્યારે એને ચોપે કરી ચોરીયો કરાવું છું;
ગરણી કહે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીઓ પે'રાવું છું. ૩૧
ચોરી એ લબાડ કરી માર ખાય મુલકમાં,
આબરૂ અપાર અખીલમાં ખોવરાવું છું;
કોઇ વિશ્વાસ કરે નહીં પાસ રાખી તેને,
ચોરી જશે એવો શક અંગે ઉપજાવું છું.
સરિરાજ ઇદ્ર તણી આણાને અલગ કરી,
એથી એ લબાડને હું રોજ રખડાવું છું;
ગરણી કહે છે સુણ લલ્લુ હું ગરાસીયાને,
તાજ ઉતરાવી પછી ટોપીયો પે'રાવું છું. ૩૨

# ચ્હા પ્રત્યે પ્રાર્થનાષ્ટકં.

## વસંત તિલકા વૃતમ્.



ચ્હા ચ્હા તને જગતમાં સહુએ સ્વીકારે,
આ બાળ વૃધ્ધ સહુના મુખમાં પધારે;
માગે તને મુનિવરો તજતાં પથારી,
તુભ્યં નમો ભગવની ચિનતી કુમારી.
ખાધા વિના નિભાવશે મળશેજ કાલે,
ત્હારા વિના વ્યસનીને ઘડીએ ન ચાલે;
માગ્યા વિના મલી જતી નહિ ટેક વાલી તુભ્યંનમો–ટેક ૧
ચૌટે દરેક ચકલે ઘરમાં ઉકાલી,
જ્યાં ત્યાં તુને નિરખનો જનતી સવારી;
મ્હેમાનમાં મિજલસે ઝટ તુજ નારી. તુભ્યં ૩
અસ્પર્શ, રોગી, સહુ હોટલમાં ભરાતા,
પિતા તને બસ બધા સરખા ગણુતા;
એંઠું જુઠું આભડછેટે ભૂલાવનારી તુભ્યં ૪
અનિથ્યમાં પણ ઘુસી જમવું ભુલાવ્યું,
સત્કારમાં દઇ તને જુજમાં પતાવ્યું;
કંજુસ લોભી જનનું હિત ઇચ્છનારી. તુભ્યં ૫
પીતા તને તરસને ભુખ ભાંગી જાય,
નિંદ્રા અને રૂધિરનો પણ નાશ થાય;
સુકાય દેહ દરરોજ વધે બિમારી. તુભ્યં ૬
નૈવેદ્યમાં બસ તમે દુધ ખાંડ માગો,
ના પાલવે ઝટ હવે અમ દેશ ત્યાગો;
ઘી દુધ શાકર તણી કરી મોંઘવારી. તુભ્યં ૭

આ પ્રાર્થનાષ્ટક સુણી ઉરમાં ઉતારો,
દેવી હવે કરી દયા પિયરે પધારો;
આવી હમે અહિં કરી સહુની ખુવારી. તુષ્યં ૮

જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી સદ્ગુરવે નમઃ



# દારૂ વિષે.

## છંદ સોરઠા.

હલકાપણુ નીત હોય, જુઓ કહે સઘળી જગત,
કદી નથી જથો; કોઇ વઠમ કરતા દારૂણુ.

## છંદ મનહર.

પેલે દ્રવ્ય નાસ અને પછીથી કુવાસ મુખ,
ગળામાં ઉતરે છાતી વિષે દાહ થાય છે.
તે પછી નાદાની અને તે પછી બેભાની બોલે
તેના પછી દેહતણું ભાન ભુલી જાય છે
લુગડાં ઘરાણાં બને બગડે કાં ચાહ્યા જાય
મળે જો સત્રુ લાગ ઝેરનો દેવાય છે
કહે કનરાજ કાળજામાનો અંતે નાશ કરે છે
એક દારૂ પીવાથી એટલાં દુ.ખ થાય છે.

## મનહર બીજો.

બાબાપે મીલકત ભલે લાખો તણી મેલી હોય
પીસે પુત્ર તો દારૂ ન રહેશે એક વાટકી
રેવા તણા ઘરબાર એક કદી રહેશે નહીં
મરસે કુમોતે કાતો પ્રદેશમાં ભાટકી

સવારથીઆ દારૂ બન્ધુ દારૂ છુટે છુટી જાસે
નકી એનો સંબંધ સંબંધ જેવા નાટકી
રોકડા દોકડા તણા ઓકડા ન તાબે બને
ખાશ નાશકારક તમારો ખાટકી.

### મનહર ત્રીજો.

કદી ભુલાવે ભાન કદી તકરાર કરાવે
કદીક સરમ છોડી ભ્રસ્ટ બની હુકે છે
વિદ્યાને આરામ તણા કોટી ધરે કામ તણા
નીરંજન નામ તણા ચારે પહોર ચુકે છે
પુન્યનો વીનાશ કરે કોટીક કંકાસ કરે
સુખ સાતા નાશ કરે સરીરથી મુકે છે
અતી પરીતાપી છે અમાપી કષ્ટ આપી દુઃ
મદીરાં તથાપી પીવો મનુસ્યો કયાં મુકે છે.



## દારૂ પીવાથી થયેલ નુકશાનીના દાખલા તરીકે
### મનહર છંદ.

ચાવડો સામતસિંહ નીસા મહીં ટાટ બન્યો
ભાન ભુલીગયો રાજ્ય ભાણેજને દીધું છે
નીસો ઉતર્યો કે તુર્ત ઉચાટમાં ધુમ બન્યો
પાછળથી રાજ્યપાટ પાછું માગી લીધું છે
ભાણેજ મામાને હા નાં કરતાં લડાઇ બની
સાંકડા સંબંધે મામા તણું મહોત કીધું છે
કહે કનરાજ આ તે દારૂ કે કહેવાય વિષ
કીધો ઉપહાસ અને સત્યાનાશ કીધું છે.

## બીજો દાખલો છંદ મનહર.

જુનાગઢ ભૂપે જુઓ દેશળને પાયો દારૂ
કહ્યું પ્યાલો પાયી આવો તમો તણી મામીને
જનાનામાં ભાણેજ ને મામી નીસે ભુલ્યા ભાન
જોઇ ભૂપે માંડ છોડ્યો હત્યા ભય પામીને
ભાણેજ મામાના શત્રુ સિધ્ધરાજ સાથે મળ્યો
મોસાળ નમાવ્યું લાજ ન આવી હરામીને
એક તણું રાજ અને દેશળનું નાક કાપ્યું
કરતાં કુકાજ જુઓ દારૂ બદનામીને



## પ્રાણિઓ બીચારાં કેવાં છે તે વીષે

### છંદ મનહર

નીસ્પ્રેહી નીરદ્રોહી જંગલના વાસી પશુ
મર્યા પછી પગરક્ષ આદીકામ સારે છે
તેને ગુણ ખાવા પાપી લોક નીશે અંધ બની
માદા બચ્ચાં હોય તોય નીઃશંક થૈ મારે છે
પોતાના પુત્રાદી મરે કેવું દુઃખ લાગે અરે
પશુને વીખુટો એવો પાપી ક્યાં વિચરે છે
સિંહથી તો રાડ પાડે સસલા સુતા જગાડે
શીકારીઓ એવા અને સિંહ નામ ધારે છે



## વ્યભિચાર કરવાથી થતી નુકશાની વીષે.

### છંદ મનહર

કંત્ર હરનાર અને મન હરનાર સદા
તન હરનાર અને ધન હરનાર છે

નીતિ હરનાર રૂડી રીતીં હરનાર અને
પ્રીતિ માત તાત ભ્રાત તણી હરનાર છે
ધર્મ હરનાર શુભ કર્મ હરનાર અને
મર્મ હરનાર તેમ સર્મ હરનાર છે
કહે કનરાજ એવો વ્યભિચારી તાપે પ્યાર
ધરે નર નાર તેને ધીઃકારધીઃકાર છે



## મનહર બીજો

લાજને ખોનાર મોટા રાજને ખોનાર કામ
કાજને ખોનાર કુલ માજને ખોનાર છે
દામને ખોનાર ધરા ધામને ખોનાર ગ્રામ
ગામને ખોનાર તાલ નામને ખોનાર છે
માનને ખોનાર શાસ્ત્ર ને જ્ઞાનને ખોનાર નાક
કાનને ખોનાર પ્યારા પ્રાણને ખોનાર છે
કહે કનરાજ એવો વ્યભિચારી ! તાપે પ્યાર
ધરે નર નાર તેને ધીઃકાર ધીઃકાર છે



## મનહર ત્રીજો

અમૂલ્ય વખત બહુ મીલીયોનો ખોઇ કરી
આઠે પહોરે ઊચાટ ભરાઇ રહે અંગમાં
પછી પરનારીને મળવાના પ્રયતન કરે
છુપાઇ લુપાઇ રહે નસવું કુસંગમાં

ધામધણા દામ બહુ અકામના દેવાં જોશે
ખોશે આબરૂ ને દેશે ભરાશેજ અંગમાં
જશે જમનો માહ રહશે અપાર ત્યારે
પડશે દોઇ મુરખ પરનારી પ્રસંગમાં

## વ્યભીચારીથી થયેલ નુકશાનીના દાખલાનું વર્ણન.

### છંદ મનહર.

કીચક કુટીલમતી દ્રોપદીની પિછે દોડયો
જાહેર થતાં તે ભીમ કોપ્યો બેસુમાર
ભીમ તણો શત્રુ હીમ ખીમકો જીવતો ગયો
એવો તોત સુણ્યો તેમ દેખ્યો ન સંસારમાં
કીચક સોભાઇ તેને ભીમ કાળ ખાઇ ગયો
કહે કનરાજ એક કાચી પલવારમાં
કીચકની ફકત આસ થઇ અદમાસ તેમાં
વંશત તણો નાશ થઇ ગયો વ્યભિચારમાં

### બીજો છંદ મનહર.

ગુજરાત દેશ તણો પતી કર્ણઘેલો જુઓ
પ્રધાન પત્નિ સાથે ચડયો વ્યભિચારમાં
પ્રધાન કોપીને બાદશાહની ફોજ તેડી લાવ્યો
પડયો કર્ણઘેલો વીપતીમાં પારાવારમાં
એક સુખ લેતાતો અનેક દુઃખ આવી પોત્યા
પુત્રપુત્રી પ્રિયા પોતે રઝળ્યો કાન્તારમાં
કહે કનરાજ રાજ્ય પાટ તણો દાટ વાળ્યો
ચડયો જો કુઘાટ પરનારી તણા પ્યારમાં.

### ત્રીજો છંદ મનહર.

ઇંદ્ર ચંદ્ર બંને દેવો કેવા બળવાન હતા
રમવા ગયા જાર નાર ગૌતમના રંગમાં
ગૌતમને જાણ થતા મૃગાંકને શ્રાપ મળ્યો
ક્ષય રોગે ઘેરી લીધો હીણ થયો અંગમાં
ઇંદ્રતણા અંગ માંહે હજારતો ભગ થયા.
અતી પસ્તાણો પાપી પછીથી અનંગમાં
દાખલા વિચારી એવા આખલા બનોના કામી
પડો નહી કોઇ પરત્રિયાનાં પ્રસંગમાં.



### દોહા.

કરણ રાજ ખોનાર કુણ કુણ કીચક હણનાર
ઇંદ્ર ચંદ્ર દુખદાય કુણ ફકત એ કે વ્યભિચાર



## અફીણ ખાવાથી થએલ નુકશાનીના દાખલાનું વર્ણન.

### છંદ મનહર.

બસે વરસ પહેલા એક ઇડરનો રાજા હતો
પ્રેમ ધરી અફીણનો બંધાણી પોતે થીયો
સીકારનો સોખી પોતે કદી ભુલી જવાય તો
ઝાડમાં અફીણ રાખો હુકમ એવો કીયો
ખડીઆ દાબલી આદી અનેક ઠેકાણે રાખ્યું
તોય પણ એકદી એવો સમો આવી ગયો
નોકરોથી જુદો પડીયો એકલે ઘોડે રીયો તીઝ।
માવા વીના અહો પગ ધરડી મરી ગયો



## બીડી પીવાથી થતા ખર્ચ વીશે વર્ણન.

### છંદ મનહર.

એક જણ પ્રતી પીએ બીડી કદી વીશ નીત્ય
સાંજ ને સવારનેય પૈસો રોજ થાયછે
ત્રીસ દીના ત્રીસ અને બે પૈસાના બાકસોથી
એક માસે અર્ધો બાર માસે ૭ ગણાય છે
સારા હિન્દુસ્થાન તણી વસ્તિ ત્રીસ ક્રોડ તણી,
તેમાં પંદર ક્રોડ સ્ત્રીઓ બાદ થાય છે.
બ્રાહ્મણાદી નીરવ્યસની બે ક્રોડ બાદ તેમાં,
બીડીનાં બંધાણી તેર ક્રોડ થાય છે.

### છંદ મનહર.

ઉપલી કવિતા માંહી હિસાબ ગણાવ્યો છે તે,
સારી રીતે સરવ જણાથી સમજાય છે.
એકજ બંધાણી તણા એકજ વરસ માંહી,
બીડીના ખરચના ૭ રૂપીયા થાય છે.
ત્રીસ ક્રોડ વસ્તિ હિન્દ તેર ક્રોડ વ્યસની,
તેને છએ ગુણતા રકમ એ દેખાય છે.
અઠોતેર ક્રોડ રૂપિઆનું ખરચ નાહકનું,
દર વરસે કેનું હિન્દને દુઃખદાય છે.



### દરેક વ્યસનનું ખરચ પત્રક પ્રથમ દારૂ વીષેનું

### છંદ મનહર.

સરેરાસ સોયે દસ દારૂના પીનારા જણ.
એકેકને દસ ખર્ચ બાર માસે થાય છે.

દાયેદાયે સોને ખર્ચ સો જણાને માથે સાનું,
ગુણાકાર રીતે જણે રૂપીઓ ગણાય છે.
ત્રીસ ક્રોડ વસ્તિ હિન્દ પંદર ક્રોડ નર વર્ગ,
પંદરરે કરોડ એ મેળીલે પાંચ થાય છે.
કહે કનરાજ વીસ ક્રોડ ખર્ચ દારૂ વ્યર્થ,
દર વરસે હિન્દને કો કેવુ દુઃખદાય છે.

---

### માંસ ખરચ પત્રક.

#### છંદ મનહર

સોયે વીસ જણ માંસ ખાનાર છે સરેરાશ,
અનુમાને તેને દશ તણુ વરસ ખાય છે.
ગુણાકાર કરતાં સો જણ પ્રતી બસે ખર્ચ,
એક જણ પ્રતી બબે રૂપિયા ગણાય છે.
પંદર ક્રોડ પુરૂસ છે વર્ગ હિન્દ માંહે,
મેળીલનું પાંચ ક્રોડ ન્યારૂજ ગણાય છે.
અંક ક્રોડ પાંત્રીસનુ ખર્ચ કનરાજ કહે,
દર વરસે હિન્દને કો કેવુ દુખદાય છે.



### અફીણ ખરચ વીષે.

#### છંદ મનહર

અફીણ ખાનારા સોયે દસ જણ સરેરાસ,
સાધારણ લોકો રૂપિયાનુ માસે ખાય છે.
જે ઠેકાણે ગ્રાસદાર વાપરે વિશેષ તીઆં.
અનુમાને પચીસનનું અફીણ ગણાય છે.

વ્હેં ઘટ કાપી હિન્દ વસ્તિને ગુણતા તેને,
પાંત્રીસ કરોડને પચાસ લાખ થાય છે.
કહે કનરાજ કવિ અફીણનું ખર્ચ ઓહો,
દર વરસે હિન્દને કો કેવું દુઃખદાય છે.

# નવરત્ન દરબાર.

જગયાત્રાળુ સમા ભમતા ભમતા એક કવિરાજ, વાઉછાંટ કેવડાપાન સરિખડા, અગ્નિવર્ણા, શાહસભામાં પધારે છે. સભામં. પની મધ્યમાં પધાર્યે મસ્તકેથી પાઘ ઉતારી શાગીર્દને સોંપે ; હૈયે જમણો હાથ નાખી શિર ઝુકાવી નમન નમે છે.

**કવિરાજ.** ગગન અન્ધારાં ઘોર
જમના થઇ જગ અવતર્યાં;
અકબર ઉગમતે પ્હોર
અવની ઉજિયારાં કર્યાં.

**અકબરશાહ:** પધારો, કવિરાજ !

**કવિરાજ:** જ્યહાં શારદના સન્માન,
કવિઓનાં ત્ય્હાં પધારવાં જ છે ને, ભા !
રાવ, રાણા કે બાદશાહ:
કવિ કે બીજે હાથી ક્યહાં પરવરશે ?

**રાજા બીરબલ:** કવિરાજ કારમાક છે, જહાંપનાહ !

**અબુલફઝલ:** પણ રાજસભામાં, કવિરાજ !
ઉઘાડે માથે નમન શાનાં ?

**કવિરાજ:** મસ્તક મ્હારૂં છે તે નમ્યું,
પાઘ પરાયો છે તે ન નમ્યો.

**ખાનખાનાન:** निरंकुशाः कवयः
બાદશાહને મન કવિઓનાં છે બહુમાન.

કવિઓ એટલે દેવનાં બુલબુલો.
બાદશાહનું નહિ કવિરાજ !
આ તો છે રાજસભાનું અપમાન.

કવિરાજ: એ પાઘ ન નમે, ભા ! ન નમે.
સૂરજ ડગે, મેરુ ચળે,
કે મગ મરડે હિમવાન,
પણ એ પાઘ ન નમે.
એ–એ ! અપમાન થાવા ન દેવાં
એ ય છે મ્હોટપ ને બહુમાન.
એ પાઘ છે મહારાણાજીનો.
એક વેળા હદ–બેહદના રાણોજી રીઝ્યા,
એકલીંગજીને સમર્પિત મસ્તકશિખરેથી ઉતાર્યો,
ને આ મસ્તકે ધરાવ્યો એ પાઘ.
મહારાણાજીનો પાઘ ન નમે
બાદશાહી રાજદરબારમાં
હિમાળાનું શિખર નમે
તો રાણા પ્રતાપનો પાઘ નમે.

[ રાજસભા સ્હની શમશમાકાર સમી થંભે છે. જાણે તોફાન પહેલાંનો પ્રશાન્ત સાગર. સહુ ચિન્તવે છે કે બાદશાહી રાજસભાનાં આવા અપમાનથી અકબરશાહ શું કહેશે કે કરશે ?

ક્ષણેક–બે ક્ષણેકમાં કમળપુષ્પાળો બાદશાહી હાથ ઉપડે છે. સહુ ધારે છે શાં યે ફરમાન થશે. મુગટમાંથી શાહેનશાહ શિરપેચ ઉતારે છે. ]

અકબરશાહ: કવિઓ તો છે અક્ષરના ઉપાસક:
દુનિયા છે ક્ષરને ભોગવનારી.
અટંકા ક્ષત્રિયોના અટંકા છો રાજકવિ.

રાઝી છું, નવાજું છું, કવિરાજ !
લ્યો આ બાદશાહી શિરપેચ.
રાણાજીના પાઘને નથી નમાવતા;
બાદશાહતના શિરપેચનાં યે
કરજો એવાં જીવાળી શાં જતન.

**કવિરાજ:** [ વિનયથાળ શી હાથેળીમાં શિરપેચને ઝીલીને ]
મ્હારો એક છે પ્રશ્ન, મહારાજ !
અકબરશાહના નવરત્ન દરબારને,
દાનિશમન્દો ને દૂર અન્દેશોની આ રાજસભાને.

**અકબરશાહ:** ફરમાવિયે, કવિરાજ !

**કવિરાજ:** નજીવો છે. પણ રસશાસ્ત્રનો છે:
મસ્તક વધે, કે હ્રદય ?
[ રાજસભા ઘડીક ચિન્તનલહરે ચ્હડે છે. ]

**તાનસેનજી:** કવિરાજને તો પ્રશ્નજ ન હોય એ.
શ્રુતિવાક્ય છે **रसो वै सः**
કવિઓને તો રસરાજ છે સર્વોપરી.
ને હૈયામાં છે રસના રાજમહેલ.

**અબુલ ફ્ઝલ:** ખૂબ કીધી પણ એકતરફી.
સંગીતરાજ ! અર્થ વધે કે આલાપધારી ?
અર્થવિહોણાં આલાપનાં સ્વરસંગીત,
ને અર્થભર્યાં ગૌરવવન્તાં વ્યંજનસંગીત:
એમાં કોણ વધે ? તાનસેનજી !
ને અર્થના રાજમહેલ છે મસ્તકમાં.

અપૂર્ણ

નાનાલાલ દલપતરામ કવિ



# ભોગી, યોગીનો સંવાદ.

ભોગી:—સંસાર બન્ધો સુવિચાર સિન્ધો,
સુગંધમીની યદિ આપ ચાહે,
તો આપ મેરા યહ પુષ્પસાર,
સ્વીકાર કીજે કૃપયા અવશ્ય; ૧

યોગી:—નિરિચ્છ ઘ્રાણેન્દ્રિય હૈ હમારી,
સુગન્ધકી ચાહ હયે નહિ હૈ,
ઇસી લીયે ગન્ધ સમેત પૃથ્વી,
સ્વયં હુઇ હૈ વશમેં હમારે; ૨

ભોગી:—જો આપ ચાહેં કિ વિશાદહારી,
સુસ્વાદ કોઇ રસ પ્રાપ્ત હોવે;
તો આપ સ્વીકાર અવશ્ય કીજે,
વિશુદ્ધ દ્રાક્ષ રસ જો યહાં હૈ; ૩

યોગી:—લોભી નહીં હૈ રસના હમારી,
હમે સુદ્રોદક ભી સુધા હૈ;
ઇસી લીયે સ્વાદ સમેત પાની,
સ્વયં હુએ હૈં વશમે હમારે; ૪

ભોગી:—જો આપ ચાહેં સ્વદેશ હિયે,
વિદેશકે જંગમ દ્રશ્ય દેખે;
તો દેખીયે બાયસકોપ લીલા,
હોતી યહાં હૈનિત જો નીશામે. ૫

યોગી:—નિર્લિપ્ત હૈં લોચન ભી હમારે,
હયે નહિ કૌતુક-દ્રશ્ય ભાતે,
ઇસી લીયે રૂપ સમેત તેજ,
સ્વયં હુવા હે વશમેં હમારે. ૬

ભોગી:—હૈ ગ્રીષ્મકે યે દિન તાપકારી,
તપા હુઆ ભૂતલ હે તવા–સા;
જો વાયુકા સેવન આપ ચાહે,
તો હૈ યહાં પ્રસ્તુત વાયુ પાન: ૭

યોગી:—વિલાસીની હૈ ન ત્વચા હમારી,
નિરોધતે હૈં હમ પ્રાણ–વાયુ;
ઇસી લીયે સ્પર્શ સમેત વાયુ,
સ્વયં હુયા હૈ વશમેં હમારે, .

ભોગી:—જો આપ ચાહેં કિ વિનોદકારી,
સુનેં કહિ ગાન સુગાયકોંકે,
તો મન્દિરોમેં જબ રાસલીલા,
યોગી કહુંગા તબ આપસે મૈં: ૯

યોગી:—હૈ કર્ણ ભી નિસ્પૃહ હી હમારે,
હૈ શબ્દ સારે હમકો સમાન;
ઇસી લીએ શબ્દ સમેત વ્યોમ,
સ્વયં હુયા હૈ વશમે હમારે: ૧૦

ભોગી:—નિષ્કામતા હી યદિ યોગ્ય હોવે,
તો ભૂમિમે ક્યાં નર બિજ બોવે,
હૈ ત્યાગતે જો સુખ વાસના એં,
પાતે સ્વયં હૈ નિત્ત યાતના એં; ૧૧

યોગી:—જો ચાહતેહો સુખશાન્તિ પાવેં,
દુઃખાર્ત હોકે જગસે ન જાવે;
તથા વૃથા જીવન કો ન ખોવે,
વેશ્યામેં ભી વિષયિ ન હોવે; ૧૨



# ક્ષમાપનાનો પાઠ.

હે ભગવાન હું બહુ ભુલી ગયો, મેં તમારા અમુલ્ય વચનો લક્ષમાં લીધા નહીં, તમારા કહેલા અનુપમ તત્વનો મેં વિચાર કર્યો નહીં. હે ભગવાન હું ભુલ્યો–આથડયો, અનંત સંસારની વીટંબનામા પડયો છું, હું પાપી છું, મારાથી અજ્ઞાનતામાં ઘણા પાપ થાય છે. પણ હે કૃપાળુ તેં મારા કૃત્ય સામું ન જોતાં તારી દયાળુ બુદ્ધિથી તે પાપો માફ કર અને હવે હું તમારૂં અને તમારા ધર્મનું તથા સત્ પુરૂષોનું શરણ ગ્રહું છું અને મારી કાયમ સદ્બુદ્ધિ રહે તેમ ઇચ્છું છું. જેથી નિરવીકાર, સહજાનંદ સ્વરૂપની પ્રાપ્તિ થાય. ॐ शांति

## अनुपुर्वि.

જ્ઞાન દર્શન ચારિત્ર તપ એ ચાર પદની અનુપૂર્વી ગણવાની સમજ નિચે પ્રમાણે.

જ્યાં ૧ હોય ત્યાં નમો નાણસ્સ.
જ્યાં ૨ હોય ત્યાં નમો દંશણસ્સ.
જ્યાં ૩ હોય ત્યાં નમો ચરીતસ્સ.
જયા ૪ હોય ત્યાં નમો તવસ્સ.

કોઠો ૧ લો

| | | | |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૧ | ૩ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૪ |

કોઠો ૨ જો.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૧ |

| કોઠો ૩ જો. | | | |
|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૨ |

| કોઠો ૪ થો. | | | |
|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૧ | ૪ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૩ |

આ અનુપુર્વીના ચારજ કોઠા થાય છે.

## आनुपुव्वि.

જ્યાં ૧ હોય ત્યાં નમો અરીહંતાણં કહેવું.
જ્યાં ૨ હોય ત્યાં નમો સીદ્ધાણં કહેવું.
જ્યા ૩ હોય ત્યાં નમો આયરીયાણં કહેવું.
જ્યાં ૪ હોય ત્યાં નમો ઉવઝ્ઝાયાણં કહેવું.
જ્યાં ૫ હોય ત્યાં નમો લોએ સવ્વસાહુણં કહેવું.

## ચોપાઇ તથા દોહરા.

આણુપૂર્વિ ગણજો જોય, છમાસી તપનું ફળ હોય;
સંદેહ નવ આણો લગાર, નિર્મળ મને જપો નવકાર. ૧
શુદ્ધ વસ્ત્રે ધરી વિવેક, દીન દીન પ્રત્યે ગણવી એક;
એમ આણુપૂર્વિ જે ગણે તે પાંચમેં સાગરનાં પાપને હણે.

એક અક્ષર નવકારનો શુદ્ધ ગણે જે સાર,
તે બાધે શુભ દેવનું, આયુષ્ય અપરમપાર. ૧
ઓગણીશ લાખ ત્રેસઠ હજાર; બસેં બાસઠ પળ;
ત્યાંસુધી તે ભોગવે, નવકાર મંત્રનું ફળ. ૨
અશુભ કર્મકે હરણકું, મંત્ર બડો નવકાર.
બાંણી દ્વાદશ અંગમે, દેખલીયો તત્વસાર.
મંગલં ભગવાન્વીરો, મંગલં ગૌતમ પ્રભુ;
મંગલં સ્થુલી ભદ્રાદ્યા, જૈન ધર્મોસ્તુ મંગલં. ૧

કોઠો ૧ લો.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

કોઠો ૨ જો.

| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

કોઠો ૩ જો

| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

કોઠો ૪ થો.

| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

કોઠો ૫ મો.

| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

કોઠો ૬ ઠો.

| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

કોઠો ૭ મો.

| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

કોઠો ૮ મો.

| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

કોઠો ૯ મો.

| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

કોઠો ૧૦ મો.

| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

કોઠો ૧૧ મો.

| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

કોઠો ૧૨ મો.

| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

કોઠો ૧૩ મો.

| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

કોઠો ૧૪ મો.

| ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

કોઠો ૧૫ મો.

| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

કોઠો ૧૬ મો.

| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

કોઠો ૧૭ મો.

| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

કોઠો ૧૮ મો.

| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

કોઠો ૧૯ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

કોઠો ૨૦ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

## अथ श्री साधुवंदना प्रारंभः

નમું અનંત ચોવીશી, ઋષભાદિક મહાવિર
આરજ ક્ષેત્રમાં, ઘાલી ધર્મની શિર ૧

મહા અતુલ્યબળિ નર શૂર વીરને ધીર
તીરથ પ્રવર્તાવી, પહોત્યા ભવજળતીર ૨

સીમંધર પ્રમૂખ, જઘન્ય તીર્થંકર વીશ
છે અઢી દ્વીપમાં, જયવંતા જગદીસ ૩

એકશોને સીતેર, ઉત્કૃષ્ટ પદે જગીશ
ધન્ય મહોટા પ્રભુજી, જેહને નમાવું શિષ ૪

કેવળી દોય કોડી, ઉત્કૃષ્ટા નવ કોડિ
મુનિ દોય સહસ કોડી, ઉત્કૃષ્ટા નવ સહસ કોડિ ૫

વિચરે વિદેહે, મહોટા તપસી ઘોર,
ભાવે કરી વંદુ, ટાળે ભવની ખોડ. ૬

ચોવિશે જીનના, સઘળા એ ગણધાર;
ચૌદશેને બાવન, તે પ્રણમુ સુખકાર. ૭

જિનશાસન નાયક, ધન્ય શ્રી વીર જિણંદ
ગૌતમાદિક ગણધરે, વર્તાવ્યો આણંદ ૮

શ્રી ઋષભદેવના, ભરતાદિક સો પૂત,
વૈરાગ્ય મન આણી, સંયમ લિયો અદ્ભૂત. ૯

કેવળ ઉપરાજ્યું કરિ કરણી કરતૂત,
જિનમત દીપાવી, સઘળા મોક્ષ પહુંત. ૧૦

શ્રી ભરતેશ્વરના, હુઆ પટોધર આઠ,
આદિત્ય જશાદિક, પહોંચ્યા શિવપુર વાટ ૧૧

શ્રી જીન અંતરના, હુવા પાટ અસંખ્ય,
મુનિ મુગતે પહોત્યા, ટાળિ કર્મનો વંક. ૧૨

ધન્ય કપિલ મુનિવર, નમિ નમુ અણગાર,
જેણે તતક્ષણ ત્યાગ્યો, સહસ રમણી પરિવાર. ૧૩

મુનિવર હરિકેશી, ચિત મુનિસર સાર,
શુદ્ધ સંયમ પાળી, પામ્યા ભવનો પાર. ૧૪

વળિ ઇષુકાર રાજા, ઘેર કમળાવતિ નાર,
ભગૂને જશા, તેહના દોય કુમાર ૧૫

છયે ઋદ્ધિ છાંડીને, લીધો સંયમ ભાર,
ઇણ અલ્પકાળમા, પામ્યા મોક્ષ દુવાર ૧૬

વળિ સંયતિ રાજા, હરણ આહીડે જાય,
મુનિવર ગર્દભાળી, આણ્યો મારગ ઠાય. ૧૭

ચારિત્ર લેઇને, ભેટયા ગુરૂના પાય,
ક્ષત્રિરાજ ઋષીશ્વર, ચર્ચા કરી ચિત લાય. ૧૮

વળિ દશે ચક્રવર્તિ, રાજ્ય રમણિ ઋદ્ધિ છોડ,
દશે મુગતે પહોત્યા, કુળને શોભા ચોડ. ૧૯

ઇણુ અવસર્પિણીમાં, આઠ રામ ગયા મોક્ષ,
બળભદ્ર મુનિશ્વર, ગયા પંચમે દેવલોક. ૨૦

દશાર્ણભદ્ર રાજા, વીર વાંદ્યા ધરિ માન ॥
પછે ઈંદ્ર હટાયો, દિયો છકાય અભેદાન. ૨૧

કરકંડુ પ્રમુખ, ચારે પ્રત્યેક બુધ્ધ ॥
મુનિ મુગતે પહોત્યા, જીત્યા કર્મ મહાજોદ્ધ. ૨૨

ધન્ય મ્હોટા મુનિવર, મૃગાપુત્ર જગીશ,
મુનિવર અનાથી, જીત્યા રાગ ને રીશ. ૨૩

વળિ સમુદ્રપાળ મુનિ, રાજીમતિ રહનેમ,
કેશીને ગોતમ, પામ્યા શિવપુર ક્ષેમ. ૨૪

ધન્ય વિજયઘોષમુનિ, જયઘોષ વળિ જાણુ,
શ્રી ગર્ગાચારજ, પહોત્યા છે નિરવાણુ. ૨૫

શ્રી ઉત્તરાધ્યયનમાં, જિનવરે કર્યાં વખાણુ,
શુધ્ધે મને ધ્યાવો, મનમેં ધીરજ આણુ. ૨૬

વળી ખંદક સંન્યાસી, રાખ્યો ગોતમ સ્નેહ,
મહાવીર સમીપે. પંચ મહાવ્રત લેહ. ૨૭

તપ કઠણુ કરીને, ઝોસી આપણિ દેહ,
ગયા અચ્યુત દેવલોકે, ચવિ લેશે ભવ છેહ. ૨૮

વળિ ઋષભદત્ત મુનિ શેઠ સુદર્શન સાર,
શિવરાજ ઋષીશ્વર, ધન્ય ગાંગેય અણુગાર. ૨૯

શુદ્ધ સંયમ પાળી, પામ્યા કેવળ સાર,
એ ચારે મુનિવર, પહોત્યા મોક્ષ મોઝાર. ૩૦

ભગવંતની માતા, ધન ધન સતિ દેવાનંદ,
વળિ સતી જયન્તિ, છોડ દિયા ઘર ફંદા. ૩૧

સતિ મુગતે પહોત્યા વળિ તે વીરની નંદ,
મહાસતી સુદર્શના, ઘણી સતિઓના વૃંદ, ૩૨

વળિ કાર્તિક શેઠે, પડિમા વહિ શૂર વીર,
જમ્યો મહોરાણીપર, તાપસ બળતી ખીર. ૩૩

પછિ ચારિત્ર લીધું, મત્રિ એકસહસ આઠ ભીર,
મરિ હુવા શક્રેંદ્ર, ચ્યવિ લેશે ભવ તીર. ૩૪

વળિ રાય ઉદાઇ, દિયો ભાણેજને રાજ,
પછી ચારિત્ર લેઇને, સાર્યા આતમ કાજ. ૩૫

ગંગદત્ત મુનિ આણુંદ, તરણ તારણ જીહાજ
કુશળ મુનિ રૂહો, દિયો ઘણાને સાજ ૩૬

ધન્ય સુનક્ષત્ર મુનિવર, સર્વાનુભૂતિ અણગાર
આરાધિક હુઈને, ગયા દેવલોક મોઝાર ૩૭

ચ્યવિ મુગતે જાશે, વળિ સિંહ મુનિશ્વર સાર
બીજા પણ મુનિવર, ભગવતિમા અધિકાર ૩૮

શ્રેણિકનો બેટો મોટો મુનિવર મેઘ
તજી આઠ અંતેઉરિ, આણ્યો મન સવેગ ૩૯

વીરપે વ્રત લેઇને બાધી તપની તેગ
ગયા વિજય વિમાને, ચ્યવિ લેશે શિવ વેગ ૪૦

ધન્ના થાવર્ચા પુત્ર, તજી બત્રીશે નાર
તેની સાથે નીકળ્યા, પુરુષ એક હજાર ૪૧

શુકદેવ સન્યાસી એકસહસ શિષ્ય લાર
પંચશયશુ શેલક, લીધો સંયમભાર ૪૨

સર્વ સહસ અઢાઇ, ઘણા જીવોને તાર
પુંડગિરી ઉપર, કિયો પાદોપગમન સાથાર ૪૩

આરાધિક હુઇને, કીધો એવો પાર
એહવા મોટા મુનિવર, નામ લિયા નિસ્તાર ૪૪
ધન્ય જિનપાળ મુનિવર, દોય ધનાવા સાધ
ગયા પ્રથમ દેવલોકે, મોક્ષ જાશે આરાધ ૪૫
મલ્લિનાથનાછમિત્ર, મહા બળ પ્રમુખ મુનિરાય
સર્વે મુગતે સિધાવ્યા, મહોટી પદવી પાય ૪૬
વળિ જિતશત્રુ રાજા, સુબુદ્ધિ નામે પ્રધાન
પોતે ચારિત્ર લેઇને, પામ્યા મોક્ષ નિધાન ૪૭
ધન્ય તેતળિ મુનિવર, દિયો છકાય અભેદાન
પોટિલા પ્રતિબોધ્યા પામ્યા કેવળજ્ઞાન ૪૮
ધન્ય પાચે પાડવ, તજી દ્રૌપદી નાર
સ્થિવરની પાસે લીધો સંયમ ભાર ૪૯
શ્રી નેમિ વદનનો એહવો અભિગ્રહ કીધ,
માસ માસ ખમણ તપ શત્રુંજય જઇ સિદ્ધ ૫૦
ધર્મ ઘોષતણા શિષ્ય, ધર્મરુચિ અણગાર,
કીડિયોની કરૂણા આણી દયા અપાર. ૫૧
કડવા તુ બાનો કીધો સઘળો અહાર,
સર્વાર્થસિદ્ધ પોહોત્યા, ચ્યવિલેશે ભવપાર. ૫૨
વળિ પુડરિક રાજા, કુડરિક ડગિયો જાણુ,
પોતે ચારિત્ર લેઇને, ન ઘાલી ધર્મમા હાણુ. ૫૩
સર્વાર્થસિદ્ધ પહોત્યા, ચવિ લેશે નિર્વાણુ,
શ્રી જ્ઞાતાસૂત્રમા, જિનવરે કર્યા વખાણુ ૫૪
ગૌતમાદિક કુમર, સગા અઢારે ભ્રાત,
સર્વ અધકવિષ્ણુ સુત, મારિણિ ન્યારી માત ૫૫

તજી આઠ અંતેઉરી, કાઢી દીક્ષાની વાત,
ચારિત્ર લેઇને; કીધો મુક્તિનો સાથ. ૫૬

શ્રી અનેક સેનાદીક, છએ સહોદર ભાય,
વસુદેવના નંદન દેવકી, જાયારી માય. ૫૭

ભદ્દિલપુર નગરી, નાગ ગાહાવઇ જાણ,
સુળસા ઘેર વધિયા, સાંભળી નેમિની વાણ. ૫૮

તજી બત્રીસ (૨) અંતે ઉરી નીકળિયા છકાય,
નગી કુમેર સમાણા, ભેટયા શ્રી નેમિના પાય. ૫૯

કરિ છઠ છઠ પારણા. મનમેં વૈરાગ્ય લાય,
એક માસ સંથારે, મુગતિ બિરાજ્યા જાય ૬૦

વળિ દારૂક સારણ, સુમુખ દુમુખ મુનિરાય,
વળિ કુમર અનાદ્રષ્ટિ, ગયા મુગતિ ગઢમાય. ૬૧

વસુદેવના નંદન. ધન્ય ધન્ય ગજસુકુમાળ,
રૂપે અતિ સુંદર, કળાવંત વય બાળ. ૬૨

શ્રી નેમિ સમીપે, છોડયો મોહ જંજાળ,
ભિક્ષુની પડિમા, ગયા મસાણ મહાકાળ. ૬૩

દેખી સોમિલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ,
ખેરતણા ખારા, શિર ઠવિયા અસરાળ. ૬૪

મુનિ નજર ન ખંડી, મેટી મનની જાળ,
પરીસહ સહિને, મુગતિ ગયા તતકાળ. ૬૫

ધન્ય જાળી મયાળી, ઉવયાલાદિક સાધ,
સાંબને પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ સાધુ અગાધ. ૬૬

વળિ સચ્ચનેમિ દ્રઢનેમિ, કરણી કીધી વાદ,
દશે મુગતે પહોત્યા, જિનવર વચન આરાધ. ૬૭

ધન્ય અર્જુનમાળી, કિયો કદાગ્રહ દૂર,
વીરપેં વ્રત લેઇને, સત્યવાદી હુવા શૂર. ૬૮

કરિ છઠ છઠ પારણાં, ક્ષમા કરી ભરપૂર,
૭ માસની માંહી, કર્મ કિયા ચકચૂર. ૬૯

કુમર અઇમુત્તે, દીઠા ગૌતમ સ્વામ,
સુણિ વીરની વાણી, કીધો ઉત્તમ કામ. ૭૦

ચારિત્ર લેઇને, પહોત્યા શિવપુર ઠામ,
ધુર આદિ મકાઇ, અન્ત અલક્ષ મુનિ નામ. ૭૧

વળિ કૃષ્ણરાયની, અગ્રમહિષી આઠ,
પુત્ર વહુ દોયે, સંચયા પુણ્યના ઠાઠ. ૭૨

જાદવકુળ સતિયાં ટાળ્યો દુઃખ ઉચાટ,
પહોંત્યા શિવપુરમેં, એ છે સૂત્રનો પાઠ. ૭૩

શ્રેણિકની રાણી કાળિઆદિક દશ જાણુ,
દશે પુત્ર વિયોગે સાંભળી વીરની વાણુ. ૭૪

ચંદનબાળાપે સંયમ લેઇ હુવા જાણુ,
તપ કરી દેહ ઝોંશી પહોંત્યા છે નિરવાણુ. ૭૫

નંદાદિક તેરે, શ્રેણિક નૃપની નાર,
સઘળી ચંદન બાળાપે લીધો સંયમ ભાર. ૭૬

એક માસ સંથારે, પહોંત્યાં મુક્તિ મોઝાર,
એ નેવું જણાનો અંતગડમાં અધિકાર. ૭૭

શ્રેણિકના બેટા, જાળિયાદિક તેવીશ,
વીરપેં વ્રત લેઇને પાળ્યો વિશ્વાવીશ. ૭૮

તપ કઠણુ કરીને, પૂરી મન જગીશ,
દેવલોકે પહો[illegible]

કાકંડીનો ધન્નો તજી બત્રીશે નાર,
મહાવીર સમીપે, લીધો સંયમ ભાર ૮૦

કરિ છઠ છઠ પારણા, આયબિલ ઉઝિત્ત અહાર,
શ્રી વીરે વખાણ્યા, ધનધન્નો અણગાર. ૮૧

એક માસ સંથારે, સર્વાર્થ સિદ્ધ પહુંત,
મહાવિદેહ ક્ષેત્રમાં, કરશે ભવનો અંત. ૮૨

ધન્નાની રીતે, હુવા નવે સત,
શ્રીઅનુતરોવવાઇમા ભાખી ગયા ભગવંત. ૮૩

સુબાહુ પ્રમુખ, પાચ પાચશે નાર,
તજી વીરપેં લીધા પંચ મહાવ્રત સાર. ૮૪

ચારિત્ર લેઇને, પાળ્યા નિરતિચાર,
દેવલોકે પહોત્યા સુખવિપાકે અધિકાર. ૮૫

શ્રેણિકના પૌત્ર પૌમાદિક હુઆ દશ,
વીરપેં વ્રત લેઇને, કાઢયો દેહનો કસ ૮૬

સયમ આરાધી, દેવલોકમાં જઇ વશ,
મહાવિદેહ ક્ષેત્રમા મોક્ષ જાશે લેઇ જશ. ૮૭

બળભદ્રના નન્દન, નિષધાદિક હુવા બાર,
તજી પચાસ (૨) અંતેઉરિ ત્યાગ દિયો સંસાર. ૮૮

સહુ નેમિ સમીપે, ચાર મહાવ્રત લીધ
સર્વાર્થસિદ્ધ પહોત્યા, હોશે વિદેહે સિદ્ધ ૮૯

ધન્નોને શાળિભદ્ર, મુનિશ્વરોની જોડ
નારીના બંધન, તતક્ષણ નાખ્યા ત્રોડ. ૯૦

ઘર કુટુબ કબીનો, ધન કંચનની કોડ,
માસ માસ ખમણ તપ, ટાળશે ભવની ખોડ ૯૧

શ્રી સુધર્મ સ્વામીના શિષ્ય, ધન્ય ધન્ય જંબૂસ્વામ,
તજી આઠ અંતેઉરી, માત પિતા ધન ધામ. ૯૨

પ્રભવાદિક તારી, પહોત્યા શિવપુર ઠામ,
સૂત્ર પ્રવર્તાવી, જગમાં રાખ્યું નામ. ૯૩

ધન્ય ઢુંઢણ મુનિવર, કૃષ્ણ રાયના નંદ,
શુદ્ધ અભિગ્રહ પાળી, ટાળિ દિયો ભવ ફંદ. ૯૪

વળી ખંદક ઋષિની દેહ ઉતારી ખાલ,
પરીસહ સહીને, ભવ ફેરા દિયા ટાળ. ૯૫

વળિ ખંધક ઋષિના, હુવા પાંચશે શિષ્ય,
ઘાણીમાં પીલ્યા, મુગતિ ગયા તજી રીશ. ૯૬

સંભૂતિ વિજય શિષ્ય, ભદ્રબાહુ મુનિરાય,
ચૌદ પૂરવધારી, ચંદ્રગુપ્ત આણ્યો ઠાય. ૯૭

વળિ આર્દ્રકુમાર મુનિ, સ્થુળી ભદ્ર નંદિષેણ,
અરણિક અઇમુતો, મુનિશ્વરોની સેણ. ૯૮

ચોવીશે જીનના મુનિવર, સંખ્યા અઠ્યાવીશ લાખ,
ઉપર સહસ અડતાલીશ, સૂત્ર પરંપરા ભાંખ. ૯૯

કોઇ ઉત્તમ વાંચો, મોઢે જયણા રાખ.
ઉઘાડે મુખ બોલ્યાં, પાપ લાગે વિપાક. ૧૦૦

ધન્ય મરુદેવી માતા, ધ્યાયો નિર્મળ ધ્યાન,
ગજ હોદ્દે પાયો, નિર્મળ કેવળજ્ઞાન. ૧૦૧

ધન્ય આદેસરની પુત્રી, બ્રાહ્મી સુંદરિ દોય,
ચારિત્ર લેઇને, મુગતિ ગયાં સિદ્ધ હોય. ૧૦૨

ચોવીશે જિનની, વડી શિષ્યણી ચોવીશ,
સતી મુગતે પહોંચ્યાં, પૂરી મન જગીશ. ૧૦૩

ચોવીશે જિનના, સર્વ સાધવી સાર,
અડતાળીશ લાખને, આકરો શિત્તેર હજાર. ૧૦૪

ચેડાની પુત્રી, રાખી ધર્મશું પ્રીત,
રાજીમતિ વિજ્યા, મૃગાવતી સુવિનીત. ૧૦૫

પદ્માવતી મયણુરેહા, દ્રૌપદી દમયન્તિ સીત,
ઇત્યાદિક સતીયો, ગઇ જન્મારો જીત. ૧૦૬

ચોવીશે જિનનાં, સાધુ સાધવિ સાર
ગયાં મોક્ષ દેવલોકે, હૃદયે રાખો ધાર. ૧૦૭

ઇણુ અઢી દ્વીપમાં, ધરડા તપસી બાળ,
શુધ્ધે પંચ મહાવ્રત ધારી, નમો નમો ત્રણુ કાળ. ૧૦૮

એ જતિયો સતિયોનાં, લીજે નિત્ય પ્રત્યે નામ,
શુધ્ધે મને ધ્યાવો, એહ તરણુનો ઠામ ૧૦૯

એ જતિયો સતિયોશું રાખો ઉજ્વળ ભાવ,
ઇમ કહે ઋષિ જેમલ, એહ તરણુનો દાવ. ૧૧૦

સંવત અઢાર ને વરસ સાતો શિરદાર,
શેહેર ઝાલોર માંહી, એહ કહ્યો અધિકાર. ૧૧૧

॥ ઇતિ શ્રી સાધુવંદના સમાપ્તમ્. ॥





## भक्तामर स्तोत्र-वसंत तिलका छंद.

ભકતામરો લમીત તાજ મણિ પ્રભાના,
ઉદ્યોતકાર, હર પાપતમો જ્યાના,
આધાર રૂપ ભવસાગરના જનોને,
એવા યુગાદિ પ્રભુ પાદયુગે નમીને. ૧

કીધી સ્તુતિ સકલ શાસ્ત્રજ તત્વબોધે,
પામેલ બુદ્ધિ પટુથી સુરલોક નાથે;
ત્રૈલોક ચિત્તહર ચારૂ ઉદાર સ્તોત્રે,
હું એ ખરે સ્તવીશ આદિ જીનેંદ્રને તે. ૨

બુદ્ધિ વિનાય સુરપૂજીત પાદ પીઠ!
મેં પ્રેરી બુદ્ધિ સ્તુતિમાં તજી લાજ શુદ્ધ!
લેવા શિશુ વિણુ જળે સ્થિત ચંદ્રબિંબ,]
ઇચ્છા કરેજ સહસા જન કોણ અન્ય? ૩

કે'વા ગુણો ગુણનિધિ! તુજ ચંદ્રકાન્ત,
છે બુદ્ધિથી સુર ગુરૂસમ કો સમર્થ?
જ્યાં ઉછળે મગરમચ્છ મહાન વાતે,
રે કોણ તે તરિ શકેજ સમુદ્ર હાથે? ૪

તેવો તથાપિ તુજ ભકિતવડે મુનીશ!
શકિત રહીત પણ હું સ્તુતિને કરીશ;
પ્રીતે વિચાર બળનો તજી સિંહસામે-
ના થાય શું મૃગી શિશુ નીજ રક્ષવાને? ૫

શાસ્ત્રજ્ઞ, અજ્ઞ ગણીને હસતાં છતાં એ,
ભક્તિ તમારીજ મને બળથી વદાવે!
જે કોકિલા મધુર ચૈત્ર વિષે ઉચારે,
તે માત્ર આમ્રતરૂ મોર તણા પ્રભાવે. ૬

બાંધેલ પાપ જનનાં ભવ સર્વ જેહ,
ત્હારી સ્તુતિથી ક્ષણમાં ક્ષય થાય તેહ;
આ લોક વ્યાપ્ત નિશિનું ભમરા સમાન-
અંધારૂં સૂર્ય કિરણેથી હારય જેમ. ૭

માનીજ તેમ સ્તુતિ નાથ ! તમારી આ મેં,
આરંભી અલ્પમતિથી પ્રભુના પ્રભાવે-
તે ચિત્ત સજ્જન હરેજયમ બિંદુ પામે-
મોતી તણી કમળ પત્ર વિષે પ્રભાતે ! ૮

દૂરે રહો, રહિત દોષ સ્તુતિ તમારી !
ત્હારી કથા પણ અહો જન પાપ હારી !
દૂરે રહે રવિ કદી તદપિ પ્રભાએ-
ખીલે સરોવર વિષે કમળો ઘણાંએ ! ૯

આશ્ચર્યના ભુવન ભૂષણ ! ભૂતનાથ !
રૂપે ગુણે તુજ સ્તુતિ કરનાર અત્ર-
તે તુલ્ય થાય તુજની ધનીકો શું પોતે-
પૈસે સમાન કરતા નથી આશ્રિતોને ? ૧૦

જો દર્શનીય પ્રભુ એકટશેથી દેખે ?
સંતોષથી નહિ બીજે જન-નેત્ર પેખે;
પી ચંદ્રકાન્ત પય ક્ષીરસમુદ્ર કેરૂં,
પીશે પછી જળનિધિ-જળ કોણ ખારૂં ? ૧૧

જે શાંત રાગ રૂચિના પરમાણું માત્ર,
તે તેટલાજ ભુવિ આપ થયેલ ગાત્ર !
એ હેતુથી ત્રિભુવને શણગાર રૂપ !
ત્હારા સમાન નહિ અન્યતણું સ્વરૂપ ! ૧૨

ત્રૈલોક સર્વ ઉપમાનજ જીતનારૂં–
ને નેત્ર, દેવ નર ઊરગ હારી તારૂં–
ક્યાં મુખ ? ક્યાં વળી કલંકિત ચંદ્રબિંબ ?
જે દિવસે પીળચટું પડી જાય ખુબ ! ૧૩

સંપૂર્ણ ચંદ્રતણી કાન્તિ સમાન તારા–
રૂડા ગુણો ભુવન ત્રૈણ ઉલંઘનારા !
ત્રૈલોકનાથ ! તુજ આશ્રિત એક તેને,
સ્વેચ્છા થકી વિચરતાં કહો કોણ રોકે ? ૧૪

આશ્ચર્ય શું પ્રભુ તણા મનમાં વિકાર–
દેવાંગના નકદી લાવી શકી લગાર !
સંહાર કાળ પવને ગિરિ સર્વ ડોલે
મેરુ ગિરિ શિખર શું કદી તોય ડોલે ? ૧૫

ધુમ્રે રહીત નહિ વાટ, ન તેલવાળો !
ને આ સમગ્ર ત્રણલોક પ્રકાશનારો !
ડોલાવનાર ગરિ વાયુ ન જાય પાસે !
તું નાથ ! છું અપર દીપ જગત્પ્રકાશે ! ૧૬

ઘેરી શકે કદી ન રાહુ ન અસ્ત થાય !
સાથે પ્રકાશ ત્રણ લોક વિષે કરાય !
તું હે મુનીંદ્ર ! નહિ મેઘ વડે છવાય !
લોકે પ્રભાવ રવિથી અદકો ગણાય ! ૧૭

મોહાંધકાર દળનાર સદા પ્રકાશી !
રાહુમુખે ગ્રસિત ના નહિ મેઘ-રાશી !
શોભે તમારૂં મુખ પદ્મ અપાર રૂપે !
જેવો અપૂર્વ શશિ લોક વિષે પ્રકાશે ! ૧૮

શું રાત્રિમાં શશિ લોકી દિવસે રવિથી !
અંધાર તુજ મુખચંદ્ર હરે પછીથી !
શાલિ સુશોભિત રહી નિપજી ધરામાં !
શી મેઘની ગરજ હોયજ આભલામાં ? ૧૯

શોભે પ્રકાશ કરી જ્ઞાન ત'મો વિષે જે,
તેવું નહીં હરિહરાદિકના વિષે તે;
રત્નોવિષે સ્ફુરિત તેજ મહત્વ ભાસે,
તેવું ન કાચ કડકે ઉજળે જણાશે. ૨૦

માનું રૂડું હરિહરાદિકને દીઠા તે !
દીઠે છતે હૃદય આપ વિષે ઠરે છે;
જોવાથકી જગતમાં પ્રભુનો પ્રકાશ,
જન્માન્તરે ન હરશે મન કોઇ નાથ ! ૨૧

સ્ત્રી સેંકડો પ્રસવતી કદી પુત્ર ઝાઝા,
ના અન્ય આપ સમ કો પ્રસવે જનેતા !
તારા અનેક ધરતીજ દિશા બધીય,
તેજે સ્ફુરીત રવિને પ્રસવેજ પૂર્વ. ૨૨

માને પરંપુરૂષ સર્વ મુનિ તમોને,
ને અંધકાર સમીપે રવિ શુદ્ધ જાણે !
પામી તને સુરીત મૃત્યુ-જીતે મુનીંદ્ર !
છે ના, બીજો કુશળ મોક્ષ તણોજ પંથ. ૨૩

તું, આદ્ય, અવ્યય, અચિંત્ય અસંખ્ય વિભુ
છે, બ્રહ્મ, ઇશ્વર, અનંત, અનંગકેતુ—
યોગીશ્વરં, વિદિતયોગ, અનેક એક,—
કહે છે, તને વિમળ જ્ઞાનસ્વરૂપ સંત. ૨૪

છો બુદ્ધિ-બોધ થકી હે સુર પૂજ્ય બુદ્ધ !
છો લોકને સુખદ-શંકર તેથી શુધ્ધ !
છો મોક્ષ-માર્ગ-વિધિ-ધારણથીજ ધાતા !
છો સ્પષ્ટ આપ પુરૂષોત્તમ સ્વામિ ત્રાતા ! ૨૫

ત્રૈલોક-દુઃખ-હર નાથ ! તને નમોસ્તુ !
તું ભૂતળે અમલ ભૂષણને નમોસ્તુ !
ત્રૈલોકનાજ પરમેશ્વરને નમોસ્તુ !
હે જીન ! શોષક ભવાબ્ધિ તને નમોસ્તુ ! ૨૬

આશ્ચર્ય શું ગુણજ સર્વ કદી મુનીશ !
ત્હારોજ આશ્રય કરી વસતા હમેશ !
દોષો ધરી વિવિધ આશ્રય ઉપજેલા,
ગર્વાદિકે ન તમને સ્વપને દીઠેલા ! ૨૭

ઉંચા અશોકતરૂ આશ્રિત કિર્ણઉંચ,
અત્યંત નિર્મળ દીશે પ્રભુ આપ-રૂપ;
તે જેમ મેઘ-સમીપે રહી સૂર્ય-બિંબ-
શોભે પ્રસારી કિરણો હણીને તિમિર. ૨૮

સિંહાસને મણિતણા કિરણે વિચિત્ર,
સોભે સુવર્ણ સમ આપ શરીર ગોર;
તે સૂર્ય-બિંબ ઉદયાચળ શિર ટોચે,
આકાશમાં કિરણ જેમ પ્રસારી શોભે. ૨૯

ધોળા ઢળે ચમર કુંદ-સમાન એવું,
શોભે સુવર્ણ-સમ રમ્ય શરીર ત્હારૂં;
તે ઊગતા શશિસમાં જળ-ઝર્ણ-ધારે;
મેરૂતણા કનકના શિર-પેંઠ શોભે ! ૩૦

દાક પ્રકાશ રવિનો શશિતુલ્ય રમ્ય ।
મોતી–સમૂહ–રચનાથી દીપાયમાન ।
એવા પ્રભુજી તમને ત્રણ છત્ર શોભે,
ત્રૈલોકનું અધિપતિપણું તે જણાવે । ૩૧

ગભીર ઉચ્ચ સ્વરથી પુરી છે દિશાયો,
ત્રૈલોકને સરસ–સંપદ આપનારો
સધ્ધર્મરાજ જયને કથનાર ખુલ્લો ।
વાગેછે દુંદુભિ નભે યશવાદી ત્હારો ૩૨

મંદાર, સુંદર નમેરુ, જ પારિ જાતે,
સંતાનકાદિ ફુલની બહુ વૃષ્ટિ ભારે
પાણી કણે સુરભિ મંદ સમીર પ્રેરે,
શું દિવ્ય વાણી તુજ સ્વર્ગથકી પડે તે । ૩૩

શોભે વિભો । પ્રસરતી તુજ કાંતિ ભારે,
ત્રૈલોકના દ્યુતિ–સમૂહની કાંતિ હારે ।
તે ઊગતા, રવિસમી બહુ છે, છતાંએ,
રાત્રિ જીતે શીતલ ચંદ્ર સમાન તેજે । ૩૪

જે સ્વર્ગ મોક્ષ સુખ માર્ગ જ શોધી આપે,
સધ્ધર્મ–તત્વ કથવે પટુ ત્રણ લોકે,
દિવ્યધ્વનિ તુજ થતો વિશદાર્થ સર્વ,–
ભાષા–સ્વભાવ–પરિણામ ગુણેથી યૂકત ૩૫

ખીલેલ હેમ–કમળો સમ કાન્તિ વાળા,
ફેલેલ નખ–તેજ થકી રૂપાળા,
એવા જીનેંદ્ર તુમ પાદ, ડગો ભરે છે ।
ત્યાં કલ્પના કમળની વિબુધો કરે છે । ૩૬

એવી જિનેંદ્ર થઇ જે વિભૂતિ તમોને,
ધર્મોપદેશ સમયે, નહિ તે બીજાને !
જેવી પ્રભા તિમિર હારી રવિતણી છે,
તેવી પ્રકાશિત ગ્રહોની કદી બની છે ? ૩૭

વ્હેતા મદે મલિન ચંચળ શિર તેવો,
ગુંજારવે ભ્રમરનાં બહુ ક્રોધી એવો;
ઐરાવતે તુલિત ઉદ્ધત હાથી સામે-
આવેલ જોઇ તુમ આશ્રિત ભો ન પામે ! ૩૮

ભેદી ગજેંદ્ર-શિર શ્વેત, રુધિરવાળા-
મોતી સમૂહ થકી ભૂમ દિપાવી એવા,-
દોડેલ સિંહતણી દોટ વિષે પડે જે,
ના તુજ પાદ ગિરિ આશ્રયથી મરે તે ! ૩૯

જે જોરમાં પ્રલયના પવને થયેલો,
ઓઠા ઉડે બહુજ અગ્નિ દવે ધીકેલો;
સંહારશે જગત સન્મુખ તેમ આવે,
તે, તુજ કીર્તન રૂપી જળ શાંત પાડે. ૪૦

જે રક્ત નેત્ર પિક-કંઠ સમાન કાળો,
ઉંચી ફણે સરપ સન્મુખ તેમ આવનારો;
તેને નિશંક જન તેહ ઉલંઘી ચાલે
ત્વં નામ નાગદમની દીલ જેહ ધારે ! ૪૧

નાચે તુરંગ ગજ શબ્દ કર મહાન !
એવું રણે નૃપતિનું બળવાન સૈન્ય;
ભદાય છે તિમિર જેમ રવિ-કરેથી,
[illegible] ૪૨

બર્છી થકી હણિત હસ્તિ રુધિર વ્હે છે;
યોદ્ધા પ્રવાહથકી આતુર જ્યાં તરે છે;
એવા યુધે અજીત શત્રુ જીતે, જનો તે-
ત્વત્પાદ પંકજ રૂપી વન શર્ણ લે જે. ૪૩

જ્યાં ઉછળે મગર મચ્છ તરંગ ઝાઝા,
ને વાડાવાગ્નિ ભયકારી થકી ભરેલા;
એવાજ સાગર વિષે સ્થિર નાવ જે છે,
તે નિર્ભયે તુજતણા સ્મરણે તરે છે. ૪૪

જે છે નમ્યા ભયદ રોગ જળોદરેથી,
પામ્યા દશા દુઃખદ આશ ન દેહ તેથી;
ત્વત્પાદ–પદ્મ–રજ અમૃત નીજ દેહે
ચોળે, બને મનુજ કામ સમાન રૂપે ! ૪૫

બેડી જડી પગથી છેક ગળા સુધીની,
તેની ઝીણી અણીથી જાંગ ઘસાય જેની;
એવા અહોનિશ જપે તુજ નામ મંત્ર,
તો તે જનો તુરત થાય રહીત બંધ ! ૪૬

જે મત્ત હસ્તિ, અહિ, સિંહ, દવાનલાગ્નિ,
સંગ્રામ સાગર, જળોદર, બંધનોથી–
પેદા થયેલ ભય, તે ઝટ નાશ પામે !
ત્હારૂં કરે સ્તવન આ, મતિમાન પાઠે ! ૪૭

આ સ્તોત્ર માળ તુજના ગુણથી ગુંથી મેં,
ભક્તિ થકી વિવિધ વર્ણ રૂપી જ પુષ્પે;
તેને જિનેંદ્ર ! જન જે નિત કંઠ નાખે,
તે માન તુંગ અવશ શુભ લક્ષ્મી પામે. ૪૮



# અમે સુધરેલો ઓલાદ !



કાળના કેટલાય થરો તળે દટાઇ ગયેલા એક સમયમાં અમારા ઘરમાં પ્રચંડ-પટારાઓના ગર્ભમાંથી પ્રમાણીક કમાઇની પીળી લક્ષ્મીની ફોરમ છુટતી. નગદ નાણુથી છલકાતા એ પટારાઓ અમે સુધરેલી ઓલાદે ભંગારના ભાવે કયારનાએ કાઢી નાંખ્યા છે. અમારા એ પટારાઓનાં સ્થાન આજે નાજુકડી તીજોરીઓએ ઘેરી લીધા છે. અને એ તીજોરીઓમાં સોના અને રૂપાની લગડીઓને બદલે અમે સુધરેલી ઓલાદે કાગળનાં પાંદડાઓ ખડકયા છે. ખાંડીને મ્હોંયે અનાજ સંઘરવાની અનપૂર્ણ સમી કોઠીઓ અમે સુધરેલી ઓલાદે કાઢી નાખી છે અને તેને સ્થાન ટીનના ડબ્લાઓ બેસાડયા છે. એ ડબ્લાઓમાં પાલી બે પાલી અનાજનાયે વાખા છે, ઘીના ગાડવા અને ગોળના માટલામાં તો અમને સુધરેલી ઓલાદને સ્વપ્ના પણ નથી. છાશના 'દહોણાં' અને દુધની તાંબડીઓમાં તો અમે સમજતા પણ નથી. અમે સુધરેલી ઓલાદ દુઝાણામાં કડાકુટ દેખીએ છીએ. પછી અમારા શૌર્ય સુકાતા જાય છે, .અમારા પ્રેમના નવરસ ઉડતા જાય છે, અમારા વીર્ય હણાતા જાય છે પણ અમને આનંદ છે. અમે 'સુધરેલી' ઓલાદ કે ઉતરેલી ઓલાદ ? **વિચાર કરશો ? છે ભેજું ? છે ફુરસદ અને દેશ દાઝ ?**

> જગમાં આવે વો જને, એક રામ દુજો દામ.
> રામ હૈ દાતા મુકિતકો, દામ સુધારત કામ ?



## સત્સંગ વિષે



તાત સ્વર્ગ અપ વર્ગ સુખ, ધરિય તુલા ઇક અંગ,
તુલૈ ન તાહિ સકલ મિલિ, જો સુખ લવ સત્સંગ; ૧

તે દિન ગયે અકારથી, સંગતી ભઈ ન સંત;
પ્રેમ વિના પસુ જીવના, ભક્તિ બિના ભગવંત; ૨

મથુરા ભાવૈ દ્વારકા, ભાવૈ જા જગન્નાથ;
સત્સંગતિ હરિભજન બિનુ, કછુ ન આવૈ સાથ; ૩

આધિમે આધિ ઘડી, આધિમે પુનિ આધ;
તુલસી સંગત સાધકી, કટૈ કોટી અપરાધ; ૪



## કવિત.

તાત મિલે પુનિ માત મિલે સુત ભ્રાત મિલે યુવતિ સુખદાઇ,
રાજ મિલે, ગજબાજ મિલે સબ સાજ મિલે મનવંછીત પાઇ;
લોક મિલે સુરલોક મિલે બિધિલોક મિલે વૈકુંઠ ઠરે જાઇ,
સુંદર સબહિ મિલે અરૂ સંતસમાગમ દુર્લભ ભાઇ;

---

તનકો જોગી સબ કરે, મનકો વિરલા કોય,
સહજે સબ સિદ્ધિ પાઇયે, જો મન જોગી હોય. ૧

હમતો જોગી મનહિકા, તનકે હે તે ઓર,
મનકો જોગી લગાવતે, દશાભઇ કછુ ઓર. ૨

ભરમ ન ભાંગ્યા જીવકા, બહુ તક ધરિયા ભેખ,
સતગુરૂ મિલિયા બાહરે, અન્તર રહિગા લેખ. ૩

ગુરૂ બડે ગોવિન્દસેં. મનમેં દેખું બિચાર,
હરિ સુમિરૈ સો વાર હૈ, ગુરૂ સુમિરે સો પાર. ૪

યહ તન બિખકી બેલરી, ગુરૂ અમૃતકી ખાન,
શિષ દીએ જો ગુરૂ મિલે, તોભી સસ્તા જાન. ૫



# અથ શ્રી ભકતામર સ્તોત્ર.

---

(વસંતતિલકા.)

**ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા, મુદ્યોતકં દલિતપાપ-તમોવિતાનમ્,**—ભક્ત એવા જે દેવતા તેમના નમેલા મસ્તકોને વિષે રહેલાં મુકુટ મણિ તેની પ્રભાઓને, ઉદ્યોતના કરનાર, તથા નાશ કર્યાં છે પાપ તથા અજ્ઞાનરૂપ અંધકારને સમુહ જેણે.

**સમ્યક્ પ્રણમ્ય જિનપાદયુગ યુગાદૌ, વાલંબનં ભવજલેપતતાં જનાનામ્ ॥૧॥**—એવા જીનેશ્વર ભગવાનના ચરણયુગલને સમ્યક્ પ્રકારે નમસ્કાર કરીને જે ચરણ યુગલ આ યુગની શરૂઆતમાં ભવરૂપી જળને વિષે પડેલા પ્રાણિઓને આલંબનભૂત છે, તેને નમસ્કાર કરીને ॥૧॥.

**યઃ સંસ્તુતઃ સકલવાઙ્મયતત્વબોધા, દુદ્દભૂતબુદ્ધિપટુભિઃસુરલોકનાથૈઃ**—જેની સ્તુતિ કરેલી છે, સમસ્ત શાસ્ત્ર તેના તત્વના જાણવા થકી, ઉત્પન્ન થઇ એવી જે બુદ્ધિ તેણે કરી કુશળ એવા દેવલોકના નાથ જે ઇન્દ્ર તેમને.

**સ્તોત્રૈર્જગત્રિતયચિત્તહરૈરૂદારૈઃ, સ્તોષ્યેકિલાહમપિતં પ્રથમં જિનેંદ્રમ્ ॥૨॥**—ત્રણ જગતના પ્રાણિઓના ચિત્તને હરણ કરનાર તથા અર્થ અને શબ્દ થકી ઉદાર એવા, તે પ્રથમ જિનેદ્ર ઋષભદેવ સ્વામિને હું પણ નિશ્ચયે સ્તવીશ–સ્તોત્રો વડે સ્તુતિ કરીશ. ॥ ૨ ॥

**બુદ્ધયા વિનાપિ વિબુધાર્ચિતપાદપીઠ, સ્તોતું સમુદ્યતમતિર્વિગતત્રપોઽહં**—પંડિતો અથવા દેવતાઓ વડે પૂજીત છે. ચરણનુ આસન જેનુ એવા હે પ્રભુ ! બુદ્ધિ વિના પણ સ્તુતિ કરવાને ઉદ્યત મતિવાળો થયો છું, તેથીજ હું લજ્જાની હરનાર વિનાનો જણાઉં છું.

બાલં વિહાય જલસંસ્થિતમિન્દુબિંબ, મન્ય: ક ઇચ્છતિ-જન: સહસા ગ્રહીતુ ॥૩॥—જળને વિષે પ્રતિ બિંબિત એવું ચંદ્રમાનું જે બિંબ તેને બાળક વિના બીજો કયો માણસ તત્કાળ ગ્રહણ કરવાને ઇચ્છા કરે ? ॥૩॥

વક્તુ ગુણાન્ ગુણસમુદ્ર શશાંકકાંતન્, કસ્તે ક્ષમ: સુર ગુરૂપ્રતિમોઽપિ બુદ્ધ્યા—હે ગુણસમુદ્ર ચંદ્રમા સરખા ઉજ્વલ ગુણોને તારા વર્ણવવાને—વર્ણન કરવાને, બુદ્ધિએ કરીને બ્રહસ્પતિ સરખા પણ કોણ સમર્થ છે

કલ્પાંતકાલપવનોદ્ધતનક્રચક્ર• કોવા તરીતુ મલમબુનિ ધિભુજાભ્યામ્ ॥ ૪ ॥—પ્રલય કાળના પવન વડે ઉછળી રહ્યા છે, મગરમચ્છના સમુહ જેને વિષે એવા સમુદ્રને બે હાથ વડે તરવાને કોણ સમર્થ થાય છે ॥ ૪ ॥

સોઽહ તથાપિ તવભક્તિવશાન્મુનીશ, કર્તું સ્તવ વિગ ત્તશક્તિરપિ પ્રવૃત્ત:—હે મુનિઓના સ્વામિ ! તો પણ તમારી ભક્તિના વશ થકી પૂર્વે કહ્યો એવો બુદ્ધિ રહિત છુ, શક્તિ રહિત છુ, તેમ છતા પણ તમારૂં સ્તવન કરવાને પ્રવૃત્ત થયો છુ.

પ્રીત્યાત્મવીર્યમવિચાર્ય મૃગો મૃગેન્દ્ર, નાભ્યેતિ કિં નિજશિશો: પરિપાલનાર્થમ્ ॥૫॥—હરણ સ્નેહે કરીને પોતાનુ બળ અણ વિચારતો થકો સિંહ પ્રત્યે પોતાના બાળકના રક્ષણ અર્થે શુ સામો થતો નથી ? ॥૫॥

અલ્પશ્રુત શ્રુતવતાં પરિહાસધામ, ત્વદ્ભક્તિરેવ મુખ રીકુરૂતે બલાન્માં—અલ્પ છે શાસ્ત્ર જ્ઞાન જેને, એ હેતુ થકી બહુ શ્રુતજનોને હાસ્ય કરવાનુ સ્થાનરૂપ એવા મને તમારી ભક્તિજ બળાત્કારે વાચાલ કરે છે

**યત્કોકિલ: કિલ મધૌ મધુરં વિરૌતિ, તચ્ચારૂચામ્રકલિકાનિકરૈક હેતુ: ॥૬॥**—જેમ ચૈત્ર માસને વિષે કોકિલ પક્ષી નિશ્ચે મધુર બોલે તેનુ કારણ એક મનોહર આમ્ર કલિકાનો સમુહ તેજ છે. ॥૬॥

**ત્વત્સંસ્તવેન ભવસંતતિસંન્નિબદ્ધં, પાપક્ષણાત્ક્ષયમુપૈતિ શરીરભાજામ્**—તમારા રૂડા સ્તવન થકી ભવની પરંપરાએ કરી બંધાયેલુ. જે દેહધારી જીવોનુ પાપ ક્ષણવારમા નાશ પામે છે

**આક્રાંતલોકમલિનીલમશેષમાશુ, સૂર્યાંશુભિન્નમિવ શાર્વરમંધકારમ્ ॥૭॥**—જેમ શીઘ્રપણે લોકમાં વ્યાપ્ત થયેલું અને ભમર સરખું કાળું એવુ. તે સમસ્ત પ્રકારે રાત્રિ સબંધી અંધારૂ સૂર્યના કિરણોથી નાશ પામે છે. ॥૭॥

**મત્વેતિ નાથ તવ સસ્તવનં મયેદં, મારભ્યતે તનુધિયાપિ તવ પ્રભાવાત્**—હે નાથ! એમ માનીને આ તમારૂં સ્તવન મારા વડે હુ જે મદ બુદ્ધિવાળો છુ તેણે આરંભ કરાય છે, તે સ્તવન તમારા પ્રભાવ થકી.

**ચેતો હરિષ્યતિ સતાંનલિનીદલેષુ મુક્તાફલદ્યુતિ મુપૈતિ નનૂદબિંદુ: ॥૮॥**—સત્પુરૂષોના ચિત્તને હરશે, જેમ કમળપત્રને વિષે પડેલુ પાણીનુ બિન્દુ મુક્તાફળની શોભા પામે છે ॥૮॥

**આસ્તાં તવ સ્તવન-મસ્તસમસ્ત દોષ, ત્વત્સંકથાપિ જગતાં દુરિતાની હંતિ**—નાશ પામ્યા છે સમગ્ર દોષ જે થકી, એવુ તમારૂં સ્તવન તો દુર રહો પરંતુ તમારા ચરિત્રની કથા જે કરવી તે જગતના લોકોના પાપને હણે છે

**દૂરે સહસ્રકિરણ: કુરૂતે પ્રભૈવ, પદ્માકરેષુ જલજાનિ વિકાશભાજિ ॥૯॥** જેમ સૂર્યતો દૂર રહ્યા, પરંતુ તેની પ્રભાજ કરે છે સરોવરાદિકને વિષે કમળોને વિકસ્વર ॥૯॥

**નાત્યદ્ભુતં ભુવન ભૂષણ ભૂતનાથ, ભૂતૈર્ગુણૈર્ભુવિ ભવંતમભિષ્ટુવંતઃ**—તે અતિ આશ્ચર્ય નથી. હે જગતને વિષે ભૂષણરૂપ હે નાથ! સત્ય એવા તમારા ગુણોએ કરિ જગતમાં તમોને સ્તુતિ કરનારા પુરૂષો.

**તુલ્યા ભવંતિ ભવતોનનુ તેન કિંવા, ભૂત્યાશ્રિતં યઇહ નાત્મસમ કરોતિ ॥૧૦॥**—તમારા સરખા થાય છે, તે સ્વામિયે કરી શું! જે સ્વામિ પોતાના આશ્રિતને સંપતિયે કરી પોતાની તુલ્ય કરતો નથી.

**દષ્ટવા ભવંતમનિમેષવિલોકનીયં નાન્યત્ર તોષમુપયાતિ જનસ્ય ચક્ષુઃ**—નિમેષ રહિતપણે કરી જોવાયોગ્યે એવા તમોને જોઇને, જોનાર લોકોના નેત્રો તમારા વિના બીજે ઠેકાણે સંતોષ પામતા નથી.

**પીત્વા પયઃ શશિકરદ્યુતિ દુગ્ધસિંધોઃ ક્ષારં જલં જલનિધેરશિતું કઇચ્છેત્ ॥૧૧॥**—ચંદ્રમાના કિરણની સરખી કાંતિવાળા ક્ષીરસમુદ્રનું પાણી પીને કયો પુરુષ લવણ સમુદ્રનું ખારૂં પાણી પીવાની ઇચ્છા કરે ॥૧૧॥

**યૈઃ શાંતરાગરૂચિભિઃ પરમાણુભિસ્ત્વં, નિર્માપિતસ્ત્રિભુવનૈકલલામભૂત**—શાંતરસના ભાવની છાયા છે જેમને વિષે એવા જે પરમાણુઓ તે વડે તમારૂં શરીર, નિર્માણ કરેલું છે. હે ત્રણભૂવનને વિષે એક આભૂષણ ભૂતઃ

**તાવંતએવ ખલુ તેપ્યણવઃ પૃથિવ્યાં, યત્તે સમાનમપરં નહિ રૂપમસ્તિ ॥૧૨॥**—તે પરમાણુઓ પણ આ પૃથ્વીને વિષે નિશ્ચે તેટલાજ છે, કારણ કે તમારા સરખું બીજું કોઇ રૂપ નથી. ॥૧૨॥

**વક્ત્રં ક્વતે સુરનરોરગનેત્રહારિ, નિઃશેષનિર્જિતજગત્રિતયોપમાનમ્**—દેવતા, મનુષ્ય, ભુવનપતિ પ્રમુખ દેવોના નેત્રોને

હરણ કરનાર તમારૂં મુખ ક્યાં જેણે ત્રણ જગતની ઉપમાનભૂત વસ્તુને સંપૂર્ણ જીતીછે

**બિંબં કલંકમલિનં ક્વનિશાકરસ્ય, યદ્વાસરે ભવતિ પાંડુપલાશકલ્પં ॥૧૩॥**—તથા ચંદ્રમાનું કલંકે કરી મલિન એવું બિંબ ક્યાં, જે દિવસના ભાગમાં ખાખરાના પાનડાં સરખું પીળું પડી જાય છે ॥૧૩॥

**સંપૂર્ણ મંડલશશાંકકલાકલાપ, શુભ્રા ગુણાસ્ત્રિભુવનં તવ લંઘયંતિ**—સંપૂર્ણ મંડળવાળા ચંદ્રમાની સમુહ સરખા, ઉજ્વળ તમારા ગુણો ત્રણ ભુવનને ઉલ્લંઘન કરે છે

**યે સંશ્રિતાસ્ત્રિજગદીશ્વરનાથમેકં, કસ્તાન્નિવારયતિ સંચરતો યથેષ્ટમ્ ॥૧૪॥**—હે ત્રણ જગતના ઇશ્વર જે ગુણો અદ્વિતીય નાથરૂપ તમોને આશ્રય કરી રહેલા છે તે સ્વેચ્છાએ વિચરતા ગુણોને કયો પુરૂષ નિવારણ કરી શકે ॥૧૪॥

**ચિત્રં કિમત્ર યદિ તે ત્રિદશાંગનાભિર્નીતં મનાગપિ મનો ન વિકારમાર્ગમ્**—એમાં શું આશ્ચર્ય છે કે દેવતાએની સ્ત્રીઓથી પણ તમારૂં, મન જરાક પણ વિકારના સ્થાનકને ન પામ્યું

**કલ્પાંતકાલમરૂતા ચલિતાચલેન કિં મંદરાદ્રિશિખરં ચલિતં કદાચિત્ ॥૧૫॥**—ચળાયમાન કર્યા છે મ્હોટા પર્વતો જેણે, એવા પ્રલય કાળના પવને કરી, મેરૂ પર્વતનું શિખર શું કદી ચળાયમાન થયું ? ॥૧૫॥

**નિર્ધૂમવર્તિરપવર્જિતતૈલપૂર: કૃત્સ્નં જગત્ત્રયમિદં પ્રકટીકરોષિ**—ધુમ્ર અને વાટરહિત એવો, તથા ત્યાગ થયોછે સ્નેહરૂપ તેલનોપુર જે થકી એવા વળી સમસ્ત ત્રણ જગતને પ્રકાશ કરોછો એવા

**ગમ્યો ન જાતુ મરૂતાં ચલિતાચલાનાં, દીપોઽપરસ્ત્વમસિ નાથ જગત્પ્રકાશ: ॥૧૬॥**—વળી પર્વતોને ચળાયમાન કરનાર

પવનવડે પણ કદી જવા યોગ્ય નહિ (ચલાયમાન કર્યાં છે મ્હોટા પર્વતો જેણે એવા પવનોને પણ અગમ્ય.) એવા હે નાથ! જગત્પ્રકાશરૂપ તું એક વિલક્ષણ દીપક છે. ॥૧૬॥

**નાસ્તં કદાચિદુપયાસિ ન રાહુગમ્યઃ સ્પષ્ટીકરોષિ સહસા યુગપજ્જગંતિ**—જે કદી પણ અસ્ત પામતો નથી રાહુથી ગ્રસ્ત થતો નથી, સમકાલે ત્રણ જગતને સાથેજ પ્રકાશ કરે છે.

**નાંભોધરોદરનિરૂદ્ધમહાપ્રભાવઃ, સૂર્યાતિશાયિમહિમાસિ મુનીંદ્રલોકે ॥૧૭॥** જ્ઞાનાવરણાદિક વાદળના દલથી નથી રોકાયો એવો મ્હોટા છે મહિમા જેનો એવો. હે મુનીઓના ઈન્દ્ર! તમે આ લોક વિષે સૂર્યથી અધિક મહિમાવાળા છો. ॥૧૭॥

**નિત્યોદયં દલિતમોહમહાંધકારં, 'ગમ્યં' ન રાહુવદનસ્ય ન વારિદાનામ્**—નિત્ય છે ઉદય જેનો તથા નાશ કર્યો છે, મોહરૂપી મ્હોટો અંધકાર જેણે એવુ, રાહુના મુખથી તથા મેઘથી પણ અગમ્ય ગ્રસવાયોગ્ય નથી એવુ.

**વિભ્રાજતે તવ મુખાબ્જમનલ્પકાંતિ, વિદ્યોતયજ્જગદપૂર્વશશાંક બિંબમ્ ॥૧૮॥**—અતિ કાંતિવાળું તમારૂં મુખકમળ વિશેષ શોભે છે. તે જાણે કે ત્રણ જગતને પ્રકાશ આપતું વિલક્ષણ ચંદ્રમાનું બિંબ હોયની તેમ ભાસે છે. ॥૧૮॥

**કિંશર્વરીષુશશિનાન્હિ વિવસ્વતા, યુષ્મન્મુખે દુદલિતેષુ તમસ્સુ નાથ**—રાત્રિઓને વિષે ચંદ્રમાનું શું પ્રયોજન છે અને દિવસે સૂર્યનું શું પ્રયોજન છે? હે નાથ! તમારા મુખરૂપ ચંદ્રમાએ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કર્યો છે.

**નિષ્પન્નશાલિવનશાલિનિ જીવલોકે, કાર્યં કિયજ્જલધરૈર્જલભારનમ્રૈઃ ॥૧૯॥**—પાકેલાં એવાં શાલિવન તેણે કરી શોભાયમાન એવા લોકને વિષે, જળના ભારો કરી નમી ગયેલા મેઘોનું શું પ્રયોજન છે? ॥ ૧૯ ॥

**જ્ઞાનં યથા ત્વયિ વિભાતિકૃ તાવકાશં, નૈવં તથા હરિહરાદિષુ નાયકેષુ**—અનંત પર્યાયાત્મક વસ્તુઓને વિષે કીધી છે જગા જેણે, એવું જ્ઞાન જેવી રીતે તમારે વિષે શોભે છે, તેવી રીતે પોતપોતાના શાસનના નાયક હરિહરાદિક દેવોને વિષે નથી શોભતુ.

**તેજઃ સ્ફુરન્મણિષુયાતિ યથા મહત્વં, નૈવં તુ કાચશકલે કિરણાકુલેઽપિ ॥ ૨૦ ॥**—જેમ તેમ દેદીપ્યમાન મણિઓને વિષે ગૌરવ પામે છે, તેમ કાંતિએ કરી વ્યાપ્ત એવા કાચના કટકાને વિષે નથી પામતું. ॥ ૨૦ ॥

**મન્યે વરંહરિહરાદય એવ રૃષ્ટ દષ્ટેષુ યેષુ હૃદયં ત્વયિ તોષમેતિ**—હું ધારૂં છું કે હરિહરાદિક દેવો મેં દીઠા તે સારૂંજ થયું. જેમને દીઠે છતે મારૂં ચિત્ત તમારે વિષેજ સંતોષને પામે છે.

**કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્યઃ કશ્ચિન્મનોહરાત નાથ ભવાંતરેઽપિ ॥ ૨૧ ॥**—પ્રથમ દીઠેલા એવા તમોએ કરી શું થયું કે જે તમારા દર્શનથકી આ પૃથ્વીને વિષે નથી બીજો કોઇ પણ દેવ હે નાથ! પરભવને વિષે પણ મારા મનને હરણ કરતો નથી. ॥ ૨૧ ॥

**સ્રીણાં શતાનિ શતશો જનયંતિ પુત્રાન્ નાન્યાસુતં ત્વદુપમં જનની પ્રસૂતા**—સ્રીના સેકડાઓ (સેંકડો સ્રીઓ) સેંકડા બંધ પુત્રોને જન્મ આપે છે. બીજી કોઇ તમારા માતા જેવા પુત્રને ઉત્પન્ન કરી શકતી નથી.

**સર્વા દિશો દધતિ ભાનિ સહસ્રરશ્મિં, પ્રાચ્યેવ દિગ્જનયતિ સ્ફુરદંશુજાલમ્ ॥ ૨૨ ॥**—સર્વ દિશાએ નક્ષત્રોને ધારણ કરે છે પરંતુ હજાર કિરણવાળા સૂર્યને જળહળતી કિરણની જવાળા છે જેને એવાને તો પૂર્વ દિશાજ ફક્ત ધારણ કરે છે. ॥ ૨૨ ॥

**ત્વામામનન્તિ મુનયઃ પરમં પુમાંસ, માદિત્યવર્ણમમલં તમસઃ પુરસ્તાન્**—મુનિઓ તમને મનુષ્ય એટલે નિ:કર્મા સદ્ કહે છે. અંધકારની આગળ સૂર્યસમાન કાંતિવાળા તથા નિર્મળ.

**ત્વામેવ સમ્યગુપલભ્ય જયંતિ મૃત્યું, નાન્યઃ શિવઃ શિવપદસ્ય મુનીંદ્ર પંથાઃ ॥ ૨૩ ॥** એવા તમોનેજ જાણવા થકી તે મૃત્યુને જીતે છે. હે મુનિઓના ઇંદ્ર! ઉપદ્રવરહિત એવો મોક્ષનો બીજો કોઇ માર્ગ નથી. ॥ ૨૩ ॥

**ત્વામવ્યયં વિભુમચિંત્યમસંખ્યમાદ્યં, બ્રહ્માણમીશ્વર-મનન્ત મનંગકેતુમ્**—તમોને ક્ષયરહિત, ઐશ્વર્યયુક્ત, અચિંત્ય, ગુણસંખ્યા રહિત, તથા આદ્યતીર્થંકર, બ્રહ્મરૂપ, અંતરહિત કામનો નાશ કરવાને કેતુ સરખા.

**યોગીશ્વરં વિદિતયોગમનેકમેકં, જ્ઞાનસ્વરૂપમમલં પ્રવ-દન્તિ સંતઃ ॥ ૨૪ ॥**—યોગી પુરૂષોના ઇશ્વર, સર્વ યોગના જાણનાર એકરૂપ હોવા છતાં પણ અનેક જ્ઞેયને જાણનાર હોવાથી અનેક જ્ઞાન સ્વરૂપી તથા પાપ મલરહિત સંત પુરૂષો કહે છે. ॥૨૪॥

**બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિત બુદ્ધિબોધાત્ ત્વં શંકરોસિ ભુવનત્રય શંકરત્વાત્**—હે દેવોથી અર્ચિત બુદ્ધિગત અને મનોગત પદાર્થોને જાણવાથી તમે પોતેજ બુદ્ધ છો. ત્રણ ભૂવનને સુખના કરનાર હોવાથી તમે પોતેજ શંકર છો.

**ધાતાસિ ધીર શિવમાર્ગવિધેર્વિધાનાત્, વ્યક્તં ત્વમેવ ભગવન પુરૂષોત્તમોઽસિ ॥ ૨૫ ॥**—હે ધીર! રત્નત્રય યોગરૂપ મોક્ષમાર્ગ વિધિનુ નિષ્પાદન કરવાથી તમેજ ધાતા વિધાતા છો, હે ભગવાન્! તમેજ પ્રગટપણે પુરૂષોત્તમ છો. ॥ ૨૫ ॥

**તુભ્યં નમસ્ત્રિ ભુવનાર્તિહરાય નાથ, તુભ્યં નમઃ ક્ષિતિતલા મલભૂષણાય**—ત્રણ ભુવનની પીડાને હરણ કરનાર તમોને નમસ્કાર થાઓ, પૃથ્વિતલને વિષે નિર્મળ અલંકાર રૂપ તમોને નમસ્કાર થાઓ.

**તુભ્યં નમસ્ત્રિજગત પરમેશ્વરાય, તુભ્યં નમો જિન ભવોદધિશોષણાય ॥ ૨૬ ॥**—ત્રણ જગતના પરમેશ્વર તમોને નમસ્કાર થાઓ હે વીતરાગ ભવ સમુદ્રને શોષણ કરનાર તમોને નમસ્કાર થાઓ ॥ ૨૬ ॥

**કોવિસ્મયો ઽત્ર યદિ નામ ગુણૈરશેષૈ, સત્વં સશ્રિતો નિરવકાશતયા મુનીશ**—આમા શુ આશ્ચર્ય છે સમગ્ર ગુણોએ કરી, હે મુનીઓના ઇશ્વર ! તમો નિરતરપણે આશ્રય કરાયેના છો

**દોષૈરૂપાત્તવિવિધાશ્રયજાતગર્વૈઃ સ્વપ્નાંતરેઽપિ ન કદાચદપી ક્ષિતોઽસિ ॥ ૨૭ ॥**—વિવિધ આશ્રયો થકી ઉત્પન્ન થયો જે અહકાર તે રૂપ દોષોયે કરી તમોને લોકોએ સ્વપ્નાતરમા પણ કદી દીઠેલા નથી ॥ ૨૭ ॥

**ઉચ્ચૈરશોકતરુસશ્રિતમુન્મયૂખ, માભાતિ રૂપમમલ ભવતો નિતાંતમ્**—ઉચા અશોકવૃક્ષને વિષે આશ્રય કરી રહેલુ તથા ઉચા છે કિરણો જેના એવુ તમારૂ રૂપ અત્યત નિમળ શોભે છે

**સ્પષ્ટોલ્લસત્કિરણમસ્તતમોવિતાન, બિબ રવેરિવ પયોધર પાર્શ્વવર્ત્તિ ॥ ૨૮ ॥**—તે પ્રગટ ઉચા ગયા છે કિરણો જેના તથા નાશ પમાડયો છે અધકારનો સમુહ જેણે એવુ તથા મેઘની સમીપે વર્તતા સૂર્યના બિબ જેવુ શોભે છે ॥ ૨૮ ॥

**સિહાસને મણિમયૂખશિખાવિચિત્રે, વિભ્રાજતે તવ વપુ કનકાવદાતમ્**—મણિઓના કિરણોની પક્તિઓએ કરી વિચિત્ર સિહાસનને વિષે સુવર્ણ સરખુ મનોજ્ઞ તમારૂ શરીર શોભે છે

**બિબ વિયદ્વિલસદશુલતાવતાન, તુંગોદયાદ્રિશિરસીવ સહસ્રરશ્મે ॥ ૨૯ ॥**—આકાશને વિષે ઉદ્યોતમાન કિરણોની શીખાઓનો સમુહ છે જેનો એવુ સૂર્યનુ બિબ જેમ ઉચા ઉદયાચલ પર્વતના શિખર ઉપર શોભે છે ॥ ૨૯ ॥

**કુંદાવદાતચલચામરચારૂશોભં, વિભ્રાજતે તવ વપુ: કલધૌતકાંતમ્**—મોગરાના પુષ્પ સરખું ઉજ્વલ તથા વીંઝાતા ચામરો વડે મનોહર છે શોભા જેની એવું. સુવર્ણ સરખું મનોહર તમારૂ શરીર વિશેષે શોભે છે

**ઉદ્યચ્છશાંકશુચિનિર્ઝરવારિધાર, મુચ્ચૈસ્તટં સુરગિરેરિવ શાતકૌમ્ભમ્ ॥ ૩૦ ॥**—ઉદય પામેલા ચંદ્રમાની પેઠે નિર્મળ છે નિર્ઝરણાના પાણીની ધારા જેને વિષે એવુ સુવર્ણમય જે મેરૂપર્વત તેનુ ઉચુ શિખર જેમ શોભે છે. ॥ ૩૦ ॥

**છત્રત્રયં તવ વિભાતિ શશાંકકાન્ત, મુચ્ચૈ: સ્થિતં સ્થગિતભાનુકરપ્રતાપમ્**—ચંદ્રમા સરખા મનોહર તમારા ઉપર ત્રણ છત્ર શોભે છે તે ઉચે રહ્યુ થકુ તથા ઢાંકી દીધો છે સૂર્યના કિરણનો પ્રતાપ જેણે એવુ

**મુક્તાફલપ્રકરજાલ વિવૃદ્ધશોભં, પ્રખ્યાપયત્રિજગત: પરમેશ્વરત્વમ્ ॥ ૩૧ ॥**—મોતીના સમુદની રચનાએ કરી વધી છે શોભા જેની એવુ તથા ત્રણ જગતના પરમેશ્વરને પ્રગટ કરતુ. ॥ ૩૧ ॥ ×

---

× "ક્ષેપક કાવ્યો."

ગંભીરતારરવપુરિત દિગ્વિભાગ—સ્ત્રૈલોક્યલોકશુભસંગમભૂતિદક્ષ ॥
સદ્ધર્મરાજજયઘોષણઘોષક સન્, ખે દુંદુભિર્ધ્વનતિ તેયશસ પ્રવાદી ॥૨॥
મંદારસુંદરનમેરૂસુપારિજાત સંતાનકાદિ કુસુમોત્કરવૃષ્ટિરદ્ધા ॥
ગન્ધોદબિંદુશુભમન્દમરુત્પ્રપાતા, દિવ્યા દિવ્ય 'પતતિ'તે વચસાતતિર્વા
શુભપ્રભાવલયભૂરિ વભા વિભોસ્તે ॥ લોકત્રયદ્યુતિમતા દ્યુતિમાક્ષિપન્તી ॥
પ્રોદ્યદ્ દિનાકર નિરંતર ભૂરિ સંખ્યા । દીપ્તિર્જયત્યપિ નિશામિપ સોમ સૌમ્યામ્ ॥ ૩ ॥

સ્વર્ગાપવર્ગગમમાર્ગ વિમાર્ગણેષ્ટ । સદ્ધર્મતત્ત્વકથનૈકપટુસ્ત્રિલોક્યામ્।
દિવ્યધ્વનિર્ભવતિને વિશદાર્થ સર્વ ભાષાસ્વભાવ પરિણામગુણૈ પ્રયોજ્ય

**ઉન્નિદ્રહેમનવપંકજપુંજકાંતિ પર્યુલ્લસન્નખ મયૂખ શિખાભિરામૌ**—વિકસિત સુવર્ણના નવકમળના સમુહની કાંતિયે કરી ઝળહળતા નખના કિરણોના પ્રકાશની પંકિતયે કરી મનોહર.

**પાદૌપદાનિ તવ યત્ર જિનેંદ્ર ધત્તઃ પદ્માનિ તત્ર વિબુધાઃ પરિકલ્પયન્તિ ॥૩૨॥** તમારા ચરણો જે સ્થાનને વિષે હે જિનેંદ્ર પગલા ધારણ કરે છે. તે તે સ્થાનકોને વિષે દેવતાઓ કમળની રચના કરે છે. ॥૩૨॥

**ઈત્થ યથા તવ વિભૂતિરભૂજ્જિનેંદ્ર. ધર્મોપદેશનવિધૌ ન તથા પરસ્ય**—હે જિનેંદ્ર! એ પૂર્વોકત અતિશયની સંપદા જેવી તમારી થઇ ધર્મનો ઉપદેશ કરવાના સમયને વિષે તેવી બીજા કોઇની થઇ નથી.

**યાદૃક્ પ્રભા દિનકૃત: પ્રહતાંધકારા, તાદૃક્કુતો ગ્રહગણસ્ય વિકાશિનોપિ ॥૩૩॥**—હણ્યો છે અંધકાર જેણે એવા સૂર્યની જેવી કાંતિ હોય છે. તેવી કાંતિ પ્રકાશિત થયેલા પણ ગ્રહોના સમુદાયની કયાથી હોય ॥૩૩॥

**શ્ચ્યોતન્મદાવિલવિલોલકપોલમૂલ, મત્તભ્રમદ્ભ્રમરનાદવિવૃદ્ધકોપમ્**—ઝરતા મદે કરી વ્યાપ્ત થયેલા અને ચંચળ ગંડસ્થલ તેણે કરી મદોન્મત્ત તથા અહીં તહીં ભમતા ભ્રમરાઓના શબ્દે કરી વધ્યો છે ક્રોધ જેનો એના.

**ઐરાવતાભમિભમુદ્ધતમાપતંતં દૃષ્ટ્વા ભયં ભવતિનો ભવદાશ્રિતાનામ્ ॥૩૪॥**—ઐરાવત હાથી સરખી કાંતિવાળો તથા ઉદ્ધત એવા હાથીને સામો આવતો દેખીને તમારા આશ્રિતોને ભય થતો નથી ॥૩૪॥

**ભિન્નેભકુંભગલદુજ્જ્વલશોણિતાક્ત, મુક્તાફલપ્રકરભૂષિતભૂમિભાગઃ**—ભેદેલા હાથીઓના કુંભસ્થલથી પડતા શ્વેત રક્તવર્ણવાળા રૂધિરથી ખરડાએલા મોતીનો સમુહ તેણે કરી શોભાવ્યા છે પૃથ્વીના ભાગો જેણે એવા.

**બદ્ધક્રમઃ ક્રમગતં હરિણાધિપોઽપિ, નાક્રામતિ ક્રમયુગાચલસંશ્રિતં તે ॥૩૫॥**—ફીલિતછે પાદ જેના એવો સિંહ પણ, ફાલને વિષે આવી પડેલા અને તમારા ચરણરૂપી પર્વતને આશ્રયે રહેલાને પ્રહાર કરતો નથી. ॥૩૫॥

**કલ્પાંતકાલપવનોદ્ધતવહ્નિકલ્પં, દાવાનલં જ્વલિતમુજ્જ્વલમુત્સ્ફુલિંગમ્**—પ્રલય કાળના પવને કરી જોરમાં આવેલા અગ્નિની બરોબર, જાજ્વલ્યમાન, તથા ઉંચા છે તણખા જેના, તથા ઉજ્વલ એવા વનના અગ્નિને.

**વિશ્વંજિઘત્સુમિવ સન્મુખમાપતંતં ત્વન્નામકીર્તનજલં શમયત્યશેષમ્ ॥૩૬॥**—જગતને ગળી જાય એવી ઇચ્છાવાળા અને સન્મુખ આવતા અગ્નિને. તમારા નામનું કીર્તન કરવું તે રૂપજલ, સંપૂર્ણ રીતે શમાવે છે. ॥૩૬॥

**રક્તેક્ષણં સમદકોકિલકંઠનીલં, ક્રોધોદ્ધતં ફણિનમુત્ફણમાપતંતમ્**—રાતાં છે નેત્રો જેના તથા મદોન્મત્ત કોકિલના કંઠ સરખા નીલવર્ણવાળો ક્રોધે કરી ઉદ્ધત થયેલો તથા ઉંચી કરેલી છે ફેણ જેણે એવા સર્પને ઉતાવળો સમો આવતો થકો.

**આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશંક, સ્ત્વન્નામનાગદમની હૃદિ યસ્ય પુંસઃ ॥૩૭॥**—શંકારહિત થયો થકો ચરણયુગલે કરી તે પુરૂષ ઉલ્લંઘન કરે છે, જે પુરૂષોના હૃદયમાં તારા નામરૂપી નાગદમની ઔષધી ભરેલી છે. ॥૩૭॥

**વલ્ગ-તુરંગગજગર્જિતભીમનાદ, માજૌ બલં બલવતામપિભૂપતીનામ્**—યુદ્ધ કરતા ઘોડા તથા હાથીઓની ગર્જનાએ કરી

ભયંકર શબ્દો છે જેને વિષે એવા. રણસંગ્રામને વિષે અતિ બળવાન રાજાઓનાં પણ સૈન્ય.

**ઉદ્યદ્દિવાકરમયૂખશિખાપવિધ્ધં, ત્વત્કીર્ત્તનાત્તમઈવાશુ ભિદામુપૈતિ ॥ ૩૮ ॥**—ઉદય પામેલા સૂર્યના કિરણોની શિખાઓએ કરી ભેદાએલું. જેમ અંધકાર તેમજ તમારા કીર્તનથકી તે સૈન્ય નાશ પામે છે. ॥ ૩૮ ॥

**કુંતાગ્રભિન્નગજશોણિત વારિવાહ, વેગાવતારતરણાતુરયોધભીમે**—ભાલાના અગ્રભાગે કરી ભેદાયેલા હાથીઓના રૂધિરરૂપ જળના પ્રવાહને વિષે. ઉતાવળે પ્રવેશ કરી ફરી તે તરવારને આતુર થયેલા એવા સુભટોએ કરી ભયંકર એવા.

**યુદ્ધે જયં વિજિતદુર્જયજેયપક્ષા, સ્ત્વત્પાદપંકજવનાશ્રયિણોલભંતે ॥ ૩૯ ॥**—સંગ્રામને વિષે નહીં જીતાય એવા શત્રુના વર્ગોને સંપૂર્ણ જીત્યા છે જેઓએ એવા જયને, તમારા ચરણરૂપ જે કમળોનું વન તેને આશ્રયે રહેલા પુરૂષો મેળવે છે. ॥૩૯॥

**અંભોનિધૌ ક્ષુભિતભીષણનક્રચક્ર, પાઠીનપીઠભયદોલ્વણવાડવાગ્નૌ**—સમુદ્રને વિષે જ્યાં ક્ષોભ પમાડયા છે ભયંકર મગરના સમૂહ તથા પાઠીનપીઠ નામના મત્સ્ય તેથી કરીને ભયને ઉત્પન્ન કરનારો પ્રબલ વાડવાગ્નિ છે જે સમુદ્રને વિષે.

**રંગત્તરંગ શિખરસ્થિતયાનપાત્રા, સ્રાસં વિહાય ભવતઃ સ્મરણાદ્ વ્રજન્તિ ॥ ૪૦ ॥**—ઉછળતા મોજાના શિખર ઉપર રહ્યું છે વહાણ જેનુ એવા પુરૂષો, તમારા સ્મરણથકી ભયને ત્યાગ કરીને સમુદ્રપર જાય છે. ॥૪૦॥

**ઉદ્‌ભૂતભીષણજલાદરભારભુગ્નાઃ શોચ્યાં દશામુપગતાશ્ચ્યુતજીવિતાશાઃ**—ઉત્પન્ન થયેલા ભયંકર જલોદર રોગ તેના ભારે કરી વક્ર થયા એવા, શોક કરવા યોગ્ય દશાને પ્રાપ્ત થયેલા તથા મૂકી છે જીવનની આશા જેમણે એવા,

**ત્વત્પાદપંકજરજોમૃતદિગ્ધદેહા, મર્ત્યા ભવતિ મકરધ્વજ-તુલ્યરૂપા: ॥ ૪૧ ॥** તમારા ચરણકમળની રજ રૂપ અમૃતે કરી લિપ્ત છે શરીર જેમના એવા. તે જીવો કામદેવ સરખા રૂપવાળા થાય છે ॥ ૪૧ ॥

**આપાદકંઠમુરૂશૃંખલવેષ્ટિતાંગા- ગાઢબૃહન્નિગડકોટિનિ-ઘૃષ્ટજંઘા:** પગથી તે કંઠ સુધી મોટી શાકળોએ કરી બાંધેલા છે શરીર જેમના તથા અત્યંત મહોટી બેડીઓ તેના ધારવાળા છેડાઓએ કરી સંપૂર્ણ ઘસાઇ ગઇ છે જંઘાઓ જેમની

**ત્વન્નામમંત્રમનિશં મનુજા:સ્મરંત:—સદ્ય: સ્વયં વિગત-બંધભયા ભવંતિ ॥ ૪૨ ॥** મનુષ્યો તમારા નામમંત્રનું નિરંતર સ્મરણ કરતા થકા. તત્કાળ પોતાની મેળે બંધનભયથી રહિત થાય છે ॥ ૪૨ ॥

**મત્તદ્વિપેંદ્રમૃગરાજદવાનલાહિ સંગ્રામવારિધિમહોદરબંધનોત્થમ્—**મદોન્મત હસ્તિ તથા સિંહ તથા વનનો અગ્નિ તથા સંગ્રામ તથા સમુદ્ર તથા જળોદરાદિક રોગ તથા બંધન તથા કેદખાનુ ઉત્પન્ન થયેલુ.

**તસ્યાશુ નાશમુપયાતિ ભયં ભિયેવ, યસ્તાવકં સ્તવમિમં મતિમાનધીતે ॥ ૪૩ ॥**—તે માણસનું ભય જાણે બીકથીજ હોય નહિ તેમ નાશ પામે છે, જે બુદ્ધિમાન પુરૂષ તમારા આ સ્તવનને ભણે છે ॥ ૪૩ ॥

**સ્તોત્રસ્રજં તવ જિનેંદ્ર ગુણૈર્નિબદ્ધાં, ભક્ત્યા મયા રૂચિરવર્ણવિચિત્રપુષ્પામ્—**હે જિનેંદ્ર ! તમારા ગુણરૂપ સૂત્રે કરી બાંધેલી આ સ્તોત્રરૂપ માળા ભક્તિયે કરી મારાથી ગુંથાયેલી તથા મનોહર અક્ષરરૂપ વિચિત્ર છે, પુષ્પો જેને વિષે એવી તે માળાને

**ધત્તે જનો ય ઇહ કંઠગતામજસ્રં, તં માનતુંગમવશા સમુપૈતિ લક્ષ્મી: ॥ ૪૪ ॥**—જે કોઇ માણસ આ લોકને વિષે

પોતાના કંઠમાં નિરંતર ધારણ કરે છે. માનથી ઉન્મત્ત થયેલા તે પુરૂષને અથવા તો આ સ્તોત્રના કર્તા શ્રી માનતુંગ આચાર્યને સ્વતંત્ર એવી લક્ષ્મી મળે છે એટલે તે જલદી મુક્તિ પામે છે. ૪૪

॥ ઇતિ શ્રી ભક્તામર સ્તોત્રં સંપૂર્ણઃ ॥



## ॥ અથ શ્રી ચિન્તામણી પાર્શ્વનાથસ્તોત્રં ॥

કિં કર્પૂરમયં સુધારસમયં કિં ચન્દ્રરોચિર્મયં ।
કિં લાવણ્યમયંમહામણિમયં કારૂણ્યકેલિમયમ્ ॥
વિશ્વાનન્દમયં મહોદયમયં શોભામયં ચિન્મયં ।
શુકલધ્યાનમયં વપુર્જિનપતેર્ભૂયાદ્ભવાલમ્બનમ્ ॥૧॥
પાતલં કલયન્ ધરાં ધવલયન્નાકાશમાપૂરયન્ ।
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનરશ્રેણી ચ વિસ્માપયન્ ॥
બ્રહ્માણ્ડં સુખયન્ જલાનિ જલધેઃ ફેનચ્છલાલ્લોલયન ।
શ્રી ચિન્તામણિપાર્શ્વ સંભવયશોહંસશ્ચિરં રાજતે ॥૨॥
પુણ્યાનાં વિપણિસ્તમોદિનામણિઃ કામેભકુમ્ભે શ્રણિ—
મોક્ષે નિસ્સરણિઃ સુરેન્દ્રક કરિણી જ્યોતિઃ પ્રકાશારણિઃ—॥
દાને દેવમણિર્નતોત્તમજનશ્રેણીઃ કૃપાસારિણી ।
વિશ્વાનન્દસુધાઘૃણિર્ભવભિદે શ્રી પાર્શ્વચિન્તામણિઃ ॥૩॥
શ્રી ચિન્તામણિપાર્શ્વ વિશ્વજનતાસંજીવનસ્ત્વં મયા ।
દષ્ટસ્તાત તતઃ શ્રયઃ સમભવન્નાશક્રમાચ ક્રિણમ્ ॥
મુક્તિઃ ક્રીડતિ હસ્તયો બંહુવિધં સિદ્ધં મનોવાંચ્છિતં ।
દુર્દૈવં દુરિતં ચ દુર્દિનભયં કષ્ટં પ્રણષ્ટં મમ ॥ ૪ ॥
યસ્યપ્રૌઢતમઃ પ્રતાપતપનઃ પ્રોદ્દગધામા જગ—
જ્જંઘાલઃ કલિકાલકેલિદલિનો મોહાન્ધવિધ્વંસકઃ ॥
નિત્યોદ્યોતપદં સમસ્તકમલાકેલિગૃહં રાજતે ।
સશ્રીપાર્શ્વ જનો જનોહિતકૃતે ચિન્તામણિઃ પાતુમામ્ ॥૫॥

વિશ્વવ્યાપિતમે હનસ્તિ તરણિર્બાલોપિ કલ્પાંકુરો ।
દારિદ્રાણિ ગજાવલી હરિશિશું કાટાનિ વહ્નિકણ ॥
પીયુષસ્ય લવોપિ રોગિનિવહં યદ્ તથા તે વિભો ।
મૂર્તિ:સ્ફુરર્તિમતી સતી ત્રિજગતીકષ્ટાનિ હર્તું ક્ષમા ॥૬॥
શ્રી ચિન્તામણિમન્ત્રમોંકૃતિયુતં હ્રીંકારસારાશ્રિતં ।
શ્રી મર્હંનમિઊણપાશકલિત ત્રૈલોકયવશ્યાવહમ્ ॥
દ્વેધાભૂતવિસાપહં વિષહર શ્રેય પ્રભાવાશ્રયં ।
સોલ્લાસ વસહાંકિતં જિનફુલ્લિંગા–નન્દં દેહિનામ્ ॥૭॥
હ્રીંશ્રીંકારવર નમોક્ષરપરં ધ્યાયન્તિ યે યોગિનો -
હત્પદ્મે વિનિવેસ્ય પાર્શ્વમધિપ ચિન્તામણિસંજ્ઞકમ્ ॥
ભાલે વામભુજે ચ નાભિકરયોર્ભૂયો ભુજે દક્ષિણે ॥
પશ્ચાદષ્ટદલેષુ તે શિવપદ દ્વિત્રૈર્ભવૈર્યાન્ત્યહો ॥૮॥
ના રોગા નૈવ શોકો ન કલહકલના નારિમારિપ્રચારો–
નૈવાધિર્નાસમાધિર્નચ દરદુરિતે દુષ્ટદારિદ્રતા નો ॥
નો શા કિન્યો ગ્રહાનો ન હરિકરિગણા વ્યાલવૈતાલજાલા–
જાયન્તે પાર્શ્વચિન્તામણિનતિવશત પ્રાણિના ભક્તિભાજામ્ ॥૯॥
ગીર્વાણદ્રુમધેનુકુમ્ભમણયસ્યાઙ્ગણે રાઙ્ગણો–
દેવા દાનવમાનવા સાવનયં તસ્મૈ હિતધ્યાયિન. ॥
લક્ષ્મીસ્તસ્ય વશા વશેવ ગુણિના બ્રહ્માણ્ડસસ્થાયિની ॥
શ્રી ચિન્તામિણિ પાર્શ્વનાથમનિશં સસ્તૌતિ નો ધ્યાયતે ॥૧૦॥
ઇતિ જિનપતિપાર્શ્વ પાર્શ્વપાર્શ્વાખ્યયક્ષ
પ્રદલિતદુરિતૌઘ પ્રીણિતપ્રાણિસાર્થ : ।
ત્રિભુવનજનવાચ્છાદાનચિન્તામણિક ।
શિવપદતરૂબિજં બોધિબિજં દદાતુ ॥૧૧॥
॥ ઈતિશ્રી ચિન્તામણિપાર્શ્વનાથ સ્તોત્રં સમાપ્તમ્. ॥



जोएगं जाणइ, सो सव्वं जाणई;

जो सव्वं जाणई, सोएगं जाणई; ।

આચારાંગસૂત્ર.

જે એક આત્મ સ્વરૂપને જાણે છે તે સર્વ દ્રવ્યોને જાણે છે અને સર્વને જાણે છે તે આત્માને જાણે છે તેથીજ આત્મ સ્વરૂપ જાણવું એ જરૂરનું છે.

---

॥ वसततिलका ॥

अब्धौ विधौ वधु मुखे, फणिनां निवासे ।

स्वर्गे शुधा वसति वै, कवयो वदन्ति ॥

क्षारं त्वयं पति मृतं, गरलं निपातः ।

कण्ठे शुधा वसति, वै भगवज्जनानाम् ॥ १ ॥

# મૃત્યુ સુધારસ.

## બે દિનના મેમાન.

( કાફી )

અમે તો આજ તમારા બે દિનના મેમાન,
સફળ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન. ટેક.
આવ્યા જેમ જશું એ રીતે, સર્વે એક સમાન;
પાછા કોઇ દિને નહી મળીએ, કયાં કરશો સન્માન. અમે.
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્‌ગુણ લેજો દેજો, દુર કરી અભિમાન. અમે.
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન. અમે.
કેશવ હરિએ કરૂણા કીધી, ન ભમો ભૂલી ભાન;
તત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન. અમે.

(કેશવકૃતિ)

---

Traveller, must you go ? ( 2 )
*Is the time for your parting come ?*
Traveller, must you go ?
We have not bound your feet with our
entreating arms.

Your doors are open.
Your horse *stands* saddled at the gate.

If we have dared fo bar your passage
it was but with our songs.
Did we ever try to hold you back
it was but with our eyes.
Traveller, we are helpless to keep you.
We have only our tears.
(R. TAGORE.)

---

## મોહજાળ તોડવા વિષે.

( શાર્દુલવિક્રીડિત છંદ )

મેડી માળ મહેલ અશ્વ ગજને મુકી જવુ એકલા,
સંબંધી જનસ્વાર્થં અર્થી સઘળા અંતે રહે વેગળા;
વાડી ખેતર બંગલા બગી વળી, છાજે છજા ગોખલા,
જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા, એ ટેક ૧

ભાળી ન્યાલ થયો ભલે ભુવન તું રાચીશમાં રોજમાં;
આયુ: ચંચળ ચેતજે પળ પળે છીજે તને છોડવા;
પુત્રાદિ પરિવાર સાર સમજી શાને પડયો મોજમાં ? જાગી-૨

શી તારી અતિમંદ આ શિથિલતા મારી ગઇ છે મતી ?
ધાર્યું ધુળ થશે સહુ ખલકમાં શક્તિ કરોને છતી:
પારાધી કદી આવીને પકડશે સંતાય કયાં સોડમાં, જાગી-૩

ગાઢા બંધન પાસમાં ફસી પડયો ઉપાય શોધી કરો,
છુટો છુટી શકાય જો કળ બળે છુટે થકી છુટકો.
આજી છે હજી હાથ ઉઠ મુરખા ખામી ખરી ખોળવા,
જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા. ૪ L. L.

---

# વીર વંદન

( અમારી ગુણવંતી ગુજરાત—એ રાગ. )

જયવંતા પ્રભુ વીર અમારા, જયવંતા પ્રભુવીર;
શાસન નાયક ધીર, અમારા જયવંતા પ્રભુ વીર.
શાસ્ત્ર સરોવર સરસ આપનું, તત્વ રસે ભરપૂર;
તેમાં નાહતાં તરતાં નિત્યે શુદ્ધ થાય અમ ઉર. અમારા.
સાત્વિક ભાવે જેહ પ્રકાશ્યું, વાસ્તવિક તત્વસ્વરૂપ;
આસ્તિકતામાં રમીએ તેથી, આનંદ થાય અનુપ. અમારા.
આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યાં છે બહુ ફુલ;
સુગંધી વાયુની સરસ લહેરથી, અમે છીએ મશગુલ. અમારા.
આપ વિશાળ વિચાર ભૂમિએ, ઉગ્યાં કલ્પ અંકુર,
રસભર તેનાં ફળ ચાખીને, રહીશું આપ હજુર. અમારા.
નામ આપનું નિશદિન પ્યારૂં, રમી રહ્યું અમ ઉર;
તેની ખાતર પ્રાણ અર્પવા, અમને છે મંજુર. અમારા.
માર્ગ બતાવા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર;
અર્પણ કરીએ સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર. અમારા.
ચરણ આપનું શરણ હમારે, મરણ જન્મ ભય દુર;
રત્નચંદ્ર જેમ લોભી ચાતક, તમ દર્શન આતુર. અમારા.



# ચઉવીસથો.

## ( ચતુર્વિંશતિસ્તવઃ )

આવું ધાર્મિક વાંચવા સાંભળવાનું શરૂ કરતાં ચઉવીસથો ચાર લોગસ્સનો કાઉસગ કરી પછી વાંચવાનું શરૂ કરવુ.

Why do you whisper so faintly in my ears,
O Death, my Death ! ( 2 )

Is this how you must woo and win me with the opiate of drowsy murmur and cold kisses,
O Death, my Death ?

Will there be no proud ceremony for our wedding ?

Will you not tie up with a wreath your tawny coiled locks ?

Is there none to carry your banner before you, and will not the night be on fire with your red torch-lights, O Death, my Death ?

Come with your conch-shells sounding, come in the sleepless night.

Dress me with a crimson mantle, grasp my and hand take me.

Let your chariot be ready at my door with your horses, neighing impatiently.

Raise my veil and look at my face proudly, O Death, my Death. (R. TAGORE.)

# શ્રી રત્નકરન્ડ શ્રાવકાચાર ગ્રન્થમાં વર્ણવેલ

## શ્રી મૃત્યુ મહોત્સવ.

मृत्यु मार्गे प्रवृत्तस्य, वीतरागो ददातु मे ।
समाधि बोध पाथेयं, यावन्मुक्ति पुरी पुरः ॥ १ ॥

અર્થ—મૃત્યુના માર્ગમાં પ્રવર્તેલો મને હે વિતરાગદેવ! સમાધિ-સ્વરૂપનાં સાવધાની અને બોધ રત્નત્રયના લાભરૂપી ભાતું આપો કે, જેથી હુ નિર્વિઘ્ને મુક્તિપુરી પ્રતે પહોંચી જાઉં.

कृमिजाल सत्ताकीर्णे, जर्जरे देहपंजरे ।
भज्यमाने न भेतव्यं, यतस्त्वं ज्ञानविग्रहः ॥ २ ॥

અર્થ—હે આત્મન, કીડાઓની સેંકડો જાલોથી ભરપુર અને અહર્નિશ જીર્ણ થતા એવા દેહરૂપી પીંજરાનો નાશ થવામાં ભય ન માન. કારણ કે તારૂં પોતાનુ શરીર તો વિજ્ઞાનરૂપ છે.

ज्ञानिन् भयं भवेत्कस्मात्, प्राप्ते मृत्यु महोत्सवे ।
स्वरुपस्थो पुरंयाति, देही देहांतर स्थितिः ॥ ३ ॥

અર્થ—વીતરાગ સમ્યક જ્ઞાની ઉપદેશ કરે છે કે હે જ્ઞાની, મૃત્યુરૂપ મહાઉત્સવ પ્રાપ્ત થવામાં ભય કેમ કરો છો? કારણ કે દેહી એટલે આત્મા આપણા પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરી અન્ય દેહાદિક ગતિને પામે છે તેમાં ભયનો હેતુ શો છે ? ૩

सुदत्तं प्राप्तये यस्मात्, दृश्यते पूर्व सत्तमैः ।
भुज्यते स्वर्ग सौख्यं, मृत्युमितित्यजेत् शनैः ॥ ४ ॥

અર્થ—પૂર્વકાળમાં થઇ ગયેલ ગણધરાદિક સત્પુરૂષોના દ્રષ્ટાંતથી એમ સિદ્ધ થાય છે કે તેઓને આ ફળ દેહનો ત્યાગ કરવાથી પ્રાપ્ત

થયું છે તેમ સ્વર્ગાદિક સુખ પણ દેહનો ત્યાગ કરવા બાદ પ્રાપ્ત થાય છે તો પછી સત્પુરૂષને મૃત્યુનો ભય શાનો હોય. ૪

आगर्भात् दुःख संतप्तो, प्रक्षिप्तो देहपंजरे ।
नात्वा विमुच्यतेऽन्येन, मृत्यु मूमिपर्ति विना ॥ ९ ॥

અર્થ—આ હમારા કર્મરૂપ શતરૂએ મારા આત્માને દેહરૂપી પીંજરામાં બંધીવાન કર્યો છે; અને તે માટે જ્યારથી ગર્ભમાં ઉત્પત્તિ થઇ તે ક્ષણથીજ અહર્નિશ ક્ષુધા તૃષા રોગ વિયોગાદિ અનેક દુઃખ વડે કરી તપ્તાયમાન સ્થિતિમાં પડેલ એવો જે હું તેને આવા અનેક ભયાનક દુખોથી વ્યાપ્ત થયેલાને આવા દુઃખ રૂપ દેહરૂપી બંદીખાનામાંથી મૃત્યુના રાજા સિવાય બીજું કોણ છોડાવી શકવાને શક્તિમાન છે ? ૫

सर्वदुःखप्रदंपिंडं, दुरीकृत्यात्मदर्शिभिः ।
मृत्युर्मित्रप्रसादेन, प्राप्यते सुखसंपदः ॥ ६ ॥

અર્થ—આત્મદર્શી જે આત્મજ્ઞાની છે તે મૃત્યુનામે મિત્રના પ્રસાદથી સર્વ દુઃખને દેવાવાળો એવો જે આ દેહપીંડ છે તેને દુર છોડી સુખરૂપ સંપ્રદાયને-સંપદાને પ્રાપ્ત કરે છે.

मृत्युकल्पद्रुमेप्रासे, येनात्मार्थो न साधितः ।
निमग्नो जन्म जंजाले, सःपश्चात् किं करीष्यति ॥ ७ ॥

અર્થ—જો જીવ મૃત્યુનામ કલ્પવૃક્ષને પ્રાપ્ત કર્યા છતાં પોતાનું કલ્યાણ સિદ્ધ નહિ કરે તો પછી તે જીવ સંસારરૂપી કુવામાં ડુબ્યો થકો શું વિશેષ કરી શકશે ! ૭

जीर्ण देहादिकं सर्वं नूतनं जायते यतः ।
समृत्युः किं नमोदाय सतां सातोस्थितिर्यथा ॥ ८ ॥

અર્થ—મૃત્યુના પ્રતાપથી જીર્ણ થઇ ગયેલ દેહાદિક સર્વ છુટી જઇ નવીન દેહાદિક પ્રાપ્ત થવાથી સત્પુરૂષ મૃત્યુને એક પ્રકારનો સાતાનો ઉદય માને છે; ને તેથી જ્ઞાની પુરૂષને મૃત્યુ એ એક હર્ષને અર્થેજ છે. ૮

सुखं दुःखं सदा वेत्ति देहस्थश्च स्वयंव्रजेत् ।

मृत्युभीतिस्तदाकस्य जायते परमार्थतः ॥ ९ ॥

અર્થ—આ આત્મા દેહમાં સ્થિતિ કરી સુખ તથ. દુઃખને સદાકાળ જાણે છે અને પરલોક પ્રતિ પણ પોતેજ ગમન કરે છે તો પરમાર્થથી મૃત્યુનો ભય કોને હોય છે? ૯

संसाराशक्त चित्तानां मृत्युर्भीति र्भवेन्नृणां ।

मोदायते पुनः सोऽपि ज्ञान वैराग्य वासिनां ॥ १० ॥

અર્થ—જે જીવનું ચિત્ત સંસારના પદાર્થોમાં આસક્ત છે અને પોતાના રૂપને જે જાણતો નથી તેને મૃત્યુનું પ્રાપ્ત થવું તે ભયમય છે, પણ જે આત્મા નિજ સ્વરૂપનો જ્ઞાતા રહી અન્ય સંસારીક પદાર્થમાં વૈરાગ્યવાન છે તેને મૃત્યુનું પ્રાપ્ત થવું એ એક હર્ષનું નિમિત્ત છે. ૧૦

पुराधीशो यदायाति सुकृतस्य बुभुत्सया ।

तदा सौवार्यते केन प्रपंचैं पंच भौतिकैः ॥ ११ ॥

અર્થ—જે કાળે આ આત્મા પોતાના કરેલ કર્મની ભોગવવાની ઇચ્છા કરી પરલોક ગમન કરે છે તે કાળે પંચભુત સંબંધી દેહાદિક પ્રપંચવડે એને રોકી શકવા કોણ સમર્થ છે! ૧૧

मृत्यु काले सतां दुःख प्रभवेत् व्याधि संभवे ।

देहमोह विनाशाय मन्येशिव सुखाय च ॥ १२ ॥

અર્થ—મૃત્યુ સમયે પૂર્વકર્મના ઉદયથી રોગાદિક વ્યાધિઓથી

ઉત્પન્ન થયેલ દુઃખો સત્પુરૂષોને દેહને વિષે મોહ બુદ્ધિનો નાશ કરવાને અર્થે અને નિર્વાણપદની પ્રાપ્તિ અર્થે હોય છે. ૧૨

ज्ञानीनोभृततुल्यायमृत्युस्ताप करोपिसन् ।
आमकुंमस्यलोंकेस्मिन् भवेत्याकविधिर्यथा ॥ १३ ॥

અર્થ—જો કે જ્ઞાનહિણ અજ્ઞાન મનુષ્યને તો આ જગતમાં મૃત્યુ તાપરૂપ દુઃખમય અનેક પ્રકારના આતાપ કરાવવાવાળું છે પરંતુ સમ્યક જ્ઞાની પુરૂષને તો એ મૃત્યુ અમૃત તુલ્ય નિર્વાણ પદને પ્રાપ્ત કરાવવાને અર્થે છે. જેમ એક કાચો માટીનો ઘડો અગ્નિમાં પકાવ્યા બાદ અમૃતરૂપ જલ ધારણ કરી શકે છે પણ જો તેને એકવાર પણ અગ્નિમાં પકાવેલ ન હોય તો જલ ધારણ કરવા અસમર્થ છે, એટલે કે જો એકવાર પણ તે માટીનો કાચો ઘડો અગ્નિવડે પકવેલ હોય તો પછી લાંબો કાળ જલનો સંસર્ગ રાખવા શક્તિમાન થાય છે તેમ મૃત્યુના અવસરે આ તાપ સમભાવે કરી એકવાર જો સહન કર્યા જાય તો જીવ અવશ્ય નિર્વાણ પદની પાત્રતા મેળવી શકે. ૧૩

यत्फलं प्राप्यते सद्भिः व्रतायसविडंबनात् ।
तत्फलं सुख साध्यं स्यात् मृत्युकाले समाधिना ॥ १४ ॥

અર્થ—મોટા મોટા ખેદવડે કરીને વ્રત ઉપાર્જન કરી જે ફળ સત્પુરૂષો પ્રાપ્ત કરે છે તેજ ફળ મૃત્યુના અવસરે થોડો પણ કાળ શુભ ધ્યાન સહવર્ત્તમાન સમાધિ મરણ કરે તો સુખવડે સાધી શકાય છે. ૧૪

अनार्त शांतिमान् मर्त्यो नतिर्यक नापि नारकः ।
धर्मध्यान सदामुक्तो मृत्योनीत्यं महेश्वरः ॥ १५ ॥

અર્થ—જે જીવનું મરણ સમયે આર્ત એટલે દુખ રૂપ પ્રણામ ન હોય અને શાંતિમાન એટલે રાગદ્વેષથી રહીત સમભાવરૂપ ચિત્ત હોય તે

જીવ તિર્યંચ વા નારકી પર્યાયમાં દેહ ધારણ ન કરે. અને જો જીવ ધર્મ ધ્યાન સહવર્તમાન અનશન વ્રત ધારણ કરી મરણ કરે તો તે સ્વર્ગલોકમાં ઇંદ્ર બની મહર્ધિ થાય પણ અન્ય કનિષ્ટ પર્યાય ધારણ ન કરે એવો નિયમ છે. ૧૫

तत्पस्यच तपश्चापि पालितस्यव्रत स्यच ।
पठितस्य श्रुतस्यापि फलं मृत्यु समाधिना ॥ १६ ॥

અર્થ—તપનો સંતાપ ભોગવવાનુ, વ્રતનુ પાલન કરવાનુ, તથા શ્રુતનુ પઠન કરવાનુ ફળ તો સમાધિ એટલે પોતાના આત્માની સાવધાનીપૂર્વક દેહનો ત્યાગ કરવો તે છે. ૧૬

अतिपरिचितेस्ववज्ञानवे भवेत्प्रीतिरितिहिजनवादः ।
चिरतरशरीरनाशे नवतरलाभे च किं भीरुः ॥ १७ ॥

અર્થ—લોકમાં એવી એક સાધારણ કહેવત હોય છે કે જે વસ્તુનો અતિશય પરિચય હોય અને સેવન કર્યે જાતા હોઇએ તે વસ્તુમાં કાળે કરી અવજ્ઞા અનાદરતા થઇ રૂચી ઘટી જાય છે, અને નવીન વસ્તુના સંગમમાં પ્રીતિ ઉપજે છે, આ વાત પ્રસિદ્ધ છે. માટે હે જીવ તું આ શરીરને લાંબો કાળ થયાં સેવન કર્યાં જાય છે તો હવે તેનો નાશ થતાં અને નવીન શરીરનો લાભ થવામાં ભય કેમ કરે છે. તેમાં ભય કરવો ઉચિત નથી. ૧૭

स्वर्गे दैत्य पवित्र निर्मल कुले सस्मर्यमानाजनैः ।
दत्वा भक्ति विधायिनां वहुविधं वांछानुरूपं धनं ॥ १ ॥
मुक्तां भोग महर्निशं परकृतं स्यित्वा क्षणं मंडले ।
पात्रावेश विसर्जना मित्रमृति संतो लभंते स्वतः ॥ २ ॥

અર્થ—આવી રીતે જે મનુષ્ય ભયરહિત બની સમાધિ મરણમાં

ઉત્સાહપૂર્વક આર આરાધનાને આરાધી મરણ કરે છે તે સ્વર્ગ લોક સિવાય અન્ય ગતિમાં જન્મ ધરતું નથી. સ્વર્ગમાં પણ તે મહર્ધિક દેવ થાય છે એવો નિશ્ચય નિયમ છે. વળી સ્વર્ગમાં બાંધેલ આયુષ્ય પર્યંત મહા સુખોને ભોગવી પાછો મનુષ્યલોક વિષે પુન્યરૂપ નિર્મલ કુલમાં અનેક લોકોનાં ચિંતવનરૂપ જન્મ ધારણ કરી આપના પોતાના સેવકજન તથા કુટુંબ પરિવાર મિત્રાદિ જનને નાના પ્રકારનાં વાંચ્છનાપૂર્વક ધનભોગાદિરૂપ ફલ દઇ અને પુન્યે કરી ઉત્પન્ન થયેલ ભોગોને ભોગવી આયુષ પ્રમાણ થોડા સમય પૃથ્વીમાં સંયમાદિ સહીત વીતરાગરૂપ ગ્રહણ કરી જેમ નૃત્યશાળામાં નૃત્ય કરવાવાળો પુરૂષ લોકમાં આનંદ ઉપજાવી જતો રહે છે તેમ તે સત્પુરૂષ સમસ્ત લોકમાં આનંદ ઉપજાવી સ્વયમેવ દેહનો ત્યાગ કરી નિર્વાણ પદ પ્રાપ્ત કરે છે.

## ક્ષમાપના.

"હે ભગવાન્ ! હું બહુ ભૂલી ગયો, મેં તમારાં અમુલ્ય વચનોને લક્ષમાં લીધાં નહિ. મેં તમારાં કહેલાં અનુપમ તત્વનો વિચાર કર્યો નહિં. તમારાં પ્રણીત કરેલાં ઉત્તમ શીલને સેવ્યું નહીં. તમારા કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં. હે ભવવાન્ ! હું ભુલ્યો, આથડ્યો—રઝળ્યો—અને અનંત સંસારની વિટમ્બનામાં પડયો છું. હું પાપી છું. હું બહુ મદોન્મત અને કર્મ રજથી કરીને મલિન છું. હે પરમાત્મા ! તમારાં કહેલાં તત્વો વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડયો છું, અજ્ઞાનથી અંધ થયો છું, મારામાં વિવેકશક્તિ નથી; અને હું મુઢ છું, હું નિરાશ્રિત છું, અનાથ છું. નિરાગી પરમાત્મા ! હવે હું તમારૂં તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું મારા અપરાધ ક્ષય થઇ, હું તે સર્વ પાપથી મુક્ત થઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલા પાપોનો હું હવે પશ્ચાત્તાપ કરૂં છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઉંડા ઉતરૂં છું, તેમ

તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નિરાગી, નિરવિકારી, સતચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી, અને ત્રૈલોક પ્રકાશક છો. હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું. એક પળ પણ તમારાં કહેલાં તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ ! હે સર્વજ્ઞ ભગવાન્ ! તમને હું વિશેષ શું કહું ! તમારાથી કંઇ અજાણ્યું નથી. માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું. ૐ શાંતિઃ ! શાંતિઃ ! શાંતિઃ !

## પ્રાર્થના પંચક.

### સવૈયા બત્રીસા.

સાંજ સવાર જ્વલંત બપોર જિનેંદ્ર જિનેંદ્ર જિનેંદ્ર ઉચારૂં,
ઉજ્વળ બોધક શાસ્ત્ર નિહાળી ભરૂં ઉર ને મુજ અંતર ઠારૂં;
પાપ વિકારથી રહું ડરતો, વીર ઉજ્જ્વળ રૂપ અખંડ વિચારૂં,
નિર્મળ નામ પવિત્ર પ્રભુ ! તુજ, અંતર માંહી સદાય સંભારૂં. ૧
શું હમણાં મુજને હૃદયે પ્રભુ ! ઉજ્જ્વળ ભક્તિ તમારી સુહાયે !
છો પ્રભુ ! દીનદયાળ વસો ઉર આપજ ઉજ્જ્વળ ગુણ સદાયે:
વાણી વિચારણ કાર્ય બધાં મુજથી શુભ ઉજ્જ્વળ રોજ કરાયે.
એવી મતિ મુજને પ્રભુ ! દ્યો, વરતું ત્યમ શ્રી પ્રભુ આપ પસાયે. ૨
તિમિરતો મનનું ટળતું થતું ઉજ્જ્વળ જ્ઞાન પ્રભાત પ્રકાશે,
તે પ્રભાત થકી વધજો સુજ્વલંત બપોર સમાન ઉજાશે;
તે ટકજો નીતિ ઉજ્જ્વળ જ્ઞાન હૃદે સુશ્રદ્ધા વિશ્વાસ હુલાસે,
આપ પ્રતાપ અમાપ પ્રભુ ! ઉપરોક્ત બધાય સુકોડ પુરાશે. ૩
નવલાં નવ જીવન દ્યો પ્રભુજી ! પ્રિય ભક્તિ અને સમતા શુભ ભારી,
નવલાં નવજીવન પામી વધો શુભ ધ્યાન વિચાર ક્રિયા સુખકારી;
નવલી નબળાઈ હરી દૃઢ દ્યો નવલું બળ આત્મવિકાસ વધારી,
વીરપ્રભુ ! સ્વીકાર કરો મુજ વંદન પામર ભક્ત લિયોજ ઉગારી. ૪

नसा जाइ नसा जोणी, नतं ठाणं नतं कुलं ।
नजाया न मुआ जथ्थ, सव्वे जीवा अ॑ तसो ॥१॥

उत्तराध्ययनसूत्र.

અર્થ:—તેવી કોઇ જાતી નથી, તેવી કોઇ યોની નથી, તેવું કોઇ સ્થાન નથી અને તેવું કોઇ કુલ નથી કે જ્યાં સર્વે જીવો અનંતીવાર જન્મ્યા અને મરણ પામ્યા ન હોય.

ઉત્તરાધ્યયનસૂત્ર.

---

સુખ દુઃખ જાણ્ જીવ સહુ, સુખ દુઃખ રૂપ ન જીવ,
સુખ દુઃખ પુદ્‌ગલ પિંડ છે, જડતારૂપ સદીવ;
રોગ પીડે છે દેહને, નહિં જીવને ખાસ,
ઘર બળે અગ્નિ વડે, નહિં ઘરનું આકાશ,
ભેદ જ્ઞાન તે મુક્તિ છે, મુક્તિ કરો કથમ કોય,
વસ્તુ ભેદ જાણે નહિં, મુકિત કહો કથમ હોય. ૧

ભેદ જ્ઞાન સાબુ બન્યો, સમરસ નિર્મળ નીર,
ધોબી અંતર આત્મા. ધોવે નિજ ગુણ ચીર. ૨

ભેદ જ્ઞાનથી અલગો રહે, તેની ભવ સ્થિતિ દુર,
જન્મ મરણ કરશે ઘણા, રહે સંસાર ભરપુર. ૩

ભેદ જ્ઞાન અભ્યાસથી, ટળે મિથ્યાત્વ દુર,
સમકિત સહજ આવે સહી, ટળે મિથ્યાત્વ દુર. ૪

ૐ અર્હં

# સમ્યંકત્વ અર્થાત્ સમદર્શન*

( લેખક–સમકિત પ્રેમી. )

( સંશોધક–ઉપાધ્યાય શ્રી આત્મારામજી મહારાજ )

આત્માના અનંત ગુણ છે. એ બધામાં સમકિત (આત્મદર્શન) ગુણ શ્રેષ્ટ છે. કેમકે આ ગુણ પ્રકટ થતાં અન્ય બધા ગુણ વિશુદ્ધ થાય છે. એ પ્રકટયા વિના બધા ગુણ મેલા રહે છે.

દર્શન—જીવનની અનુભવ ભૂમિકા છે. એની દ્વારા રસ લેવાય છે. દર્શનનો સામાન્ય અર્થ 'આંખથી દેખવું' એવો થાય છે. અહિં એ સામાન્ય અર્થ ન લેવો જોઇએ. અહિં તો દર્શન એટલે અનુભવ કે સાક્ષાત્કાર અથ છે. દર્શનશાસ્ત્ર સાક્ષાત્કારનું શાસ્ત્ર છે. એટલે અંશે સત્યનો–શુદ્ધાત્માનો અનુભવ થાય છે એટલે અંશે દર્શન શુદ્ધ થઇ શકે છે. શાસ્ત્રમાં–"परमथ्य संथवोवा" પરમ એટલે પ્રધાન અર્થ એટલે તત્વ. પ્રધાન તત્ત્વ જે આત્મા છે. તેનો સંસ્તવ–અનુભવ કરવો એ સમકિત ચિન્હ છે.

દર્શનનું ફળ ત્યાગ છે. જેમ ઘઉંમાં કાંકરા જોઇને તરત વીણી લેવાય છે, મકાનમાં ઝેરી જીવ (પ્રાણી) હોય તો તરત દૂર કરવામાં આવે છે, તેમજ જ્યાં સત્ય દર્શન (સમકિત) પ્રકટે છે ત્યાં સર્વદોષો દૂર કરવાની તીવ્ર રૂચિ જાગે છે અને જીવ થોડા વખતમાં જ શુદ્ધ (સિદ્ધ) થઇ જાય છે.

જ્ઞાનપૂર્વક શાંત રસની પ્રાપ્તિ દર્શન–શુદ્ધિથી થાય છે. જે મનુષ્ય

---

* પં. સુખલાલજીનો દશન સંબંધી લેખ 'ત્યાગભૂમિ'માં અને શ્રીમદ્ રાયચંદ્રના પરમાર્થિક વચનામૃતોમાંથી કંઇક વિભાગ લેવા બદલ એ મહાનુભવોનો આભાર.

બંધનને યથાર્થરૂપે જાણે છે અને તે દૂર કરવા-કાપવામાં જ સ્વ-તંત્રતા (સુખ)નું મૂળ છે, એવી માન્યતા રાખે છે. તથા પુરૂષાર્થ દ્વારા બંધનથી મુક્ત થાય છે, તે સુખી થાય છે. એ રીતે જે વ્યક્તિ શરીરાદિ સ્થુળ બંધન અને કામ, ક્રોધ, લોભ, મોહાદિ સૂક્ષ્મ બંધનથી બંધાયેલ આત્માનો નિશ્ચય નય (સત્ય-સ્વરૂપ વિચાર)ની અપેક્ષાએ બધા બંધનથી ભિન્ન, જ્ઞાન-સ્વરૂપ જાણે છે, અનુભવ કરે છે, નિશ્ચય કરે છે અને મોક્ષમાર્ગનું આચરણ કરે છે, તે જ મુક્ત થઇ શકે છે. એટલે મોક્ષપ્રાપ્તિને માટે જ્ઞાન, દર્શન, ચારિત્ર બધા પરમ આવશ્યકીય છે.

'श्रद्धा परम दुल्लहा'—શ્રદ્ધા (સત્ય નિશ્ચય સમકિત) પરમ દુર્લભ છે. એવું જે શાસ્ત્ર વચન છે તે સત્ય છે. કારણ એ છે કે, જીવને અનાદિ કાળથી વિષય (ભોગ) કષાય (ક્રોધાદિ)નો ગાઢ પરિચય હોવાથી જીવ પોતાના નિજ ગુણોને ભૂલી ગયો છે. જેમ કોઇ રાજપુત્ર બચપણથી જ ભીલપુત્રો સાથે રહેવાથી પોતાને ભીલ-પુત્ર સમજે છે. પણ જ્યારે કોઇ સત્પુરૂષ તેને સ્વભાન કરાવે છે, ત્યારે તે પોતાના રાજ્યકાર્ય હાથ ધરવાને તત્પર થઇ જાય છે. આ હાલત જીવની છે, અને આ જીવે કદાચ ધર્મ પાલન કર્યું હશે તો પણ આત્મ ધર્મની આરાધના ન હોવાથી તત્વરૂચિ બહુ ઓછી છે. વિશેષત: આ કાળમાં સમકિતના આરાધક જીવોનો જન્મ પ્રાય: ન્યુન છે, એટલે તો જીવોની તત્વ રૂચિ મંદ થતી દેખાય છે. જો કે આ કાલમાં સમકિત ધર્મનું આરાધન થઇ શકે છે, પરંતુ એ હૃદય ભાવનાથી કે, જેથી સ્વભાવિક પ્રેરણા જાગે. બાળક જન્મથીજ દૂધ પીવા લાગે છે. જુવાનો વિના શિખવે વિષય ભોગ તરફ વળે છે. એ ક્રિયાઓ ઉદય જનિત પૂર્વ સંસ્કારોથી થાય છે. આત્મ-જ્ઞાન, તત્વ-જ્ઞાન, સમકિત ધર્મ એ ક્ષયોપશમ જનિત ગુણ છે. જે પુરૂષાર્થ કરે, સદ્ગુરૂ ઉપદેશ કે સત્શાસ્ત્ર વાંચનનું રહસ્ય સમજે

તેને જ પરમ સત્ય પ્રાપ્ત થઇ શકે છે. આજ અનેક જીવો અસદ્-ગુરૂ આદિમાં સત્યપણું કલ્પીને રોકાઇ જાય છે. એનું કારણ સદ્વિવેક બુદ્ધિની ઉણપ છે. કેટલીક વાર સત્સમાગમ થાય છે તો બલ, વીર્ય આદિની એટલી તો શિથિલતા હોય છે કે, ચિંતામણી રત્નની સન્મુખ છતાં લઇ શકતો નથી. કેટલાક જીવો શુષ્ક જ્ઞાન પ્રધાન છે, તો કેટલાય જીવો શુષ્ક ક્રિયા પ્રધાન છે. જ્યાં જ્ઞાન અને ક્રિયા બન્નેનો યોગ હોય છે ત્યાં જ સત્યની પ્રાપ્તિ થાય છે.

**શુષ્ક જ્ઞાન**—શાસ્ત્રમાં જ્ઞાન અને ક્રિયા, વિચાર અને આચાર –થી સુખની પ્રાપ્તિ બતાવી છે. જે ઠેકાણે એકાંત ક્રિયાનો મોહ હોય છે ત્યાં જ્ઞાન પ્રકટાવવાની શિક્ષા દેવાતું કહ્યું છે. કેમકે જ્ઞાનના અભાવે બધી ક્રિયાઓ નિષ્ફળ થાય છે. એ શબ્દો ગ્રહણ કરીને શુષ્ક જ્ઞાની જીવ ક્રિયા રહિત બનીને પોતે ચારિત્રહીન થઇ જાય છે. એ જ્ઞાની નહિ પણ અજ્ઞાની છે. જ્ઞાનનું ફળ જ ચારિત્ર છે. જ્યાં શુદ્ધ જ્ઞાન છે ત્યાં શુદ્ધ ચારિત્ર અવશ્ય હોય છે.

**શુષ્ક ક્રિયા**--કેટલાક જીવો ક્રિયા તો કરે છે: પરંતુ તત્વ બોધથી શૂન્ય હોય છે. તેઓ શાસ્ત્રમાં શુષ્ક જ્ઞાનને સુધારવા માટે આપેલી શિક્ષા 'ક્રિયા વિનાનું જ્ઞાન એ ચંદનનો ભાર ઉઠાવનાર ગધેડા સમાન છે' ઇત્યાદિ વચનો વાંચીને નય પ્રમાણ સ્વરૂપ તત્વ જ્ઞાનમાં પરવા વિનાના બની જાય છે. તેઓ પણ સત્યને પહોંચી નથી શકતા. ઉત્તમ જીવોએ **જ્ઞાન** અને **ક્રિયા** બન્ને ગુણોને ધારણ કરીને પરમ સત્ય ( શુદ્ધ આત્મ સ્વરૂપ ) પ્રકટ કરવું જોઇએ.

જે જીવો શુષ્ક જ્ઞાનના પ્રધાનપણામાં મોક્ષ માર્ગની કલ્પના કરે છે, તે જીવોને તથારૂપના ઉપદેશનું પોષણ પણ રહે છે. મોક્ષ માર્ગ તો **જ્ઞાન, દર્શન, ચારિત્ર** અને **તપ** એમ ચતુર્વિધ બતાવેલ છે. ક્રિયા પ્રધાન જીવો પહેલાં બે પદ ( જ્ઞાન અને દર્શન )ને

પ્રાયઃ ભૂલી જાય છે. વળી ચારિત્રનો અર્થ વેશ અને બાહ્ય વૃત્તિ માત્ર જ સમજે છે અને તપનો અર્થ માત્ર ઉપવાસાદિ કરવા તે પણ બાહ્ય સંજ્ઞાથી સમજતા હોય છે. કદાપિ જ્ઞાન, દર્શનનું કંઇ કથન કરવું પડે તો સ્થૂળ વિષયના વિવેચનને જ્ઞાન, તેની પ્રતીતિને દર્શન અને કહેનારના વચનની પ્રતીતિમાં સમકિત સમજાય છે. લકીરના ફકીર થનારા ( ગાડરીઆ પ્રવાહમાં તણાનારા ) એવા નય, પ્રમાણુ, તર્ક, ન્યાય તુલના અને વિવેક બુદ્ધિ આશયને ન સમજવાને લીધે શુષ્ક ક્રિયાવાન્ જીવો છે. જે જીવો શુષ્ક અધ્યાત્મી ( શુષ્ક જ્ઞાની ) છે, તેઓ બાહ્ય ક્રિયા ( પાંચ સમિતિ આદિ ) અને શુદ્ધ વ્યવહાર ( ધ્યાનાદિ ) ને ઉડાવવા ( છોડવા ) માં મોક્ષ માર્ગ સમજે છે. તે જીવો શાસ્ત્ર વચનને પૂરા સમજતા નથી. અને હૃદયમાં વિપરીત અર્થ જમાવે છે. શાસ્ત્રોમાં ક્રિયાનો નિષેધ ઉચ્ચ ગુણસ્થાન વર્તી જીવોને માટે કહેલ છે. ( એટલે કે તેઓ સ્વભાવત. જ પૂર્ણ ક્રિયાવાન્ હોય છે તેથી જ તેમને કલ્પીત કહેલ છે. ) એ પ્રમાદ દશામાં નહિ; પણ અપ્રમાદ દશામાં હોય છે. જ્યારે ક્રિયાની જરૂર જ નથી રહેતી. આ ભાવોનું જો પ્રમાદ દશામાં પાલન કરવામાં આવે તો ક્રિયા રહિતની શી દશા થાય? પાકા તરીયાને અવલંબનની જરૂર નથી હોતી; પરંતુ કાચો તરીયો કે જેને તરતા ન આવડતું હોય; તે જો સમુદ્રમાં કૂદે તો સાધન વિના પ્રાણ ખોવે છે. એવીજ રીતે પ્રમાદ દશામાં આત્મ રક્ષાને માટે જે અવલંબન બતાવ્યું છે, તેને ન સ્વીકારનારા પતિત થાય છે.

વ્યવહારના ત્રણ ભેદ છે—૧ શુદ્ધ વ્યવહાર, ૨ શુભ વ્યવહાર અને ૩ સાધન વ્યવહાર;

જે વ્યવહાર શુદ્ધતાની પૂર્ણતાને પ્રકટ કરે છે તે શ્રેષ્ઠ છે. તેને શુદ્ધ વ્યવહાર કહે છે. તે આદરવા યોગ્ય છે. એનો આદર અવશ્ય

કરવો જોઇએ. એ નિશ્ચય રત્નત્રય છે. ૧ સ્વાનુભૂતિ સમકિત, ૨ સ્વરૂપ બોધ જ્ઞાન અને ૩ સ્વરૂપ રમણુતા ચારિત્ર.

બીજો શુભ વ્યવહાર તે છે જે યથાર્થ વસ્તુ સ્વરૂપનો બોધ અને નિશ્ચયથી રહિત છે, ત્યાં સુધી પુન્ય પ્રાપ્તિનું કારણ છે. જ્યારે શુભમાં ઉચ્ચ ભાવના પ્રકટ થાય છે ત્યારે તે શુદ્ધનું સાધન થઇ જાય છે. એ વ્યવહાર રત્નત્રય છે. ૧ યથાર્થ તત્વ નિશ્ચય, ૨ યથાર્થ પ્રમાણ નય પૂર્વક તત્વ બોધ અને ૩ કષાયની મંદતા.

ત્રીજો સાધન વ્યવહાર છે. જેમકે—વેશ, ઉપકરણો, બાહ્ય સમાચારી ક્રિયા આદિ જે દેશ કાળમાં હિતકર હોય તેવો ઉપદેશ પ્રધાન આચાર્યાદિ આપે છે. એ જ સાધન વ્યવહાર છે. આ વ્યવહાર જ્યાં સુધી ઇષ્ટની સિદ્ધિ શુદ્ધ અને શુભની સાધના કરે ત્યાં સુધી હિતકર છે, દેશકાળને બદલ્યે **સાધન વ્યવહાર** બદલવા પડે છે. બાલ જીવ સાધન વ્યવહારમાં સર્વસ્વ સમજી બેસે છે. ધર્મ ક્રિયાની વિધિ એક સાધન હોવાથી સદા સરખી રહેતી નથી. જેમ મધ્યમ કોટીના મુનિઓ માટે રોજ બન્ને વખત પ્રતિક્રમણ આવશ્યક છે, ફરજીઆત છે. જ્યારે ઉચ્ચ કોટિના મુનિઓ માટે દોષ લાગે ત્યારેજ પ્રતિક્રમણ કરવાની આજ્ઞા છે.

આથી એટલું તો સિદ્ધ છે કે, રાગ-દ્વેષ, વિષય-કષાય પર વિજય કરવાનું સાધ્ય ( ધ્યેય ) સર્વ માટે સમાન છે; પરંતુ બાહ્ય સાધન પલટતા જાય છે.

જુદા જુદા સંપ્રદાયોના આચાર્યોએ ઉપકાર બુદ્ધિથી એવી કેટલીયે નવીનતાઓ કરી છે. એમના શિષ્યો એ સાધનોમાં સર્વ-સ્વની બુદ્ધિ કરીને અત્યાગ્રહ કરે છે તથા સમકિત અને મિથ્યાત્વની કલ્પના આ સાધનોથી કરે છે, એ જ્ઞાનની ખામી છે. શાસ્ત્રકારોએ

સાધનમાં મમત્ન ન કરવાની અને શુભમાં શુદ્ધની બુદ્ધિ ન કરવાની શિક્ષા આપતા, આ દોષોને છોડાવવા અને શુદ્ધ વ્યવહારને કામમાં લાવવા માટે ફરમાવ્યું છે કે—મેરૂ પર્વત જેટલા ધર્મોપકરણ વ્યવહારમાં ધારણ કર્યાં તો પણ સિદ્ધિ ન થઇ. આ વચનોને ગ્રહણ કરીને શુષ્ક જ્ઞાનીઓ ક્રિયાનો ઉચ્છેદ કરે છે, એ પણ ઉચિત નથી. આ રીતે ક્રિયામાં રૂચિ રાખનારાઓનો એવા જ સાધનોમાં આગ્રહ અને કલહ કરવો અનુચિત છે. બન્ને દષ્ટિવાળા વસ્તુસ્વરૂપને બરાબર સમજીને યથાર્થ વિચાર (જ્ઞાન) અને આચાર (ક્રિયા) વાળા બને તો સત્ય (સમકિત) પ્રગટ થઇ શકે છે.

---

## યોગીંદ્રદેવના આધ્યાત્મિક દોહરા.

મિથ્યા દર્શન વશ ફસી, ધરે અહં મમકાર;<br>
જિનવર બહિરાતમ કહે, તે ભમશે સંસાર.<br>
જેમ રમતું મન વિષયમાં, તેમ જો આત્મે લીન;<br>
ક્ષણમાં શિવસંપદ વરે, ન ધરે દેહ નવીન.<br>
સમ્યક દર્શન તેજ છે, આત્માનું ઓળખાણ;<br>
ચેતન રહે નિજ રૂપમાં, તે ચારિત્ર પિછાણ.<br>
સિદ્ધયા ને વળી સિદ્ધશે, સિદ્ધ થતા ભગવાન;<br>
અંતર આત્મા તે સહુ, સમ્યક શ્રદ્ધાવાન



# સમકિતનું સ્વરૂપ†



(૧) શ્રી ઋષભદેવ સ્વામીથી વર્ધમાન સ્વામી સુધીના સર્વ પ્રભુઓને નમસ્કાર કરીને દર્શન સ્વરૂપને સક્ષેપમાં કહું છુ.

(૨) શ્રી જિનેશ્વર દેવે ગણધરાદિને ધર્મોપદેશ આપ્યો છે, તેનું મૂળ દર્શન છે. જ્યા સુધી (સમકિત) નથી ત્યા ધર્મ પણ નથી. મૂળ વિના થડ, ડાળો, પુષ્પ, ફલાદિ ક્યાંથી હોય ? જે દર્શનભ્રષ્ટ છે તેને મોક્ષ પ્રાપ્તિ અતિ દુર્લભ છે વૃક્ષનું મૂળ કપાતા ફળ ક્યાથી લાગે ? કોઇ ચારિત્ર ભ્રષ્ટ હોય, પરતુ દર્શન શુદ્ધ હોય તો તેને ચારિત્ર તો ફરીથી સાંપડે છે અને મોક્ષ પણ મળી શકે છે. જેમ કોઇ થડ અને ડાળીઓ કપાવા છતા પણ જો મુળ બચેલુ હોય તો ફરીથી વૃક્ષ બનીને ફળ લાગી શકે છે.

(૩) જે દર્શન (આત્માનુભાવ)થી રહિત અને ઘણા પ્રકારના શાસ્ત્રોને જાણે છે તે આરાધનારહિત થવાથી સસારમાં ભ્રમણ કરે છે.

(૪) જે દર્શન રહિત છે તે ભલે અનેક હજારો, ક્રોડો, વર્ષ સુધી ઉગ્ર તપ કરતા રહે તો પણ બોધિ એટલે સમ્યગ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ સ્વ સ્વરૂપનો લાભ મેળવી શકતો નથી.

(૫) આ પંચમ કાળમા જડ (મદ બુદ્ધિ) વક્ર (દરેક વાતને પ્રાય ઉલ્ટી લેનાર) જીવો છે. તો પણ પુરૂષાર્થ કરે તો શુદ્ધ સમકિત ગુણ પ્રકટ કરીને જ્ઞાન, ચારિત્ર, તપમાં બળ પરાક્રમ વાપરી શિઘ્ર મોક્ષ ગામી બની શકાય છે.

(૬) જે પુરૂષના હૃદયમા સમ્યક્ત્વરૂપી પાણીનો પ્રવાહ નિરતર વહે છે, તે પુરૂષને નવા કર્મ—રજ રૂપી આવરણ નથી લાગતુ અને

---

† શ્રી દર્શન—સમકિત પાહુડમાથી સગ્રહિત.

તેના પૂર્વે બાંધેલા કર્મ નષ્ટ થઇ જાય છે. કેમકે ક્રોધાદિ કષાય-ભાવથી બાંધેલા કર્મ ક્રોધાદિ રહિત શુદ્ધ પરિણામોથી નાશ પામે છે. રાગ દ્વેષથી બાંધેલા કર્મ સમભાવ–વીતરાગ ભાવથી ક્ષય થાય છે.

(૭) જે સમ્યગ દર્શન રહિત હોય તે નિશ્ચય જ સમ્યગ જ્ઞાન અને ચારિત્ર રહિત હોય છે. એમ જીવ સ્વાત્માનું અહિત કરે છે તથા મિથ્યા ઉપયોગ દઇને અન્યજનોને પણ કુમાર્ગે લગાડે છે, દોરે છે.

(૮) મિથ્યાત્વનું ફળ નિગોદ છે. અનંત જીવોને રહેવા માટે એક જ શરીર હોય તેને નિગોદ કહે છે. એમાં સાતમી નારકીથીયે અનંતગુણી વેદના છે. કારણ કે ક્ષણ ક્ષણમાં જન્મ મરણનાં અનંત દુઃખ ભોગવવા પડે છે, તથા સ્થાનનો પણ સંકોચ (તંગી) છે. મિથ્યાત્વના એવા કડવા ફળ જાણીને મિથ્યાત્વ દૂર કરવાનો ખાસ ઉદ્યોગ કરવો જોઇએ.

(૯) સમકિતથી જ્ઞાન સમ્યક બને છે. સમ્યકજ્ઞાનથી બધા પદાર્થો યથાર્થ જણાય છે, અને યથાર્થજ્ઞાન થવાથી શું હિતકારી અને શું અહિતકારી છે? એ જણાય છે. માટે સમ્યકત્વજ પર-મોપકારી છે.

(૧૦) જિન વચન ભાવ ઔષધિ છે. એથી ઇંદ્રિજન્ય ભોગોમાં સુખ બુદ્ધિ દૂર કરી શકાય છે. ( વિષયોમાં સુખ મનાતું નથી. )

(૧૧) જીવાદિ નવ પદાર્થની યથાર્થ શ્રદ્ધા કરવી એ વ્યવહાર સમકિત છે. અને શુદ્ધ નિજાત્મ સ્વરૂપનો અનુભવપૂર્વક નિશ્ચય કરવો એ નિશ્ચય સમકિત છે.

(૧૨) સર્વ ગુણોની રત્ન–રાશિમાં સમકિત ગુણ જ સાર છે અને એજ મોક્ષનું પ્રથમ પગથીયું છે. સમકિત પ્રકટતાં જ વિષય ભોગમાં સુખદુઃખ કલ્પના રૂપ વિકાર અને તેનું ફળ જન્મ–જરા–

મરણુનો નાશ થઇને અવિકારી આત્મિક સુખ પ્રકટે છે. અને તેનું ફલ 'અવિચળ મોક્ષની પ્રાપ્તિ' છે.

(૧૩) સમદષ્ટિ પર દ્રવ્યને હેય ( છોડવા યોગ્ય ) અને નિજ સ્વરૂપને ઉપાદેય ( આદરવા યોગ્ય ) જાણે છે, શ્રદ્ધા કરે છે અને યથાશક્તિ પરદ્રવ્યને છોડે છે. ચારિત્ર મોહના ઉદયથી સંપૂર્ણ ન છૂટે તો પણુ અંતરંગ વિરકિતનો અનુભવ કરે છે. અને ઉદાસીન ( રાગ દ્વેષ તથા ઉત્સુકતા રહિત ) રહે છે. જેમ પ્રભુ મહાવીર અનુત્સુકપણે ગૃહવાસમાં રહ્યા હતા.

(૧૪) બીજા ગુણી પુરૂષોને જોઇને જે ઇર્ષા (માત્સર્ય) કરે તે મિથ્યાત્વી છે. કારણ ગુણની અપ્રીતિ અને દોષની પ્રીતિ એ મિથ્યાત્વનુ ચિન્હ છે.

(૧૫) સમકિતથી જ્ઞાનની શુદ્ધિ થાય છે, જ્ઞાનથી ચારિત્રની શુદ્ધિ થાય છે; અને ચારિત્રથી નિર્વાણ (મોક્ષ)ની પ્રાપ્તિ થાય છે. નિર્વાણથી અનંત સુખ પ્રાપ્ત થાય છે. જેટલા સિદ્ધ થયા છે, તે બધા જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી રત્નત્રયની પૂર્ણતા પ્રકટ કરીને થયા છે. એમાંથી એકેય ગુણ અપૂર્ણ હોય તો મુક્તિ નથી થતી. એ બધા ગુણો પ્રકટ કરવાનો પુરૂષાર્થ કરવો એ જ હિતકારી છે.

( કાવ્ય )

મોક્ષ ઉપાય કહ્યો જિનરાજે, સમ્યકદર્શન જ્ઞાન ચરિત્ર,
તેમાં સમ્યકદર્શન મૂખ્ય, થયો નિજ બોધ ફલે સુચરિત્ર;
જે નર સમ્યક આગમ જાને, કરે પહિચાણ યથાવત્ મિત્ર,
ધાતી ખપાયને કેવળ પાય, અધાતી હણે લે મોક્ષ પવિત્ર.

(૧૬) સમદષ્ટિને એવી વિવેક શક્તિ પ્રકટ થાય છે કે, તેને સત્શાસ્ત્ર અને કુશાસ્ત્ર સત રૂપે જ પરિણમે છે, ત્યારે મિથ્યા-દષ્ટિને

વિવેક શક્તિનો અભાવ હોવાથી સત્ અને અસત્ શાસ્ત્ર અસત્ રૂપ જ પરિણમે છે.

(૧૭) વ્યવહાર અને નિશ્ચય બન્ને ભેદોને બરાબર સમજનારા દોષોને દુર કરી સુખ પામે છે જે વ્યવહાર–નિશ્ચય બન્નેને યથાર્થ જાણે તે જ સમદૃષ્ટિ થઇ શકે છે આરંભ ( હિંસાદિ કામ ) પરિગ્રહ ( ધન ભોગાદિ )થી જેને જ્ઞાન પૂર્વક અરૂચિ થઇ ગઇ હોય તેજ સમકિતને પાત્ર થઇ શકે છે

(૧૮) દર્શન–દર્શનાવરણ કર્મના અભાવે જે દર્શન ગુણ પ્રકટે છે, તે દેખવા રૂપ શક્તિને ધારણ કરનારો ગુણ છે ત્યા દર્શનનો અર્થ સામાન્ય બોધ છે વસ્તુનુ અસ્તિત્વ ( સત્તા માત્ર ) જાણવુ 'વસ્તુ છે' એટલુ જાણવુ એ દર્શન છે, અને પદાર્થનો વિશેષ ગુણ, પર્યાય (હાલત) જાણવુ એ જ્ઞાન છે જ્ઞાનાવરણ કર્મના અભાવે જ્ઞાન ગુણ પ્રકટે છે જ્ઞાનનુ કાર્ય સ્વ–પરને વિશિષ્ટ પ્રકારે જાણવાનુ છે નિશ્ચય નય અર્થાત્ સત્ય સ્વરૂપમા શુદ્ધ સ્વરૂપને અવિચલ રૂપે જાણવુ એ જ્ઞાન છે અને દેખવુ તે દર્શન છે આ પુસ્તકમા 'દર્શન' ગુણ દર્શન મોહનીયના અભાવે પ્રકટ થનાર ગુણના અર્થમા લીધેલ છે

(૧૯) આઠેય કર્મોનો રાજા મોહનીય કર્મ છે અને મોહનીયની ૨૮ પ્રકૃતિમા મિથ્યાત્વ મોહનીય નામે પ્રકૃતિ સાથી મ્હોટી છે એટલે કે બધી કર્મ પ્રકૃતિમા 'મિથ્યાત્વ' પ્રકૃતિ મોટી છે એની સ્થિતિ પણ ઉત્કૃષ્ટ ૭૦ કોડાકોડી સાગરોપમની છે માટે જ જીવનુ વધુમા વધુ અહિત કરનાર મિથ્યાત્વ મોહ સિવાય બીજુ કોઇ નથી, એમ શાસ્ત્રકારો કહે છે જ્યારે મિથ્યા દર્શન મોહનીયની પ્રકૃતિનો અભાવ થાય છે, ત્યારે જે શુદ્ધ દર્શન ગુણ પ્રકટ થાય છે તેનુ બીજુ નામ સમકિત છે આ દર્શન–સમકિતનુ કાર્ય છે યથાર્થ સ્વરૂપ નિશ્ચય એને શ્રદ્ધા પણ કહે છે સમ્યગ્દર્શન–સમકિત પ્રકટ થવાથી આત્મા સ્વ સ્વરૂપનો યથાર્થ નિશ્ચય કરે છે, જેથી અનાદિકાળની તેની

વિપરીત માન્યતા શરીર, ઇન્દ્રિય, ભોગ, બાહ્ય પદાર્થોમાં મારાપણાની (મમત્વ) બુદ્ધિનો નાશ થઈને જીવ અનંત જ્ઞાન, સુખાદિ પૂર્ણ શુદ્ધ આત્મ-તત્વને માનતો થકો મોક્ષ પ્રાપ્ત કરે છે.

(૨૦) વિચાર કરવાથી બરાબર સમજાય છે કે, જ્યાં સુધી મિથ્યાત્વ છે, અસત્યપણું છે, ત્યાં સુધી બધો ગુણસમુદાય વિપરિત જ રહેશે. જેમ એક માણસ પોતાને ગામ જાય છે; ગામ પહોંચવાને ગાડી, ઘોડા આદિ સાધન પણ છે, પરંતુ જો રસ્તો જ ઉંધો છે તો છતે સાધને તે પોતાને ઘેર પહોંચી નહિ શકે. તે જ રીતે મોક્ષ પ્રાપ્ત કરવામાં અનેક ગુણો સાધન છે. પરંતુ સમકિત (સત્ય શ્રદ્ધા) સૌથી શ્રેષ્ઠ છે. જ્યાં સુધી એ ગુણ ન હોય ત્યાં સુધી બીજા ગુણો ઇષ્ટ ફળ નથી દેતા. જેમ સાચો માર્ગ હાથ આવતા બાકી બધા સાધન ઘરે પહોંચાડવામાં સહાયક બને છે, તેમ જ સમકિત ગુણ પ્રકટ થતા અન્ય ગુણોની સહાયતાથી આત્મા નિજ ઘર-મોક્ષ જલ્દી પહોચે છે.

(૨૧) સમકિત ગુણ પ્રકટ કરવાની પાત્રતા નીચેના આઠ ગુણ ધારવાથી આવે છેઃ—

(૧) વાત્સલ્યભાવ જેમ ગાયને વાછડાની રક્ષાનો પ્રેમ હોય છે તેમ જ જીવ માત્ર પ્રત્યે હિત બુદ્ધિ રાખવી.

(૨) અધિક ગુણી—ગમે તે જાત, કુળ કે સ્થાનનો હોય તેનો વિનય કરવો, ગર્વ કદિ ન કરવો.

(૩) અનુકંપા—કોઇ પણ દુઃખી જીવને દેખીને તેનું દુઃખ દૂર કરવા માટે સદા સર્વ સમ્પત્તિનો ત્યાગ કરવો, દાન દેવું.

(૪) મોક્ષમાર્ગમાં સદા પ્રશંસક થવું.

(૫) પોતાના ગુણ અને પરાયા દોષોને ગોપવે, ઢાંકે.

(૬) સત્ય માર્ગથી ડગતાને સ્થિર કરે.

(૭) ઋજુતા-(સરલતા) યુક્ત થવું. ઉપરના ગુણોની પ્રતિજ્ઞા સરલતાથી થાય છે.

(૮) સત્યના ગ્રાહક થઇને મન, વાણી અને પ્રવૃત્તિમાં સત્યનુંજ પાલન કરવું. આ ગુણથી બધા ગુણોની શુદ્ધિ થાય છે.

(૨૨) જેને સમ્યકજ્ઞાન, દર્શન, ચારિત્ર, તપરૂપ સમ્યક માર્ગમાં ઉત્સાહ હોય, તેની પ્રશંસા કરે, તેમાં સુખ માને, તે જ સુમાર્ગગામી છે, તે સમકિત ગુણની રક્ષા કરે છે.

(૨૩) પરિગ્રહ ભોગાદિમાં જેને ઉત્સાહ હોય, જે તેની પ્રશંસા કરે, એમાં સુખ માને, તે જીવ અજ્ઞાની છે, કુમાર્ગ ગામી (મોહમયી) છે તે સમ્યકત્વનો નાશ કરે છે.

(૨૪) ષટ દ્રવ્ય, નવતત્ત્વને દ્રવ્યગુણ પર્યાય, સામાન્ય વિશેષ, નય-પ્રમાણ-નિક્ષેપ, વ્યવહાર નિશ્ચય વડે યથાર્થ જાણીને જે નિજ આત્માને પરદ્રવ્યથી ભિન્ન અનુભવે છે. તેજ સમ્યગ્દર્શી જીવ છે. દ્રવ્યાનુયોગ એ તત્ત્વ વિચાર, ધર્મધ્યાન અને શુકલધ્યાનની પ્રાપ્તિનું કારણ છે. એટલા માટે જ સમદૃષ્ટિ જીવે હંમેશા તત્ત્વભાવના ભાવવી જોઇએ. આત્માને કર્મોનું બંધન અશુદ્ધભાવ-ક્રોધાદિયુક્ત કષાય ભાવથી થાય છે. અને પુનઃ ક્રોધાદિ રહિત શુદ્ધ ભાવ આત્મસ્વરૂપ ચિંતવનથી બાંધેલા કર્મોનો ક્ષય થાય છે. એટલા માટે શુદ્ધભાવ રાખવા પરમ હિતાવહ છે.

(૨૫) સમદૃષ્ટિ આત્મા સમકિતભાવના, આત્મભાવના, એકત્વભાવના, અન્યત્વ (ભિન્ન) ભાવના આદિ ચિંતવે છે. તે (સમકિતી આત્મા) દેવ, દાનવ, કિન્નર, કિંપુરુષ, જ્યોતિષી, વૈમાનિક દેવ અને વિદ્યાધરદ્વારા બધી બુધિ શક્તિ સંપત્તિથી બનાવેલી ઋધિ-ભોગ સામગ્રી જોઇને એ બધાને ઇન્દ્રજાળની જેવી અસાર ગણે છે. જેમ મદારી હાથચાલાકીથી કાંકરીનો રૂપીયો બતાવે છે. એ રૂપીયાની

ચાહ (ઇચ્છા) બુધિમાન મનુષ્ય નથી કરતો. કેમકે તે ચિરસ્થાયી નથી. એ રીતે જ સમકિતી આત્મા બધી ભોગ સામગ્રીને વિનાશી, અનિત્ય, અને દુઃખવર્ધક માને છે. તેથી તે તેને ચાહતો નથી, તેમાં ગૃધ થતો નથી. જે શુદ્ધ ભાવથી દેવતાના વૈભવનેય નથી ચાહતો તો પછી મનુષ્યના મલીન અને દુઃખપૂર્ણ ભોગોની ઇચ્છા શાની કરે ? ન જ કરે.

(૨૬) બંધ અને મોક્ષનો આધાર ભાવો ઉપર છે. ભાવોની અશુદ્ધિ અને શુદ્ધિનો આધાર નિમિત્ત–સંયોગો–ઉપર છે. જો અશુભ નિમિત્ત મળે તો અશુદ્ધ ભાવ થઇને જીવને બહુ દુ ખ ભોગવવુ પડે છે. ભાવોની શુદ્ધિ માટે શાસ્ત્રકારોએ ઉત્તમ ભાવનાઓનું અવલંબન લેવા માટે ખાસ આજ્ઞા આપી છે. જ્યાં સુધી મધ્યમ અવસ્થા છે, ત્યાં સુધી અવલંબનપૂર્વક ભાવોની શુદ્ધ થઇ શકે છે. નિરાવલંબી ધ્યાન–શુક્લધ્યાન–પ્રાપ્તિનુ સાધન પણ ધર્મધ્યાન છે. માટે જ મૈત્રી, પ્રમોદ, કરૂણા, માધ્યસ્થ એ ચાર ભાવના, અનિત્ય–અશરણ આદિ બાર ભાવના, જીવાજીવાદિ તત્વ ભાવના તથા ઉત્તમ વાંચન મનન ચિંતન દ્વારા ભાવોની શુદ્ધિ કરવી જોઇએ.

(૨૭) શાસ્ત્રમાં તત્વભાવના ચિંતવવા ખાસ ફરમાન છે, તે આ આ પ્રકારે ચિંતવવી:—

હુ આત્મા છુ. અનંતજ્ઞાન, દર્શન, સુખ, શક્તિ (વીર્ય) સ્વરૂપ છું. મારી શુદ્ધ પર્યાય (દશા) સિદ્ધ પરમાત્મા સમાન છે. દેહધારી મનુષ્યાદિ થવું, એ મારી અશુદ્ધ પર્યાય (દશા) છે. અનંત જ્ઞાન–સુખાદિ મારી શુદ્ધ ગુણ પર્યાય છે. અજ્ઞાન, વિષય, કષાય આદિ અશુદ્ધ ગુણ પર્યાય છે; જડપુદ્‌ગલમાં રાગ દ્વેષ કરવાથી મારી શુદ્ધતા મલીન થાય છે. તેથી જ આશ્રવ અને બંધ થાય છે. જો રાગ, દ્વેષ, મોહાદિને છોડીશ તો જ સંવર નિર્જરા ધારીને મોક્ષ પ્રાપ્ત કરી શકીશ. આ પ્રકારે વિસ્તારથી તત્વ ભાવના ચિંતવે.

(૨૮) તત્વભાવના ચિંતવવાનુ દૃષ્ટાન્ત-કોઇ અચાનક સ્ત્રી યા પુરૂષ આદિ દૃષ્ટિગોચર થઇ જાય તો દૃષ્ટિને તત્કાળ પાછી ખેંચીને જે રૂપાદિ નજરે આવ્યા તેના વિચારોનો નાશ કરવા માટે એવા વિચાર કરે કે-'આ સ્ત્રી (પુરૂષ) વસ્ત્રાભૂષણુ આદિ પુદ્દગલ દ્રવ્યની પર્યાય છે. તેના હાવભાવથી જીવના ચારિત્રગુણનો વિકાર થઇને વિષયની જાગૃતિ થઇ છે. એનાથી આ જીવ આશ્રવ અને બંધ કરે છે. જો હુ એથી વિકારી બનીશ તો મારા જ્ઞાન અને ચારિત્ર ગુણ વિકારી બનીને મને પણ આશ્રવ અને બધ થશે. આ રૂપ સદા વિનાશી, દુઃખગર્ભિત અને જીવનુ અધઃપતન કરનાર છે હુ રૂપ, રસ, ગધ, સ્પર્શ રહિત થઇને એમા મોહિત કેમ થાઉં? એવો વિચાર કરવાથી સંવર-નિર્જરા ઉપજાવીને મોક્ષ મેળવીશ? એ રીતે હરેક સ્થાને અનિત્યાદિ વૈરાગ ભાવના અને જીવાદિ તત્વ ભાવનાનું, ચિંતન કરવુ જોઇએ.

(૨૯) ચોથે ગુણસ્થાને (સમકિતી સ્થાને)થી જીવને નીચેની પ્રકૃતિઓ બધાતી નથી.

અનતાનુબધીનો ચોક, મિથ્યાત્વ મોહનીય, સ્ત્રી વેદ અને નપુશક વેદ. નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા, સ્ત્યાનગૃદ્ધીનિદ્રા, નર્કાયુષ્ય, નર્કગતિ, નર્કાનુપૂર્વિ, તિર્યચાયુષ્ય, તિર્યચગતિ, તિર્યચાનુપૂર્વિ, નીચ ગોત્ર, એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, તેન્દ્રિય, ચતુરિન્દ્રિય; પહેલા સિવાયના પાચ સંઘયણુ, પાચ સંઠાણુ અશુભ વિહાયો ગતિ, આતાપ નામ, ઉદ્યોત નામ, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણુ, અપર્યાપ્ત, દુર્ભગ, દુસ્વર, અનાદેય એ ૪૧ કર્મ પ્રકૃતિઓનો બધ ચોથા ગુણસ્થાને અને આગળ નથી થતો. કેમકે સમદૃષ્ટિને તીન અશુભ પરિણામ નથી હોતા આમાની ઘણીએ પ્રકૃતિઓ આજ આપણા ઉદયમા છે, અને આપણુ હાડબધન અને મજબૂતી જોતાં તો વજ્ર ઋષભ નારાચ (હાડ, બધન અને ખીલી ત્રણેય વજ્રના) નથી તેથી માલુમ પડે છે કે, આપણે

પૂર્વભવમાં સમકિતની આરાધના નથી કરી. હવે જો સમકિત (આત્મબોધ, આત્માનુભવ, આત્મનિશ્ચય)ની આરાધના કરશું તો બધા દુઃખોથી છુટાશે.

(૩૦) મિથ્યાત્વ દશામાં શુભ ક્રિયા કરવાથી પુન્ય બંધ થાય છે. તેના ફળમાં વૈભવ, સંપત્તિ, ભોગાદિ મળે છે. તેમાં તેજ જીવ ગૃદ્ધ-મોહી થઇને નર્ક, તિર્યંચાદિ કુગતિમાં જાય છે. દેવતા પણ ભોગ-ગૃદ્ધ થવાથી પૃથ્વી, પાણી, વનસ્પતિ અને તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થાય છે. જ્યારે સમદષ્ટિ જીવને સકામ નિર્જરા અને નિર્મલ પુન્ય (પુન્યાનુબંધી પુન્ય)ની પ્રાપ્તિ થાય છે, ત્યારે તે મળેલા વૈભવ-સમ્પત્તિનો સત્કાર્યમાં ઉપયોગ કરીને ત્યાગી થઇ મોક્ષમાર્ગ આરાધી શકે છે. સમદષ્ટિને સમ્પત્તિ હિતકર થાય છે ત્યારે મિથ્યાદષ્ટિને અહિતકર થાય છે. એથી એટલું સ્પષ્ટ થાય છે કે, જો આપણે મળેલી સમ્પત્તિથી સત્કાર્ય ન કરી શકયા તો મિથ્યાત્વ ભાવમાં બાંધેલા પુન્યની આ સમ્પત્તિથી ભવિષ્યમાં કુગતિમાં જવું પડશે. એમ જાણીને ભોગોપભોગ છોડી મળેલી સમ્પત્તિ, બુદ્ધિ, બલ, આયુષ્યને સત્કર્મમાં લગાડવા જોઇએ. પુન્ય-પાપ પ્રકૃતિના બંધના ચાર પ્રકાર છે.

૧—પુન્યાનુબંધી પુન્ય—જે વિવેકપૂર્વક સમકિત સહિત શુભ પ્રવૃત્તિ કરે છે. જ્યાં માનાદિ વાધા અથવા કોઇ અભિલાષા નથી તો પુન્યાનુબંધી પુન્ય બંધાય છે. પુન્ય અર્થાત સુખ અને અનુ-બંધ એટલે પછી પણ સુખ, સમ્પત્તિ, બલ, બુદ્ધિ મળે છે, કે જેનો તે સદુપયોગ કરી શકે છે. અને વૈભવનો શીઘ્ર ત્યાગ કરી શકે છે. જેમકે ભરત ચક્રવર્તી આદિ.

૨—પુણ્યાનુબંધી પાપ—મિથ્યા દર્શનમાં શુભ પ્રવૃત્તિ કર્યે થાય છે. એથી વૈભવ, સમ્પત્તિ, બળ, બુદ્ધિ આદિ મળે છે. એનો પુરો સદુપયોગ થવો કઠણ છે. પ્રાય: એથી ભોગ વૃદ્ધ થઇને કુગતિ

મળે છે. જેવાકે, બ્રહ્મદત્ત ચક્રવર્તી. પુન્ય એટલે સુખની પછી (અનુબંધ) પાપ (દુ:ખ) પ્રાપ્ત થાય તેને પુણ્યાનુબંધી પાપ કહે છે.

૩—પાપાનુબંધી પુણ્ય—સમદષ્ટિ-વિવેકી આત્મા અમુક પાપ કાર્ય લાચારી (નિરૂપાય)થી કરે છે. જેમકે શરીર નિર્વાહ માટે ભોજન આદિ કરવુ. વ્યાપાર રોજગાર કરવો ઇત્યાદિ. એ કાર્યો કરતી વખતે એ જીવનાં હૃદયમા વિકસિત અને પાપને માટે પશ્ચાતાપ થાય છે. એથી તે જે ક્રિયા કરે છે તેથી પાપ બંધન તો થાય છે, પરંતુ પશ્ચાતાપ યુક્ત હોવાથી તેના ફળમાં તે સમભાવ રાખી શકે છે. તેથી સંસાર વૃદ્ધિ થતી નથી પાપ એટલે દુ:ખની પછી પુન્ય (સુખ). પાપના ફળમા દુ:ખકારી સંયોગ મળે છે. પરંતુ સમભાવ રહેવાથી પાછુ સુખ મળે છે.

૪—પાપાનુબંધી પાપ—મિથ્યાત્વી જીવ હિંસા, વિષય કષાયની પ્રવૃત્તિ કરતા બાંધે છે. હિંસાદિ પાપ તો છે જ એના ફળમા દુ:ખ મળે છે. એ દુ:ખમય હાલતમા પુન પાપ કાર્ય, રૂદન, ચિંતા, ભય, શોકાદિ કરીને નવા પાપ બાંધે છે જેથી પાપ (દુ:ખ)નો અનુબંધ—પાછળ પણ દુ:ખ થાય છે એને **પાપાનુબંધી પાપ** કહે છે.

આ ચાર બંધનોમાથી **પુન્યાનુબંધી પુન્ય** શુભ છે. **પાપાનુબંધી પુન્ય** મધ્યમ છે અને **પુન્યાનુબંધી પાપ** ને **પાપાનુબંધી પાપ** કનિષ્ટ છે. એનુ યથાર્થ જ્ઞાન સદ્ગુરૂ પાસે કરીને જે હિતકારી હોય તે આદરવુ

(૩૧) નિમિત્ત વશ આત્માના ત્રણ પ્રકાર છે—

૧ બહિરાત્મા—શરીર, ઇન્દ્રિય અને ભોગાદિમા મમતા રાખનાર —મિથ્યાત્વી.

૨ અંતરાત્મા—પોતાને શરીર, ભોગાદિથી ભિન્ન શુદ્ધ જ્ઞાન, સુખાદિ સ્વરૂપ આત્મા ને અનુભવનાર અર્થાત્ સમદષ્ટિ આત્મા

૩ પરમાત્મા—સિદ્ધ સ્વરૂપી નિરાકાર નિરંજન-વિતરાગ આત્મા.
(સમકિતી જીવ આત્મ ભાવનાને પામીને પરમાત્મ પદ લે છે)

( श्री अष्ट पाहुड )



# સફળ-જીવન.

( લેખક—પં. દરબારીલાલજી ન્યાયતીર્થ )

## શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ત્રીજા અધ્યયનની પહેલી ગાથાનો ભાવાર્થ.

એક રીતે જીવન મળવું મોંઘુ નથી. પ્રાણીને મરણ બાદ પૈસા ટકા ખર્ચ્યા વિના (મફતમાં જ) જીવન મળી જ જાય છે. આ રીતે જીવન સસ્તું છે, તેટલું જ મોંઘું બલ્કે તેથી યે મોંઘું **સફળ-જીવન** છે. લાખો મનુષ્યોમાંથી એકાદ જ આત્મા પોતાના જીવનને સફળ બનાવે છે. જીવન મળવું સરળ છે, પણ સફળતાના સાધન મળવા મુશ્કેલ છે. ઉત્તરાધ્યયનમાં ચાર વાતો દુર્લભ દેખાડી છે, કે જે જીવનની સફળતા માટે આવશ્યક કહી શકાય.

चत्तारि परमङ्गाणि, दुछहाणीह जंतुणो;
माणुसत्तं सुइ सडा, संजमम्मिय वीरयं ।

પ્રાણીને ચાર કારણો મળવા બહુ મુશ્કેલ છે. મનુષ્યત્વ, શાસ્ત્ર જ્ઞાન, શ્રદ્ધા અને સંયમ પાલન કરવાની શક્તિ.

મનુષ્ય પર્યાય વિષે જ્યારે આપણે વિચારીએ છીએ ત્યારે તેની દુર્લભતા દેખીને દંગ થઇ જઇએ છીએ. મુઠ્ઠીભર માણસો સિવાય સંસારમાં અનંત જીવરાશી છે. આજે વૈજ્ઞાનિક લોકો પણ પૃથ્વી,

પાણી, વનસ્પતિ આદિ સ્થાવર જીવ સમૂહને જીવ માને છે. આ બધી પર્યાયોને છોડીને એ ઇંદ્રિયાદિ કીડા, મંકોડા, પશુ, પક્ષી, આદિના શરીરોથી બચીને મનુષ્ય બનવું કેટલું મુશ્કેલ છે ?

અહિં કેવળ મનુષ્ય પર્યાયની જ દુર્લભતા નથી દેખાડી કિન્તુ **મનુષ્યત્વની** દુર્લભતા બતાવી છે. મનુષ્ય ભવ મળવો એક વાત છે, અને **મનુષ્યત્વ પ્રાપ્ત કરવું** બીજી વાત છે. જણાયેલી દુનીયામાં લગભગ ૧॥ અબજ મનુષ્ય સંખ્યા છે, પરંતુ મનુષ્યત્વવાળા માણસોની ગણત્રી કરવામાં આવે તો આંગળીના ટેરવા પર ગણાય તેટલા માણસો જ નીકળશે. એટલે જ શાસ્ત્રમાં તો મનુષ્ય ભવની દુર્લભતાને બદલે મનુષ્યત્વની દુર્લભતાનું કથન કર્યું છે. આ વાત ખાસ નોંધવા જેવી છે, વિચારવા જેવી છે.

સત્ય છે કે, મનુષ્ય ભવ મળવા છતાં પણ જો મનુષ્યત્વ પ્રાપ્ત ન કર્યું તો મનુષ્ય જીવન શું કામનું ? અહિં તો પ્રશ્ન જ એ છે કે મનુષ્યત્વ છેવટનું છે શું ? કે જે ન મળવાથી મનુષ્ય જન્મ જ વ્યર્થ મનાય.

મનુષ્ય ભવ મળ્યે મનુષ્યનો આકાર મળે છે; પરંતુ મનુષ્યત્વ માટે આકારની નહિ–ગુણોની જરૂર છે. એક કવિએ કહ્યું છે કે, જ્યાં સુધી ગુણીઓમાં મનુષ્યની ગણના ન થાય ત્યાં સુધી તેની મા પુત્રવતી નથી ગણાતી.

गुणीगणगणनारंभे न पतति कठिनी सुसंभ्रमाद्यस्य ।
तेनाम्बा यदि सुतिनी वद वंध्याकीदृशी नाम ॥

**ભાવાર્થ**—ગુણી લોકોની ગણત્રી કરતી વખતે જેના નામ પર આંગળી ન પડી એટલે જેનું નામ ગુણી તરીકે ન ગણાયું એવા પુત્રની માતા જો પુત્રવતી કહેવાય તો વન્ધ્યા (વાંઝણી) કોને કહેવી ?

આથી સાફ જણાય છે કે, શ્રેષ્ઠ ગુણો ધારે તે જ મનુષ્ય છે. બાકીના મનુષ્ય નહિ પણ મનુષ્યાકાર (માનવ દેહધારી) પ્રાણી માત્ર છે. મનુષ્ય શબ્દનો અર્થ 'મનુ'—ના સંતાન પણ કરાય છે, જો કે સૌ 'મનુ'ના સંતાન છે, પણ મનુના સંતાન હોવાનું ગૌરવ ધારણ કરનારા થોડા છે. સાચા પુત્રો તો તે છે કે જે પૂર્વજના ગૌરવને ધારણ કરી શકે. મનુ તે છે કે જે, યુગ નિર્માણ કરે. એટલે કે સમાજની નીચી હાલત સુધારીને યુગ બદલો કરે, ઉન્નત બનાવે. જૈન શાસ્ત્રોમાં મનુઓ ( કુલકરો )ના જે ઉલ્લેખ મળે છે, એથી સાફ માલુમ પડે છે કે, એમનાથી જ યુગ ( કર્મભૂમિ )ની આદિમાં સમાજની આવશ્યકતાઓ પૂર્ણ થઇ હતી. આજે પણ સમાજની આવશ્યકતાઓ (જરૂરીઆતો) મનુષ્ય પુરી કરે છે. સમાજમાં યુગાન્તર ઉભો કરે છે, તે જ મનુના સંતાન છે.

જો કે પ્રત્યેક મનુષ્યમાં એટલી શક્તિ કે યોગ્યતા હોઇ ન શકે. છતાં પ્રત્યેક મનુષ્ય મનુના સંતાન હોવાનાં ગૌરવને સાચવી શકે છે. એક જ માણસ યુગાન્તર ઉપજાવે એવું કંઇ નથી. ઇમારત જેવા સાધારણ કામને પણ એકલો કારીગર નથી બનાવી શકતો, તો યુગાન્તર ( જુગ-ફેર ) કરવો એ તો મોટી વાત છે. હા, આપણે યુગાન્તર કરવા માટે કંઈક કરી-છુટીએ એટલું બની શકે છે. જો ઇમારતમાં એક ઇંટ પણ આપણે મુકી-ગોઠવી શકીએ તોપણ કારીગર-કાર્યકર્તા કહેવાશું, મનુનું કાર્ય કરી શકશું. એ જ મનુષ્યત્વ છે.

એક બીજો કવિ મનુષ્યનું વિવેચન નીચે મુજબ કરે છે.

आहारनिद्राभयमैथुनंच, सामान्यमेतत्पशुभिर्नराणाम् ।
धर्मोहितेषामधिको विशेषो, धर्मेण हीनाः पशुभिः समानाः ॥

**ભાવાર્થ**—આહાર, ઉંઘ, બીક અને મૈથુનમાં તો મનુષ્ય અને પશુ સરખા છે. મનુષ્યમાં ધર્મની જ માત્ર વિશેષતા છે. જે મનુષ્યમાં ધર્મ નથી તે પશુ જેવો છે.

આ કવિએ મનુષ્યત્વનું ચિન્હ ધર્મ રાખ્યું છે. જે ધર્મ (મનુષ્ય ધર્મ)ને ધારણ કરી શકયો તેજ સાચો મનુષ્ય છે. ધર્મનો વિષય બહુ ઉંડો અને વિશાળ છે. એ વિષે તો કેટલાય સ્વતંત્ર લેખો લખી શકાય, એટલે જ અહિં ધર્મના વિષય પર વિવેચન નથી કર્યું. તો પણ એટલું તો કહેવું પડશે કે, ધર્મનું મૂળ સત્ય છે. સત્ય (સચ્ચાઇ)નો સંસ્કૃતમાં પર્યાયવાચી શબ્દ **સમ્યકત્વ** છે, **સમ્યકત્વથી જ મનુષ્યત્વ** છે. અને મિથ્યાત્વથી જ પશુત્વ છે. એક કવિએ સમ્યકત્વ અને મિથ્યાત્વનો મહિમા ટુંકમાં બતાવેલ છે.

**ભાવાર્થ**—જેનું ચિત્ત મિથ્યાત્વથી દૂષિત છે, તે મનુષ્ય છતાં પશુ છે. અને જેનો આત્મા સમ્યકત્વથી નિર્મલ થયો છે તે પશુ છતાં મનુષ્ય છે. આથી સાફ જણાય છે કે, મનુષ્યત્વનો ઇજારો મનુષ્યોને જ નથી મળ્યો અને મનુષ્ય થવાથી જ મનુષ્યત્વ નથી મળી જતું. પશુઓમાં પણ એવા પશુ હોય છે કે જેને આપણે મનુષ્ય (ભાવ) કહી શકીએ, અને મનુષ્યોમાં પણ એવા છે કે જેને આપણે પશુ કહી શકીએ. એથી માલુમ પડે છે કે, મનુષ્ય હોવા છતાં મનુષ્યત્વ મળવું મુશ્કેલ છે. માટે જ ઉત્તરાધ્યયનની ગાથાના ચાર દુર્લભોમાં સૌથી પ્રથમ દુર્લભ વસ્તુ મનુષ્યત્વ બતાવી છે. તેમાં મનુષ્યભવ ન લખતાં મનુષ્યત્વ લખવાનો અર્થ બહુ ગંભીર છે. **સફળજીવન** બનાવવાને એ સૌથી પહેલી શરત છે.

જે આ પહેલી શરત પૂર્ણ કરે તે બાકીની ત્રણે શરતોને પૂર્ણ કરી શકશે. કારણ પાછલી ત્રણ શરતો મનુષ્યત્વના પૂર્ણ વિકાશ અર્થે જ છે.

બીજી શરત છે શાસ્ત્રજ્ઞાન. સામાન્ય રીતે શાસ્ત્રજ્ઞાન થવું સહેલું છે. પાંચ દશ વર્ષ રખડના રખડતાં બધા વિદ્વાન બની જાય છે. વાત વાતમાં ધર્મ ધર્મની બુમો તો મરાય છે; પરંતુ સાચું શાસ્ત્રજ્ઞાન, ધર્મના રહસ્યો જાણવાની યોગ્યતા મુશ્કેલ છે. જૈનશાસ્ત્રના જ્ઞાનનો સાર એટલો જ છે કેઃ—

"ધર્મ આત્મામાં છે, બહાર નથી" ધર્મ નથી મંદિરોમાં, નથી ઉપાશ્રયોમાં, નથી મસીદોમાં, નથી પોથીઓમાં; ધર્મ છે આપણા આત્મામાં. લોકોએ ધર્મનો આધાર શરીર માન્યું છે, જાતિ અને કુળે ધર્મના ઇજારા લીધા છે. તેથી તો હાડ માંસના શરીરોમાં સ્પર્શાસ્પર્શનો વિચાર કરાય છે. એ જ મિથ્યા જ્ઞાન છે. સેંકડો પોથા શીખ્યા છતાં જેણે આત્મ શક્તિને ન ઓળખી, શરીરની શુદ્ધિ અશુદ્ધિની પાછળ જ પડયો રહ્યો, તે ગમે તેવો વિદ્વાન હોય પણ સમ્યગજ્ઞાની ન કહેવાય.

જૈનશાસ્ત્રોમાં સૌથી વિશેષતા તો એ છે કે, તે બાહ્ય ક્રિયાકાંડોમાં ધર્મનું અસ્તિત્વ નથી માનતા. જેણે એટલું સમજી લીધું તે સઘળા શાસ્ત્રોનો સાર સમજ્યો. શાસ્ત્રો ભણીને જે રહસ્યોને સમજી શકે છે તેને શ્રુતિ દુર્લભ નથી; કિન્તુ જે લોકો શાસ્ત્રોનો બોજો ઉઠાવવા છતાં રહસ્યને નથી સમજતા તેને 'શ્રુતિ' દુર્લભ કહે છે. જો શાસ્ત્રો વાંચવાથી કે શીખવાથી 'શ્રુતિ' સુલભ થઇ જાત તો ઉત્તરાધ્યયન સૂત્રમાં ચાર દુર્લભોમાં 'શ્રુતિ' દુર્લભ ન કહેત.

ત્રીજી દુર્લભ વસ્તુ છે શ્રદ્ધા. સામાન્ય રીતે આખા સંસારમાં શ્રદ્ધાનું રાજ્ય છે. સાચી શ્રદ્ધાને અભાવે દુનિયા દુઃખી છે અને સત્ય માર્યું માર્યું ભટકે છે. છતાં શ્રદ્ધાનું ફળ નથી. શ્રદ્ધા તો દિવ્ય ગુણ છે. સંસારમાં અંધારૂં વ્યાપ્યું છે. અંધ શ્રદ્ધાથી અંધ શ્રદ્ધાની જાળમાં ફસાઇને મનુષ્ય વિવેક શત્રુ થયો છે. મનુષ્યત્વ ભૂલાઇ ગયું

છે, અતિ સંકુચિત થઇ ગયું છે. આ અંધ શ્રદ્ધા સુલભ છે. પણ શ્રદ્ધા દુર્લભ છે. શ્રદ્ધા સમ્યક જ્ઞાનપૂર્વક થાય છે. એ પ્રત્યક્ષ અનુમાનની વિરૂદ્ધ નથી. શ્રદ્ધા શબ્દનો સાચો અર્થ **આત્મ વિશ્વાસ** આત્મા અનંત શક્તિશાળી છે. આત્મા અનંત કર્મ વર્ગણા પર વિજય મેળવી શકે છે. એવા વિશ્વાસથી જે કર્મ ક્ષેત્રમાં કૂદી પડે છે, અનંત અડચણો અને અનંત વિઘ્નો જેના વિશ્વાસને મટાડી શકતા નથી તે જ સાચા શ્રદ્ધાળુ છે. જે કુળ-જાતિ આદિની પરવા મૂકીને કહે છે કે—

देवायत्तं कुले जन्म, मदायत्तं तु पौरुषम् ॥

'કુળમાં જન્મ મળવો તો કર્માધિન છે, પણ પુરૂષાર્થ કરવો મારે આધિન છે' તેજ શ્રદ્ધાળુ છે. જૈન ધર્મ એમ નથી કહેતો કે તેમને શાસ્ત્ર ભણવાનો અધિકાર નથી, મુનિ બનવાનો અધિકાર નથી. અધિકારોના ઇજારા નથી હોતા. જૈન ધર્મ તો કહે છે કે– આત્માને ઓળખો અને કરી શકો તે કરો. આ રીતનો અમુક અધિકાર મ્હને છે કે નહિ એ સ્વપ્નામાંય ન સંભારો. તુચ્છથી તુચ્છ, નીચથી નીચ પ્રાણીને પણ ધર્મ પાળવાનો અનંત અધિકાર છે, એ અનંત અધિકારો અને આત્મિક અનંત શક્તિમાં જે વિશ્વાસ રાખે છે તે જ સાચો શ્રદ્ધાળુ છે.

ચોથી દુર્લભ વસ્તુ સંયમ શક્તિ છે. સંસારમાં એ સૌથી વધુ દુર્લભ છે. પરંતુ જેવી અધિક દુર્લભ છે, તેવીજ અધિક ખેલની વસ્તુ બનાવી રાખી છે. જે લોકોમાં મનુષ્યત્વ નથી, જ્ઞાન નથી, શ્રદ્ધા નથી, તેઓ પણ સંયમી થવાનો ડોળ કરે છે. સંયમની જેવી ધૂળધાણી થઇ છે તેવી આજે કોઇની નથી થઇ.

સંયમના ગૌણ સાધનોને સંયમ સમજવો એ મોટી ભૂલ છે.

ઉપવાસ; રસપરિત્યાગ, વિવિધવેશ, સ્ત્રી ( પતિ ) પરિવારનો ત્યાગ, આદિ સંયમના સાધનો છે; પણ સંયમ નથી. ત્યારે સંયમ શું છે ? કયાં છે ?

મનને વશ કરવું, કષાયોને દૂર કરવા એમાં સંયમ છે. કોઇ મનુષ્ય આપણું અતિ અનિષ્ટ કરતો હોય તેના ઉપર પણ જેને ક્રોધ ન આવે, જેને પોતાની વિદ્વતા તથા સંપત્તિનું અભિમાન નથી, જે પોતાની પૂજ્યતાનો ગર્વ નથી કરતો, જે યશકીર્તિનો ભિખારી નથી, જેના હૃદયમાં ઇર્ષા નથી, જે બીજાના યશ જોઇને આનંદે છે, જે કુસંપનો શત્રુ છે. વિશ્વપ્રેમ જ જેની રાગવૃત્તિ છે, જે છળકપટથી દૂર છે, જે મ્હોટી મ્હોટી રિદ્ધિઓને પણ માટી સમજે છે, જે ઉદારતાનો ભંડાર છે, પાપીઓને જોઇને તિરસ્કાર ન કરતાં દયા કરે છે, વિરોધીઓ સાથે પણ જે મિત્રતાથી વર્તે છે. જે સહનશીલતાનો ભંડાર છે. તે જ સંયમ છે, તે જ સાધુ છે, તે જ જગત્‌નો પ્રાતઃ સ્મરણીય છે. પરંતુ એવો **સંયમ** સાધવા ભવ્યાત્માએ કટીબંધ થવું જોઇએ.



એક વખત મુંજ રાજા પોતે ભિક્ષા માગવા કોઇ નગરમા કોઇ ગ્રહસ્થના ઘેર જાય છે ત્યા તે ગ્રહસ્થ સ્ત્રીએ રોટલાના માડામા ઘી નાખી તેના બે ટુકડા કરતા તેવામા તેમાથી ઘીનુ બિન્દુ નીચે ટપકે છે તે જોઇ મુંજ રાજા બોલ્યા

श्लोक

रे रे मंडक मारोदीर्य, कर खंडितोऽन्या ।

राम रावण, मुञ्जाया स्त्रीभिः केकेन खंडिता

અર્થ—અલ્પામડક (રોટલા) આ સ્ત્રીએ તને ખડીત કર્યો તેથી તુ રોવે છે અરે રામા સ્ત્રીએ તને એકલાને ખડીત નથી કર્યો પણ રામ, રાવણ, અને મુંજ વગેરેને કોને ખડીત નથી કર્યા બકે આખા જગતને ખડીત કરેલ છે

એક વખત અન્ય સ્થળે મુંજ રાજા કુવાના કાઠા પાસે જઇ પહોચતા ત્યા સ્ત્રીઓને પાણી ભરતી જોઇ આ વખતે કુવા ઉપર રહેલ યત્ર એટલે રેટને સ્ત્રીઓ ચલાવે છે ત્યારે રેટ શબ્દ કરવા (બોલવા) લાગો તે સાભળી મુંજ રાજા રેટને કહે છે

श्लोक

रे रे यत्र मारोदीर्य, त्वम् भ्रमयन्त्युमु ।

कटाक्षा क्षेप मात्रेण, करा कर्ष्टय काकथा ॥२॥

અથ—અયા યત્ર! તુ રામા સ્ત્રીએ માત્ર ભ્રકુટીના ભમાવવા વડે કરીને કોને કોને નથી ભમાવ્યા? તો તને તો બે હાથ વડે કરીને ફેરવે છે તેમા શુ રોવે છે? આમા મને તો કશુ આશ્ચર્ય નથી લાગતુ માટે શાન્ત થા



# आनन्दघन बहोंतेरी.

## बालावबोध.

પ્રથમપદ—રાગ વૈરાવલ.

क्या सोवे उठ जाग बाउरे,
अजलिजल ज्यु आयु घटतहे,
देत पहोरिया घरिय घाउरे ॥ क्या १ ॥

**ભાવાર્થ**—ગુરૂ મહારાજ શ્રી આનન્દઘન અજ્ઞાની જીવને ઉપદેશ કરે છે હે મોહનિદ્રામા ઉંઘનારા બહાવરા ઉંઘા શુ .રે છે ? ઉઠીને જો તો ખરો કે જેમ ચાગગામા લીધેલુ પાણી આગળીઓના છિદ્રોમાથી, વહ્યુ જાય છે તેમ તારા શરીર રૂપ ચાગ ળામાથી મન રૂપ હથેળીમાં થઇ ઇદ્રિયો રૂપી વિવરમાથી તારુ આઉખારૂપ જળ ચાલ્યુ જઇ રોજ રોજ ઘડી ઘડી ઘટતુ જાય છે અને જો તો ખરો કે, આ ઘડિયાળી ઝાનરપર ઘડિયે ઘડિયે ઘા મારીને તને ચેતાવે છે કે, હવે જાગ

**પરમાર્થ:**—ધન, યૌવન અને સ્ત્રી વગેરેની નાના પ્રકારની વિષય વાસનામા-સ્વપ્નામા લુબ્ધ થએના મોહ નિદ્રામા ઉઘતા અજ્ઞાની બહિરાત્મા તેના આત્મ જ્ઞાનની ઉજાગર દશામા રહેતા સદ્ગુરુ શ્રી **આનન્દઘન** મહારાજ ઉપદેશ કરે કે, છે માયા, મોહ, અવિદ્યાના[1] આવરણમા પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, આનન્દ સ્વરૂપને ભૂલી ગએના બાવરા ભોળા, ઉઠ જાગ્રત થા,-સાવધ થા અને જો તો ખરો કે તારૂ આયુષ્ય અજલીમા લીધેલા પાણીની પેઠે ઘટતું જાય છે એટલે ચાગળામા લીધેલુ પાણી આંગળીઓના વિવરામાથી વહ્યુ જાય, તેમ તહારૂ આયુષ્યરૂપી જલ દેહ રૂપી ચાગળામા મન રૂપ હવેલી અને ઇન્દ્રિયોરૂપ છિદ્રમા થઇ ઘડી પલ પળ કરતાં વહ્યુ જઇ ઓછુ થતુ જાય છે. અને તે એટલે સુધી કે, છેવટે આ દેહરૂપી ઘર આયુષ્ય રૂપી જલ વગરનુ થઇ ખાલી થઇ જશે માટે માયાના અધકારમા-મોહની નિદ્રામા ઉઘતા તુ જાગ્રત થા, સાવધ થા, અને જો કે ઘડિયાળી ઘડિયાળ પર-ટાવરપર ઘડીએ ઘડીએ ટકોરા વગાડી વગાડી તને ચેતાવે છે કે એક ઘડી તારા આયુષ્યમાથી ચાલી, બે ઘડી ચાલી, ત્રણ ઘડી ચાલી, એમ ચેતાવી ચેતાવી તને કહે છે કે તારા આયુષ્યમાથી આટલો કાળ ઓછા થયો, માટે હવે ચેત સાવધ થા

તુ કદાપિ એમ ધારતો હશે કે ઘડી ઘડી જઇ કેટલુક જશે ? પણ એમ નહીં સમજીશ, પલ પલ કરતા ઘડી ગઇ, ઘડી ઘડી કરતા પ્રહર ગયા પ્રહર પ્રહર કરતા દિવસ દિવસ દિવસ કરતા પક્ષ, પક્ષ કરતા માસ, માસ માસ કરતા વર્ષ અને વર્ષ

---

૧ માયા-અવિદ્યા-પ્રકૃતિ, કર્મ અજ્ઞાન એ પર્યાય છે. (હરિભદ્ર કૃત યોગ બિન્દુ. )

વર્ષ કરતાં જીંદગી ચાલી ગઇ, આમ સતત ઘટાડો કરનાર કાળની આગળ હજારો ને લાખો વર્ષ ચાલ્યાં ગયાં તો, તારા સાઠ કે સિત્તેર એ શું હિસાબમાં ગણવાં[1] ? ઉઠ, જાગ, સાવધ થા અને તારૂં સ્વરૂપ સમજી લે.

इंद्र चंद्र नागिंद्र मुनींद्र चले,
कोण राजापति साह राउरे;
भमत भमत भवजलधि पायके,
भगवंत भजन विन भाउ नाउरे ॥ क्या० ॥२॥

ભાવાર્થ—દેવોના રાજા ઇંદ્ર મહારાજ ગ્રહોમાં મુખ્ય ચંદ્રમા, નાગદેવોના અધિપતિ ધરણેંદ્ર મહારાજ, એટલું જ નહીં પણ તિર્થંકર મહારાજ જેવા તો, ઘણા ચાલ્યા ગયા, તો પછી રાજા રાણા, શેઠ સાહુકાર, બાદશાહ એવા એવા શા લેખામાં ? પૂર્વ પૂર્વના આયુષ્યવાળા ઇંદ્રાદિ, અને હજારો હજારોના આયુષ્યવાળા રાજાઓ આદિ ચાલ્યા ગયા તો પછી આ આયુષ્ય કોણ માત્ર છે ? હવે ચેત અને આ બાકી રહેલા આયુષ્યમાં ભવોભવરૂપ સિંધુદ્રમાં ભટકતાં ભટકતાં મનુષ્યરૂપ ભવના કિનારાપર આવ્યો છે તો ત્યાં ભગવાન પરમાત્માના ભજન વિના બીજી કોઇ હોડી તારે માટે નથી.

પરમાર્થ—તું એમ ધારતો હોઇશ કે આપણે મોટી ઉમર

---

१ व्याघ्रीव तिष्ठति जरा परि तर्जयन्ती
रोगाश्च शत्रव इव प्रहरन्ति देहान्
आयुः परिस्रवति भिन्न घटा दिवांभो
लोकस्तथाप्य हित माचरतीतिचित्रं

( भर्तृहरि ).

ચના ધર્મ કરીશ, અથવા તુ એમ ધારતો હશે કે આપણે શુ છે? આપણી પાસે જોઇએ તે છે કઇક સારં શરીર છે, અને આ અમેરિકામા કઇક હશ પણ ઇડિયા (હિંદુસ્તાન) કરતા સારી છે, મારે શરીર પણ સુખરતુ ચાલ્યું છે, જોઇએ તેનુ સ્વચ્છ ખાવા પીવાનુ પણ મળે છે કંઇક આ લોકોની સાથે 'ગોટપિટ" (God-pity) કરતા પણ આવડે છે ઇડિયા–હિંદમાં શાસ્ત્રિઓ સાથે हृदं अयति हृदं न भजति પણ આપણાથી થાય છે, દેશીઓને સસ્કૃત, યુરોપીયનોને કઇ હિંદુસ્તાની, ઉર્દુ પણ શિખવાય છે, ગાડી ઘોડે બેસાય છે રેલવે, આગબોટમાં સેકન્ડ કલાસમા મુસાફરી પણ કરી છે, રાત્રિ હોય તો આ "પુલમેન પેલેસકાર" મા રાજાઓની માફક શયન કરતા પણ પ્રવાસ થાય છે, મારે હાન ધર્મ કરવાની શી જરૂર પડી છે? આમ વિચાર કરતા તને ઉદેશી મહા કરૂણાનુ ગુરૂ મહારાજ આનંદઘન દાખનાઓ આપી, તેની શુદ્ધિ ઠેકાણે લાવતા રોચની તેમ કહે છે કે, આટના વિષમ સુખમા અહંકાર શુ છે!! રાજા રાણા, શેઠ શાહુકાર, શાહ બાદશાહ તો શું પણ દેવોના રાજા ઇદ્ર મહારાજ, ગૃહોના રાજા ચદ્ર, નાગ લોકના રાજા ધરણેદ્ર અને મુનિઓના મહારાજા શ્રી તિર્થંકર મહારાજે પણ ચાલ્યા ગયા તો ત્હારૂ શુ ગજુ? તારી આત્મઋદ્ધિ અને તારૂ બળ ગા લેખામા મારે નકામા થા, ભવોભવ ભટકતા ભટકતા આ મનુષ્ય ભવ સમુદ્રને પામ્યો છે, તો તેને તરવાને, શ્રી પરમાત્મના ગુણ કિર્તન વિના, બીજી કોઇ "સ્ટીમર"—નાવ તને તારનાર નથી. મારે, પળ પળ, ઘડી ઘડી, રોજ રોજ સુતા બેસતા, હરતા ફરતા, ચાલતા દોડતા તુ શ્રી ભગવાનના ગુણોનુ સ્મરણ કર, અને તેઓનુ એવુ રટન કર કે તારા આત્મામા રહેલા, તેજ ગુણો પ્રગટ થઇ રહે? આમ કરીશ તો તુ ખસુસ સસાર સમુદ્રનો પાર પામીશ મારે પ્રભુના ગુણોનુ અહર્નિશ ધ્યાન કર કારણ કે એના વિના સસાર

સમુદ્રને પાર ઉતારનારી બીજી કોઇ સહિસલામત-સ્ટીમર[1]-આગ-બોટ તારે માટે નથી.

कहा विलंब करे अब बाउरे,
तरीअ भवजलनिधि पार पाउरे;
आनंदघन चेतक मय मुरति,
शुद्ध निरंजन देव घ्याउरे ॥ क्या० ३ ॥

---

૧ આ મહા મોટા હિંદી મહાસાગર અને ઉછળતા વિકાળ આટ્લાંટિક મહાસાગર જેવા મોટા દરિયા કોઇ મછવાથી અથવા અસલી નાના વહાણથી, તરવા કેવા અશક્ય છે ! અને હાલના સુધરેલા વખતના " પી. અને ઓ. કંપનીની સ્ટીમરો અરિયા અને કેલેડોનિયા તેમજ અમેરિકન લાઇનની સેન્પોલ અને સેન્ટલુઇ નામની મોટી સ્ટીમરોથી તેજ મહાસાગરો તરવા કેવા શક્ય છે ! તેમ આ ભવસાગર તિર્યંચ આદિના વહાણોથી, તરવા કેવા મુશ્કેલ હતા ! પરન્તુ આ માનવદેવ રૂપ, સ્ટીમરથી કેવું સહેલું છે ? એ તિર્યંચરૂપી વહાણો બિચારા, વિષય વાસના રૂપી તોફાની પવનોથી, કેવાં આડાં અવળાં ઘસડાઇ જતાં હતાં, પરન્તુ આ માનવ શરીર રૂપ મોટી સ્ટીમરને એ તોફાની પવન કાંઇ નડી શકતા નથી. વાહાણને વિષય વાસનારૂપ પવનો નાશ કરતા. જ્યારે જીવ હાથ નામના તિર્યંચ શરીરમાં હતો, ત્યારે સ્પર્શેન્દ્રી વશ થઇ પોતાનો નાશ કરતો અને તારૂં તે વખતનું મ્હોટું વહાણ પણ ભાંગી પડયું પરન્તુ હાલ સ્વદારા સંતોષ વૃતથી ને પછી સર્વથા બ્રહ્મચર્યથી એ તોફાની પવનો પણ કંઇ નથી કરી શકતા જ્યારે મત્સ્ય હતો ત્યારે રસેંદ્રીને વશ થઇ, ધીવરના કાંટાના આમિષથી, પોતાનો પ્રાણ ખોયો, પરન્તુ હવે પ્રથમ એક, પછી બે, એમ રસેંદ્રિને વશ કરવા વગઇ

**ભાવાર્થ**:—અરે એ ગાંડા હવે એટલે આ સુલભ[1] એવો મનુષ્યદેહ પામ્યો છે ત્યારે ઢીલ શું કરે છે? હવે તો સંસાર સમુદ્રને સહેલાઇથી તરી જા. અને તે તરવામાં આનન્દનાસમૂહરૂપ કેવળ ચૈતન્યરૂપ એવા નિર્મળ, અને નિર્લેપ એવા દેવાધિદેવવિતરાગનું ધ્યાન ધર.

---

( વિકૃતિ કરનાર પદાર્થ ) બંધ કરી સહિસલામત રહી શકે છે. જ્યારે ભ્રમર હતો, ત્યારે ઘ્રાણેંદ્રિયના સુગંધી વાસથી, કમળમાંફસાઇ જતો પરન્તુ હવે સુવાસ લેવામાં પણ નિયમ કરી શકે છે; જ્યારે પતંગ હતો ત્યારે ચક્ષુ ઈંદ્રિના વિષય રૂપથી, દીપમાં ઝંપાઇ જ્યારે જતો, પરન્તુહાલ તારી સમક્ષ આ દીવાઓ બળે છે; આ, પારિસ, લંડન, ન્યુયોર્ક, ચિકાગો, બોસ્ટન, આદિ સ્વર્ગીય નગરોના દેખાવો પસાર થાય છે. પરંન્તુ તેનું રૂપ તને ખેંચી જતુ નથી, જ્યારે હરિણ હતો ત્યારે, તું સુસ્વરથી ખેંચાઇ પારધીથી વિનાશ પામતો. પરન્તુ હાલ તેમાં પણ, સંનિયમ થાય છે. આમ આ માનવ દેહરૂપ સ્ટીમર આગબોટ જ્યારે આ ભવસાગરમાં ચાલે છે, ત્યારે, તેને સ્પર્શેદ્રિ, રસેંદ્રિ, ઘ્રાણેંદ્રિ, ચક્ષુરિંદ્રિ, અને શ્રોત્રેંદ્રિના વિષયોરૂપી પવનો આડા અવળા, તિર્યંચોરૂપી વહાણુની પેઠે લઇ જતાં નથી, ત્યારે હાલ સ્ટીમરને તરવુ સહેલું તેમાં શુ આશ્ચર્ય? માટે આ માનવ દેહમાં જૈન ધર્મ **લાઇન સ્ટીમર કંપની**ની શ્રાવક રૂપ મોટી સ્ટીમરથી ભવસાગર તરવો દુર્લભ લાગતો નથી, વળી એ સ્ટીમરોમાં **હરીભદ્રસૂરી અભયદેવસૂરી, હેમચંદ્રસૂરી, આનન્દઘન**, અને **ચિદાનંદઘન** જેવા હુંશિયાર કપ્તાન હોય, પછી શી ચિંતા છે? એટલુંજ નહીં પરન્તુ એ કપ્તાનોની દિર્ઘદષ્ટિથી, સ્ટીમરમાં રહેલી ધર્મધ્યાનના સુવાયુથી, શુકલધ્યાનની વરાળથી તે અહર્નીશ વગર અટકયેજ ચાલીજ જાય, તેમાં શી નવાઇ? તો આ માનવદેહ રૂપ સ્ટીમર. તરવા માટે સાનુકુળ લાગે છે, અને તેજ પ્રમાણે તેના સર્વ માનવબાંધવોને, બેનોને, માતાઓને, પિતાઓને, પુત્રપુત્રીઓને સાનુકુળ થાઓ એજ ભાવના, કારણ કે, તેની આટલી ઉમરે

**પરમાર્થ**:—હે સંસારી પ્રાણી આ મિનુષ્યદેહ પામ્યો છે, તો હવે શો વિલંબ કરેછે? આ મનુષ્યભવમાં હું તને કહું છું તેમ કરી ભવસમુદ્ર તરી જઇ, તેનો પાર પામી લે–તેનો–છેડો પામી લે–એટલે મોક્ષ પામી લે. એમ કરીશ તો નાના પ્રકારની યોનિરૂપ ખેરોમાં વારંવાર ભટકવાનું મટી જશે. વિષય–કષાયનાં તોફાનોથી બચી

---

સકળ માનવ જાતમાં સ્ત્રી જાતિમાં, કોણ સગી માતા, બેન કે પુત્રી અને પુરૂષ જાતિમાં કોણ સગો પિતૃનિર્વિશેષ, સગો બંધુ કે પુત્રરૂપ નથી, અપીતુ સર્વ માનવ જાતનું સગું કુટુંબ આ પૃથ્વીરૂપી નાના ઘરમાં આવી રહ્યું જણાય છે.

તિર્થંકરમહારાજને જ્યારે જ્યારે લોકાલોક ભાસ્કરરૂપ કેવળ-જ્ઞાન થતું–થાય છે અને થશે, ત્યારે ત્યારે એના કિરણોની આભાથી એક જીવે, આમ પણ દેખ્યું અને તે કંઇક ઠીક પણ લાગ્યું.

> नृदेह माद्य सुलभं सुदुर्लभं,
> प्लवं सुकल्पं गुरु करण धारं;
> मयानु कुलेन नभस्वतेरीतं,
> पुमान् भवार्ब्धि न तरेत्स आत्महा ॥ १ ॥

**ભાવાર્થ**:—આ મનુષ્યરૂપી વહાણ, દુર્લભ પણ સુલભ થઇ પડયું (કારણ કે આ કાળે તે મળ્યું,) તે બીજા બધા દેહરૂપવહાણોકરતાં આદ્ય–એટલે પહેલા નંબર–ફર્સ્ટ નંબરનું છે, સારા કુવા થંભવાળું છે મારા શુભધ્યાનરૂપી અનુકુલ પવનથી હંકરાયલું છે, એમ છતાં પુરૂષ આ ભવરૂપ સમુદ્રને ન તરે તો તે આત્મઘાતી છે; પોતાનેજ પોતાની મૂર્ખાઇથી વિનાશ કરનાર છે, માટે હવે ચેતીને ચાલે એવી ભલામણ, પિતૃરત્ન **આનંદઘન** તેને કરતા હોય એમ જણાય છે.

૧ તિર્યંચમાં મુઢાવસ્થામાં રહ્યો અને કેટલાક દેવોમાં વિષયાશક્ત અવસ્થામાં ગરકાવ પામ્યો પરંતુ મનુષ્ય દેહના કારણરૂપ ધર્મધ્યાન તેઓ બેઉને દુર્લભ, પરન્તુ તને તો આ મનુષ્ય દેહમાં

જવાશે, કારણ કે તે સ્થાન નિર્ભય છે. માટે તેને પામવાને આનંદના સમૂહરૂપ-ચૈતન્યરૂપ, કર્મમલથી રહિત નિર્લેપ એવા દેવ કે શુદ્ધ આત્માનું તું ધ્યાન કર કે જેથી તારૂં નિજ સ્વરૂપ હમણા તું ઓળખી શકે.*

॥ ઇતિ પ્રથમ પદ ॥

---

તેઓ કરતાં ઘણુંજ સુલભ છે, અને પુનઃ પણ સર્વ જીવને કલ્યાણકારી તિર્થંકર દેહ પણ એજ ધર્મ ધ્યાનના પ્રભાવથી પામવુ એ આ દેહમાં તો સુલભ છે. તો પછી પ્રમાદ શા માટે તું કરેઃ जाइ जरा मरण सोग पणासणस्स कल्लाण पुख्खल विसाल सुहा वहस्स को देव दाणव नरिंद गणच्चिअस्स धम्मस्सार मुवलम्म करे पमाय માટે તારે તોઃ—

महता पुण्यपण्यने क्रितेय कायनौस्त्वया ।
पारंदु.खोदधे र्गन्तु त्तर्यावन्न भिद्यते–

ભાવાર્થઃ—મોટા પુણ્યરૂપ નાણાં ખરચી, આ માનવ દેહરૂપ નોકા તેં ખરીદેલી છે, તો તે આ વખતે ભાંગી ન જાય, તેટલામાં દુ:ખરૂપી સમુદ્ર તું એ ઝડપથી તરી જા,—વિલંબ ન કર,—વાટ ન જો,—ઉભો ન રહે.

*ઇડ, ભ્રમરીનું ધ્યાન કરતાં જેમ અત્યંત ભયને પામી, ભ્રમરીરૂપ થઇ જાય છે, આ જીવ પરમાત્માના ધ્યાનમાં અત્યંત પ્રીતિથી પરમાત્મરૂપ થાય. જેમ અત્યંત ભયથી ઇડ પોતાના સિવાય સર્વેને ભૂલી ભ્રમરીરૂપ થાય, તેમ અત્યંત, પ્રીતિથી, સર્વ પરવસ્તુને ભૂલી પરમાત્માના સ્વરૂપને પમાય.

હાલ અમેરિકામાં દ્રવ્યે વસતા પૂર્વે જેમ તારી સ્ત્રીમાં વિષયાશક્ત થઇ તેને જેવું દ્રઢાલિંગન કરતો હતો, તે તે વખતે બીજી સઘળી વસ્તુઓમાં અશક્તિ કાઢી નાખતો હતોતેમ આ શાંત સ્વરૂપ આત્માને દ્રઢાલિંગન કરી પરવસ્તુની આશક્તિ છોડી દે.

ધ્યાન બે પ્રકારે થઇ શકે છેઃ—એક તો જે આત્મા, પોતાનું સ્વરૂપ ધ્યાનદ્વારા પામ્યા હોય,—પામતા હોય કે પામવાના હોય, તેના

પદ ૨ જું—રાગ વેરાવલ એકતાલી.

रे घरियारी बाऊरे,
मत घरीय बजावे;
नर सिर बांधत पाघरी,
तुं क्या घरीय बजावे. ॥ रे० १ ॥

સ્વરૂપમાં, ચિદાકાર વૃત્તિ કરવાથી, એ ધ્યાનને સાલંબન ધ્યાન કહે છે. એટલે વાટરૂપ જીવ દીપરૂપ પરમાત્માનુ આલંબન લેતાં લેતાં પોતે દીપરૂપ બની જાય છે. તેમજ બીજો પ્રકાર એવો છે કે પોતાના શુદ્ધ ચૈતન્યને નિર્લેપ-કર્મ મલથી નિર્લેપ ચિંતવી એટલે જ્ઞાનરૂપ દર્શન રૂપ-ચારિત્રરૂપ-આનંદરૂપ-વીર્યરૂપ-ચિંતવી, તેમાં તદ્રૂપતા કરવી એને નિરાલંબન ધ્યાન કહે છે. આમાં ધ્યાતા ધ્યાન પોતેજ છે. એટલે લાકડે લાકડું ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય એટલે પોત-પોતાનું સ્વરૂપ વારંવાર ચિંતવવાથી નિજ સ્વરૂપ પ્રગટે. ગુપ્ત અગ્નિ જેમ એ બેઉ લાકડામાંથી મથન કરતાં બહાર આવે, તેમ આત્મ વિચાર પોતામાં રહેલા શુદ્ધ ચૈતન્ય ભાવપર કરતાં કરતાં ગુપ્ત રહેલાં અનંત જ્ઞાન-અનંત દર્શન-અનંત આનંદ-અનંત વીર્ય પ્રકાશ પામે.

એટલે આ જે જણાય છે તે મારૂં સ્વરૂપ નહીં પણ જેથી જણાય છે તે, **જ્ઞાન** છે. અને તે **જ્ઞાન** તેજ **સોહં** છું તેજ મારૂં શુદ્ધ સ્વરૂપ છે જેમ આંખનું કામ દેખવુ છે. એટલે તે આ બંગ-લામાં સર્વ પદાર્થોને આ બંગલાને-આ અજવાળાને-અને પેલા અંધારાને પણ દેખે છે તેમજ હું સર્વેને દેખનાર છું. **દશન** એજ **સોહં** છું જે દશ્ય છે તે નહીં. આ અનંત વિશેષો જેથી જણાઇ રહ્યા છે એ **સાકારોપયોગ** એટલે **જ્ઞાન** તેજ હું અને અનંત વિશેષોમાં જેથી નિરાકારરૂપ થતો **સામાન્ય ઉપયોગ માત્ર** તેજ

**ભાવાર્થ:**—હે ભોળા ઘડીયાળી તું ઘડી ન વગાડીશ. કારણ કે પુરૂષો માથા ઉપર, પાઘડી બાંધી એવુ સૂચવે છે કે, પા-ઘડી એટલે ઘડીએકનો ચોથો ભાગ અને તું આખી ઘડી થતાં શુ વગાડે છે ?

---

**દર્શન** અને તેજ **દર્શન** રૂપ **સોહં** છું એમ **સાકારોપયોગરૂપ જ્ઞાનથી નિરાકારોપયોગ- રૂપ દર્શનમાં અને એ નિરાકાર ઉપયોગ રૂપ દર્શનથી સાકાર ઉપયોગ રૂપ જ્ઞાનિમાં** જે વિલસું છું-જે રમું છું તેજ **ચારિત્ર** અને એ **ચારિત્ર** તેજ હું એમ **આત્મા** છું એટલે **જ્ઞાન** છું, **દર્શન** છું. **તદુભયમાં રમું** છું : આવા ધ્યાનને નિરાલંબન ધ્યાન કહે છે.

આત્મારૂપ સ્ફાટિક રત્નમાં શરીર જે ડાંક જેવુ દેખાય છે અને લીધેલા કષાયાદિના રંગો ડાંકને લાગી હું શુદ્ધ નિરંજન હોવા છતાં મને રંગ બેરંગી દેખાડે છે. માટે તેવો મિથ્યા આરોપ ન થાયમાટે એ ડાંકને અને મનને શુભ-ધવલ ધર્મ ધ્યાન-કે શુધ-નિર્મળ શુકલ ધ્યાનમાંજ રાખું કે ડાંકના રંગમાં મારો આરોપ ન થઇ જાય,

**વિશેષસૂચન**—સર્વ માનવ કુટુંબ જનોએ આ પદરત્નને રોજ પ્રભાતમાં ખુબ ધીરજથી ગાવુ. ગાતાં ગાતાં ધીરજથી, હળવે હળવે તેનું અર્થ ચિંતવન કરવુ. અને અર્થ ચિંતવન એટલી ધીરજથી કરવું કે, તેની છાયા-તેની ખુમારી-આખા દિવસના વ્યવહારમાં પ-રોવાઇ રહે. આમ પ્રથમ ગાનપૂર્વક વાચન, પછી અર્થ ચિંતવનરૂપ મનન, અને ત્યાર પછી વ્યવહારમાં પણ તેના ઉપયોગરૂપ નિદિધ્યા-સન એમ ત્રણે કર્ણોપૂર્વક આ પદામ્રતનું પાન થયું તો ખચીત આ ભવમાંજ અલ્પ કાળમાં આત્માનુભવરૂપ જ્ઞાન પ્રકાશ પામશે.

**નિચાળ સદ્ગુરુ આનંદઘનના** જગાડવાથી કંઇક જાગેલો **લાલન** કંઇ સાવધ થતો આંખ ચોળી ઉઠી ચેતતો, આનંદ પામતો પોતાનું યથાશકિત સ્વરૂપ, અનુભવતો આ **આનંદનંદન** જૂએ છે તો પોતે

**પરમાર્થ**—સદ્‌ગુરૂ આનન્દઘનજી મહારાજ ઘડિયાળ વગાડનારને જોઇ, ઘડિયાળ વગાડનારની સાથે વાત કરતાં લોકોને ઉપદેશ કરે છે. ગુરૂજી ઘડિયાળ વગાડનારને કહેછે. ગાંડા ઘડિયાળ વગાડનાર તું ઘડી ન વગાડીશ. કારણુ કે બધા પુરૂષો તો પાઘડી–ઘડીનો ચોથો ભાગ માગે બાંધે છે અને પાઘડી બાંધી એમ સૂચવે છે કે પાઘડી એટલે ઘડીના ચોથા ભાગ જેટલું " માત્ર " જીવવું છે અને તું આખી ઘડી વગાડે છે. તેથી તેઓ ભય પામશે. માટે તું ઘડી શું જોઇને વગાડે છે.

આ ગાથામાં વ્યંગાર્થ એવો છે કે, જે સુકૃત કરવાનું હોય અથવા તારૂં સ્વરૂપ સમજવુ હોય તો તે તુરત કરી લે. તેનો વિલંબ કરીશમાં. પુરૂષો માથેપાઘડી બાંધીને ફરે છે એટલે એમ સુચવે છે કે એમને ઘડીનો ભરૂસો નથી. અને સુકૃત કરવાનું રહી જશે. અથવા

---

નથી, ઇંદ્ર નથી, ચંદ્ર નથી, નાગેંદ્ર નથી, મુનીંદ્ર નથી, રાજા નથી, રાણો નથી, શાહ નથી, બાદશાહ નથી; શેઠ નથી, સાહુકાર નથી, કારણુ કે એ તો બધા કર્મ પુદગલના રચેલા દેહો છે. પરન્તુ તુંમાં રહેલું જ્ઞાન જેમાં ઇંદ્રાદિ બધા દેખાય છે તે જ્ઞાન સ્વરૂપ છે. ઘડી, પળ, પ્રહર, દિવસ, પક્ષ, માસ, વર્ષથી તું મપાય તેમ નથી. તું એ સર્વ કાળ દ્રવ્યના પ્રયાયને માપી રહ્યો છે. તું તે કાળના પ્રયાયનો જ્ઞાતા છો. કારણુ કે તું જ્ઞાનરૂપે કોઇ કાળે નહીં હતો એમ નહોતું દ્રવ્યે શાશ્વતો છો–અમર છો, માટે આ ઘડિયાળી જે ટકોરા વગાડી તારા દેહમાં કેટલાં વર્ષ, તારા માનવદેહને યોગ્ય કર્મને લીધે, થયાં તે તારાં નથી દેખાડતો પણ દેહનાં દેખાડે છે. માટે એવાં દેહરૂપ કર્મો પરદ્રવ્યનાં મોહથી થયાં તે પરદ્રવ્યમાંથી નીકળી જે જ્ઞાનમાં એ દેખાય છે, તે જ્ઞાનમાંજ તું સ્થિતિ કરી રહે. એટલે ભવો ભવના ફેરા મટી, અક્ષય, અને અનન્ત બોધરૂપ-જ્ઞાનરૂપ બની રહેશેજ.

નિજ સ્વરૂપ નહીં સમજાશે તો પાછળથી પસ્તાવું પડશે. આ ઘડિયાળી તો આખી ઘડીને ઘડી વગાડયે જાય છે. મતલબ કે પા ઘડીને બદલે ઘડિયો દુચાલી જાય છે. હે પ્રમાદવશ પડેલા ચેતન તું ચેત અને પ્રમાદને છોડી સ્વસ્વરૂપની પ્રાપ્તિ થાય તેવો ઉદ્યમ હમણાં કરી લે. ઘડિયાળીને ઘડી વગાડવાને ના કહી, અને પાઘડી પણ સુકૃત કર્યા વિના અથવા સ્વસ્વરૂપમાં રમણ વિના •જવાબ ન દેવી એવું હું તને કહું છું.

**નિચોળઃ**—ઘડી ઘડી કરતાં કાળ વધતો જાય છે, તેમ તેમ તું મરણને નજીક આવતો જાય છે માટે દેહભાવથી, બહિરાત્મભાવથી જે તું ઘડી ઘડી મરી નાશ પામી રહ્યો છે, તો તારામાં રહેલા શુદ્ધ આ **ચેતનને** ઓળખી લેવામાં વાર ન કર કે, જેથી તું **મરણને** વશ કરનાર પુદ્ગલ ભાવને મૂકી **અમર** એવા શુદ્ધ ચૈતન્ય-ભાવને અક્ષય સ્થિતિને-સાદિ અનંતત્વને પામે. માટે આ ઘડી ઘડીથી વીતતો કાળ, કર્મ પદ્ગલની ગણતરી કરે છે, તે તું નહીં. તારે **કાળ** ગણવો હોય તો તે બીજી રીતે ગણાય. અને તે કાલને જાણનાર **જ્ઞાનમય** છે તેજ તું છે તું શુદ્ધ ચૈતન્ય કાલથી મપાય તેમ નથી પરન્તુ કાલને તું માપે છે. કાળ એ ક્રિયા કે કર્મની ગતિમાં ઉપચારરૂપ છે, અને તેથી ક્રિયા, કર્મ, અને કર્મનાં પરિણામરૂપ આ પુદ્ગલો ગણાય, પરન્તુ એ ક્રિયાનો કર્તા શુદ્ધ ચૈતન્ય પોતાની ક્રિયા સાથે ભૂલથી પોતામાં ઉપચાર કરી લે છે માટે એ ક્રિયા કરનાર ચૈતન્યે ક્રિયાભાત્ર છોડી પોતાના શુદ્ધ ચૈતન્યભાવમાં રહેવું કે, જેથી ક્રિયા નિવર્તતાં પોતે અક્રિય એવા શુદ્ધ ચૈતન્યને લાશે ન પાડે. માટે ગુરૂજી કહે છે કેઃ—

केवल काल कला करे,<br>
वे तुं अकल न पावे;<br>
अकलकला घटमें धरी,<br>
मुजे सो घरी मावे. ॥ रे० २ ॥

**ભાવાર્થ**:—હે ઘડિયાળી તું જે આ ઘડી વગાડે છે તે તો માત્ર બહારથી કાળની કળા જાણવાની યુક્તિ છે. પરન્તુ દેહમાં જે ન કળાય તેવી કળા ( અનન્ત જ્ઞાન, દર્શનાદિની કળા—સાકાર નિરાકારરૂપ આત્મકળા ) થયા કરે છે. તેને, તે અકળને તું જાણી શકતો નથી, અને મને તો તે અકળ કળાજ હવે તો પસંદ થઇ રહી છે.

**પરમાર્થ**:—હે ઘડિયાળી, તું પાણીનો વાટકો ભરીને જે કાળનું માપ કહે છે, તે માત્ર તું કાળ જાણવાની યુક્તિ બહારથી[1] જાણે છે. પરન્તુ અંતરમાં જે કાળ જાણવાની કળા છે તેની તને ખબર પણ નથી, આ શ્વાસોશ્વાસ આવ જાવ કરી રહ્યા છે તે પણ ચૈતન્યનો—આત્માનો—જ્ઞાનનો દેહ સાથે સંબંધ છે ત્યાં સુધી, તેઓ ચાલ્યા કરે છે. આયુષ્યનું બંધાર પ્રાણ વાયુની સાથે સમ્બન્ધ રાખે છે, અને આયુષ્યનું માન પણ શ્વાસોશ્વાસપર હોય છે. આ શ્વાસોશ્વાસનો સમ્બન્ધ આત્મા સાથે છે. તથાપિ શ્વાસોશ્વાસ એ બાહ્ય પ્રાણ છે એટલે આત્મારૂપ ઘડિયાળી આ શ્વાસોશ્વાસ રૂપી કાળનું માપ કરે છે. આત્મા કંઇ પોતાનું માપ કરતો નથી અને આ બિચારો, અત્યાર સુધી પોતાનું માપ સમજી જતો હતો. માટે શ્વાસોશ્વસનું માન આત્મા કરે, તે આત્માથી કળાય, પરન્તુ આત્માની કળા તો અકળ છે. તેનું માપ કોઇથી થાય નહીં કારણ કે તે અનંતજ્ઞાનાદિ રૂપ છે. શ્વાસોશ્વાસ રૂપ ઘડિઆળનો કાળ કળાય છે, પરન્તુ આત્મારૂપ ઘડિયાળી અકળ છે, તે અકળકળાવાળા, આત્માને તું જાણતો નહોય તો તું જાણ કારણકે મને તે અકળકળાવાળા ઘડિયાળી આત્માની કળાજ પસંદ છે. અને હવે તને પણ સાદિ અનંત સુધી, એજ કળા પસંદ હો.

---

૧ વ્યવહારથી વર્તનારૂપ હોવાથી આરોપ માત્ર.

તું જો તો ખરો આટલા, આટલા વરસ થયાં, જેમ બકરાના ટોળામાં સિંહનું બચ્ચું આવી પડે તેમ સિંહ-સાવક તારૂં શરીર આ ભૂમંડળપર દેખાયું ત્યાર પછી ૩૬૦ ને ૩૭ ગુણી-એ એટલી વખત સૂર્યો ફર્યાં. અર્થાત તારૂં શરીર કેટલી વખત પૃથ્વીપર હાલ રહ્યું, તેની સૂર્ય રૂપ તારા કલાકે-મહુર્તે નોંધી રાખી તો તું બીજા ઘેટાની સાથે એમ સમજ્યો કે મને અમુક વર્ષ થયાં, જરા ગુરૂએ આપેલી કુંચીથી જોતાં માલમ પડી ગયું કે તારા દેહનો કાળ પણ સુર્યથી એટલે વર્ષોથી ન ગણાય, તારા શ્વાસોશ્વાસથી ગણવોજ જોઇએ. કારણકે તું જે બાહ્ય પ્રાણ બાંધે છે, તે શ્વાસોશ્વાવની સંખ્યાપર છે. સૂર્યની ગતિપર નથી. અને તારા ધર્મ ધ્યાનમાં રહેતા મનવડે એ પ્રાણને શ્વાસોશ્વાસને ધીમે ધીમે લેતો, તું વધારે કાળ પણ રહે. અર્થાત વર્ષ તારા દેહને માપી શકે નહી પણ શ્વાસોશ્વાસ માપી શકે. હવે તારા શ્વાસોશ્વાસ પણ તારા મનથી ગુરૂથી દેખાડેલ રાજયોગથી વશ કરી શકાય છે. પરન્તુ એ પણ તારા બાહ્ય પ્રાણ છે. તો હવે તો તારા અંત પ્રાણ જે જ્ઞાનાદિ છે તેનીજ સાથે તું ઐકયતા કર કે જેથી અક્ષયસ્થિતિ પમાય.

અરે આતે તને કેવો વિપર્યાસ હતો કે આ સૂર્યની ગતિનો દ્રષ્ટા તેમજ શ્વાસોશ્વાસરૂપ ઘડી પણ તું વગાડી તારા દેહનો કાળ માપનારો તેથકી અલગ જ્ઞાનાદિ અકળ કળા વાળો, તે સકળ કળાવાળા ભાવ પ્રાણને સૂર્યની ગતિથી પામતા છેતરાયો! પરંતુ ગુરૂ દેવ કૃપાથી એ ભૂલ હવે ગઇ તો હવે અકળ કળાવાળા આત્માની કળાનેજ પસંદકર એટલે જ્ઞાનાદિ ધર્મરૂપજ રહે.

आतम अनुभव रस भरी,<br>
यामें और न मावे;<br>
आनंदघन अविचल कळा,<br>
विरला कोइ पावे ॥ रे० ॥ ३ ॥

**ભાવાર્થ**:—આત્મારૂપ ઘડીમાં અનુભવ રૂપ અમૃત રસ ભરેલો છે, અને તેમાં બીજું કાંઇ સમાય તેમ નથી, **આનંદઘનજી મહારાજ** કહેછે કે એની ન ચળી શકે એવી કળાને કોઇ કોઇ વિરલા પુરૂષ સ્ત્રિયોજ પામી શકે છે.

**પરમાર્થ**:—આત્મા પોતાના અનુભવરૂપ રસથી ભરેલો છે. એ અનુભવમાં વસ્તુ વિચાર એટલે, જડ તે જડ અને ચૈતન્ય તે ચૈતન્ય રૂપ જણાઇ એ ઉભયને જાણનારજ પોતે એવું અનુભવે છે, એવી નિશ્ચય પ્રતીતિ થાય છે. આમ થયું કે, મન પણ વિશ્રાંતિ પામે છે, પોતાના સ્વરૂપ જાણતાં જે સુખ ઉપજે એ અપૂર્વ સુખનું નામજ અનુભવ છે.

બંધુવર્ય **બનારસી** પણ અનુભવને એમજ વર્ણવે છે:—

> वस्तु विचारत ध्यावते,
> मन पामें विश्राम;
> रस स्वादत सुख उपजे,
> अनुभव ताको नाम.

વસ્તુ તે જડ ચૈતન્યરૂપ તેનો વિચાર કરતાં મન વિશ્રાંતિ પામે અને પોતે **શુદ્ધ ચૈતન્ય** છે એવું જ્ઞાન થયા પછી આત્મા **પોતાના આનંદમાં** (નિજાનંદમાં) લીન થાય ત્યારે જે સુખ ભોગવે તેનું નામ **અનુભવ**.

આત્મામાં પરિપૂર્ણ રીતે **અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વિર્ય** અને **અનંતસુખ** એ રૂપ રસ ભરેલો છે. તેમાં વિષયાદિ બીજા રસ કેમ સમાય? આત્મા પોતાનાં જ્ઞાનવડે વિષયાદિને ભેદી જાય છે. હવે એ વિષયોને દૂર કરે તો જણાઇ આવે કે **સુખ** હતું તે પોતે હતું પણ વિષયો નહીં હતા. આ ચૈતન્ય **કેવો સુંદર** છે

અને તે સુંદરતાને આ સુવર્ણની વીંટીમાં બાહ્ય પ્રગટ કરવા જાય છે. પરન્તુ જો એ સુંદરતા મારામાં ન હોય તો તેમાં પ્રગટ પણ કેમ કરે. હવે એ વીંટી જાય તો પણ મારી સુંદરતા હું અનુભવું છું; તેમજ ખરી મીઠાશ પણ હું છું, કાંઇ મોદક. નથી એ મારા આસ્વાદમાં બીજા રસ પ્રવેશ કરી શકેજ નહીં. આ આત્મની અગમ્ય કળાને કોઇ વિરલા સ્ત્રી પુરૂષોજ—ભાઇ બહેનોજ પામી શકે છે એમ ગુરૂ મહારાજ **આનંદઘનજી** કહે છે.

અથવા ગુરૂજી એમ સૂચવે છે કે, જગતની નશ્વર એવી કળાને ઘણા જણ જાણે છે, પરન્તુ આત્મની કળાને વિરલા જાણે—અનુભવે છે.

જેમ એક નાટકની રંગ ભૂમીપર જુદા જુદા દેખાવો આવે ને નાટારંભ થાય, તેમ મારી સમક્ષ આ ભૂમંડળરૂપ નાટકશાળામાં અનેક દેખાવો હું **જોતો** બેઠો છું બાળ-કિશોર-યુવાન જોયો. પુત્ર પિતાના નાટક ભજાવતો જોયો, પતિનો ભાગ ભજાવ્યો, ગુરૂ શિષ્યનો, શ્રાવકનો, વણિકનો, મનુષ્યનો ઇત્યાદિ વેશ પેર્યા, ભજાવ્યા, વખાણાયો, વગોડાયો, પરંતુ આટલા આટલા વેશોમાં ને પડદાઓમાં ને બજાવણીમાં ફેરફાર થયો પરન્તુ જોનાર તું તો તેજ છે. આને આ બનાવો સાથે જો એકતા નહીં કરીશ તો, જે જ્ઞાન-દર્શન રૂપ છે, તેનોજ તું આસ્વાદ લહ્યા કરીશ. ગુરૂજી આગળ કહેશે કે

**केवल कमला अप्सर सुंदर गान करे रस रंग भरीरी.**
રસ રંગ ભરીરી—રસ રંગ ભરીરી—ગાન કરે રસ રંગ ભરીરી—ભરીરી અપ્સર સુંદર—ગાન કરે રસ રંગ ભરીરી. કેવળ કમલા,—અપ્સર સુંદર ગાન કરે—રસ રંગ ભરીરી.

पद ૩. રાગ વેરાવળ.

जीय जाने मेरी सफल घरीरी,
सुत वनिता धन यौवन मातो;
गर्भ तणी वेदन विसररी ॥ जीय ॥ १ ॥

**ભાવાર્થઃ**—આ સંસારમાં છોકરાં, સ્ત્રી, પૈસો અને જુવાનીના મદમાં આંધળો થએલો અજ્ઞાની મૂર્ખ જીવ તું એમ જાણતો હોઇશ કે તારો દહાડો–આ મનુષ્યનો જન્મારો સફળ થઇ ગયો. પરન્તુ યાદ તો કર કે જન્મારો લેતાં પહેલાં નવ માસ સુધી માતાના ગર્ભમાં ઉંધે મસ્તકે લટકી કેવાં કેવ દુઃખો તને વેઠવાં પડયાં છે? શું એ બધાં દુઃખો તું ભૂલી ગયો?

**પરમાર્થઃ**—નવ માસ જ્યારે જીવ માતાના ઉદરમાં ઉંધે મસ્તકે રહી જે કષ્ટ પામતો હતો અને ત્યારે એવા વિચાર કરતો હતો કે મ્હારો જન્મ થાય ત્યારે ધર્મ ધ્યાન–શુકલધ્યાનનું સ્મરણ લઇ, આ વારંવાર જન્મ લઇ, આવા દુઃખો સહન કરવાની પીડામાંથી છુટું. પરન્તુ ગર્ભમાંથી બહાર આવતાં કંઇક નાણું મળ્યું. વળી યુવાવસ્થા આવી, વળી પુત્ર થયો, આ એક એક મદનો કેફ ચડતાં ભૂલાયું તો બધાના કેફથી વિસરી ગયો. શું વિસરી ગયો? ગર્ભમાં થએલી અત્યંત અકથ વેદના અને તે વખતે જન્મ થતાં શુભ ધ્યાનમાં રહેવાનું તે એઉ.

सुपनको[1] राज साच करी माचत,
राचत छांह गगन वदरीरी;
आइ अचानक काल तोपची
गहेगो ज्युं नाहर वकरीरी ॥ जीव ॥ २ ॥

---

૧ 'શીવ' કૃત સ્વપ્નુ પામે.

**ભાવાર્થ**—અરે અજ્ઞાની જીવ સ્વપ્નમા કલ્પેલા રાજને સાચુ માની તુ મચી રહ્યો છે; અને આકાશના વાદળાની છાયા, જે ક્ષણિક છે, તેમાં તુ રાચી રહ્યો છે. અને જાણતો નથી કે કાળરૂપી તોપદાર તને ચેતાવ્યા વગર તોપે બાધશે. અને એવી રીતે પકડશે કે જાણે બકરીને ફાડી ખાનાર નાહર પકડયે।

**પરમાર્થ**—કોઇ માણસને સાઠ કે સિત્તેર મિનીટ એવુ સ્વપ્નુ આવે કે હુ રાજા છું અને એ સ્વપ્નામા પડેલો મને સ્વપ્ન છે એમ જાણતો નથી, તેથી સાચું માની એ રાજસુખમા મચી રહે છે. તેમ અજ્ઞાની જીવ મૂર્ખ પહેલાં જેમ એક રાતમાં સાઠ મિની ટનુ સ્વપ્નુ હતુ તેમ અનંત જીવનમાં આ એક જન્મ તે સાઠ સિત્તેર મિનીટની પેઠે સાઠ સિત્તેર વર્ષનુ સ્વપ્નુ છે. અને જેમ નિદ્રા કાળમા આવેલા સ્વપ્નામા દેખાતા રાજના સુખમા સૂતેલો જીવ મચી રહે છે તેમ મિથ્યાત્વ નિદ્રામા સૂતેલો જીવ, આ પરવસ્તુના ધણીપણાના રાજસુખને ખરૂ માની તેમા મચી રહ્યા છે. પરન્તુ સૂતેલો જીવ જાગે કે સાઠ સિત્તેર મિનીટનુ સ્વપ્નાનુ રાજ્ય ચાલ્યુ જાય, તેમ બહિરાત્મા ભાવ કે મિથ્યાત્વ ભાવમા સૂતેલો જીવ અમુક વર્ષના સંસારરૂપ સ્વપ્નાના રાજને અને તેના સુખને અતરાત્મા ભાવમા કે સમયકત્વ ભાવમા જાગૃત થતા ખોટા સમજે. પરન્તુ જે માનવ બાધવો કે દેવભાઈઓ-કે કોઇ જીવ બાધવો પોતાના શુદ્ધ ચૈતન્ય નેજ હુ જાણતો નથી. અને આ દેહને સસારને પર જાણતા નથી તે જેમ સ્વપ્નાના રાજસુખમાજ મચી રહ્યા છે, તેમા સાચુ કઇ નથી. કદાચ હમણાં નહી તો સમયકત્વ ભાવરૂપ જાગૃતિ આવી કે આ વાત જેવી છે તેવી તેઓને સ્વપ્નામાથી જાગૃત થનારની પેઠે જણાઇ રહેશે

વળી જેમ આ સસારના સુખ તે સ્વપ્નાના રાજ સરખુ જણાવ્યું તેમ આ સંસારની સર્વે રચનાને આકાશમાના વાદળની

છાયા સાથે સરખાવે છે, એટલે આકાશમાંના વાદળાંને જરા પવન આવ્યો કે, તે બિચારૂં ક્યાંને ક્યાં વિખરાઇ જાય છે તેમ મનુષ્ય દેહ અને તેનો સંસાર મરણરૂપ પવન વાયો કે તે ક્યાંનો ક્યાંએ ઉડી જાય છે, જેમ આકાશમાં પવન અચાનક આવી વાદળાંને વિખરી નાંખે છે, તેમ કાળરૂપી તોપદાર પણ અચાનક આવે છે, અને જેમ નાહર બકરીને પકડે છે, તેમ તેને પકડી લે છે.

अतिही अचेत कछु चेतत नाहि,
पकरी टेक हारिल लकरीरी;
आनन्दघन हीरो जन छांडी,
नर मोह्या माया ककरीरी ॥ जीय ॥ ३ ॥

**ભાવાર્થ**—અજ્ઞાની જીવ જડની સંઘાતે છે ચેતન્યરૂપ, પરન્તુ એટલો બધો જડભાવ પામી ગયો છે કે, તે ચેતતોજ નથી, કે હું ચૈતન્યરૂપ છું જડભાવના ટેકે એને પકડી લીધો તેમાં ચૈતન્ય ભાવની લાકડી કે આધાર તે હારી ગયો, **આનંદઘન** મહારાજ કહે છે કેઃ—માણસે હીરો મૂકી દીધો અને અજ્ઞાને દેખાડેલા આ પુદ્‌ગલિક દેહરૂપ કાંકરામાં ભોળવાઇ ગયો

**પરમાર્થ**:—અનાદિ કાળના જડની સંઘાતથીચૈતન્ય તદન જાણે અચેત એટલે જડ જેવોજ થઇ ગયો જણાય છે.અને પોતે ચૈતન્ય હોય એવું જાણતોજ હોય એવું જણાતું નથી. ખરેખર, જીવે જડ ભાવની ટેક પકડી લીધી છે, તેને લિધે ચૈતન્ય ભાવની લાકડી કે, આધાર હારી ગયો જણાય છે, આનન્દના સમૂહરૂપ ચૈતન્ય ભાવરૂપી હીરા માણસે મૂકી દીધો છે, અને અજ્ઞાનથી આ કાંકરારૂપ જડદેહમાં મોહી ગયો છે.

૧ જડની સંઘાતે અચેતનરૂપ કેમ થઇ ગયો છે ? કંઇ પણ અચેતન એવા દેહને થાય તો પોતાને થયું એમ સમજે છે પરન્તુ

વડિલ બંધુ **ગજસકુમારની** પેઠે જે બળે છે તે દેહ બળે છે એવું સમજતો નથી. જડદેહ, બાળ, યુવાન, વૃદ્ધ થાય તો પોતે બાળ યુવાન કે વૃદ્ધ થયો એમ સમજે છે, પરન્તુ એમ નથી જાણતો કે હું ચૈતન્ય અરૂપી, બાળ, યુવાન કે વૃદ્ધ થતો નથી. દેહ, કાળો, લાલ, કે ધોળો હોય તો પોતે એમ કહે કે હું કાળો છું, લાલ છું, ધોળો છું, ગોરો છું. પરન્તુ ચૈતન્ય અરૂપી કાળો, ધોળો, ગોરો, હોઇ શકે નહીં. આમ જડદેહની સંઘાતે પોતે જડના ફેરફાર પોતામાં આરોપ કરે. કેટલાક અર્ધ ડાહ્યા કોઇની પાસે સાંભળીને યા શીખીને જીવતા ફેનોગ્રાફની પેઠે મને એમ કહે છે કે, "અમે શું નથી સમજતા કે ચૈતન્ય અરૂપી છે ?" તેને હું છાતી ઠોકીને કહું છું કે, **ઉપયોગના સમય વિનાના** બધા કાળમાં તમે અરૂપી ચૈતન્ય છો એવો ભાવ રહેતો નથી અને જેટલી જેટલી વાત યા વિચાર રાત્રિ દિવસ ચૈતન્ય ઉપયોગ વિના બોલાય છે વા થાય છે તેટલી જડભાવની સાથે એકતા પામી ગએલા ચૈતન્ય થાય છે; એટલે પોતે નથી તે પોતે વિચારાય છે અને ખોટું બોલાય છે. મનોવર્ગણા અને ભાષાવર્ગણા વગેરેના પુદ્ગલો ઉપયોગવિના અશુદ્ધતા પામી આચ્છાદન કરતા જાયછે. અસત્ય મનોયોગ, અસત્ય વચનયોગ, અને અસત્ય કાયયોગ ચૈતન્ય ઉપયોગ વિનાના થઇ અશુભ કર્મ બંધન કરી; પોતાને જેમ, હાથી પોતાના ઉપર ધુળ નાખે તેમ આવરે છે, માટે અહીં કહેવું જોઇએ કે, જ્યારે તમે એમજ સમજતા હો. કે તમે **ચૈતન્ય** છો તો પછી કોઇ ગાળ આપે કે લાકડી મારે કે પંપાળે તેમાં ગુસ્સે શા માટે થવું જોઇએ કે ખુશી શા માટે થવું જોઇએ ? પરન્તુ એવા ઉપયોગ હોય ત્યારેજ તે ચેતનરૂપ કહેવાય અને ઉપયોગ ન હોય ત્યારે **અચેતનરૂપ** કહેવાય એમ સદ્ગુરૂજી **આનંદઘન**, કહે છે તે યથાર્થ છે, કર્તવ્ય છે કે, ચૈતન્ય ઉપયોગ વધારવો, એ ઉપયોગ વિશેષ થાય તેવા ગ્રંથોનું શ્રવણ યા વાંચન, ત્યાર પછી અનુપ્રેક્ષણ એટલે મનન

કરી, પોતાને લાગુ પાડતા પાડતા એટલે નિદિધ્યાસન કરતાં કરતાં **અનુભવ** પણ થશેજ.

**ઉપસંહાર**—ચૈતન્ય ભાવનો ઉપયોગ અનુભવ ન થયો હોય ત્યાં સુધી એક, બે, ત્રણ, ચાર, પાંચ કે દશ ઉદાહરણો યાદ રાખવા અને જે જે મન, વચન, અને કાયા સમ્બન્ધે બનાવો બને ત્યારે પોતાને લાગુ પાડતા જવા. એટલે તેજ વખતે નિર્જરા થતી જશે. અને કાયા, વચન, મન, સત્યયોગ પ્રવર્તતા જણાશે. ઉદાહરણ:— (૧) હું સુવર્ણ છું, અને સુવર્ણ જેમ ખાણમાં નીકળતી વખતે, માટી ભળેલી હોય, તેમ મારામાં પણ માટી ભરાઇ હોય એમ જણાય છે. તો એ માટીને દૂર કરવી એ મારૂં કામ છે. એ માટી હું એવો ઉપયોગ ભૂલતા જવો, અને સુવર્ણ હું એવો ઉપયોગ રાખી મન, વચન, કાયાને પ્રવર્તાવવાં એટલે તે પણ પ્રથમ શુધ્ધ અને પછી શુદ્ધ સ્ફટિકરૂપ થતા જશે.

ઉદાહરણ બીજું—હું ચૈતન્ય એટલે, સ્વરૂપ છું, અને આ દેહ તે વ્યંજનરૂપ છે, જેમ સ્વર વિના વ્યંજનનો ઉચ્ચાર સ્પષ્ટ થતો નથી. તેમ ચૈતન્ય વિના દેહ ચાલી શકતો નથી. જેમ સ્વરને લંબાવિયે તો લંબાયાજ કરે કોઇ દિવસ છેડોજ ન આવે, પરન્તુ વ્યંજન તો એકજ વખત બોલાય, તે પણ બહુજ ધીમેથી તેમ ચૈતન્ય અનાદિ કાળ સુધી સાથે ને સાથે ચાલે, પરન્તુ શરીરથી એક વખત રહી પછી બીજી વખત સાથે અવાતું નથી અને એ વ્યંજનરૂપ શરીર હરેક વખતે છોડી દેવાય છે. જેમ ક્રૈરૂપ વ્યંજનને સ્વર છે એમાં ઇને લંબાવીયે તો: ક્ બોલાઇ પછી ઇ—ઇ—ઇ—ઇ એમ ચાલ્યાજ કરશે તો ઇ જેમ ક્રીમાં શાશ્વત છે તેમ મનુષ્ય શરીરમાં પણ ચૈતન્ય શાશ્વત છે પરન્તુ ક્રૂરૂપ શરીર શાશ્વત નથી. શરીર આવું હાલતું ચાલતું દેખાય છે એ પણ ક્માં ઇ હોવાથી એમ સ્પષ્ટ બોલાય છે.

એમ ચૈતન્યની સત્તાથી, માટે આપણે દેહભાવને હથિયારરૂપ ગણી પોતાને ચૈતન્યરૂપ ગણવું અને એ હથિયાર શુભ માર્ગે ઉપયોગમાં લગાડવું. પરંતુ એ શુભમાર્ગે લાગેલા હથિયારને પણ પોતે હું હથિયાર છું એમ ન સમજવું.

ત્રીજું ઉદાહરણ:-ચૈતન્યરૂપ પારણામાં શરીરરૂપ બાળક ઝુલે છે.

ચોથું ઉદાહરણ:-ચૈતન્યરૂપ પ્રકાશની સત્તાથી, આ લોકાલોક દેખાઇ રહ્યા છે.

સ્વપ્નમાં પણ કોઈ દીવો નથી છતાં બ્રહ્મસ્વપ્નમાં જે પ્રકાશિત પદાર્થ છે, તેને લીધે નાના પ્રકારના પદાર્થો દેખાય છે, પરન્તુત્યારે પણ ચૈતન્ય તે પ્રકાશને સત્તા આપે છે તેમ જાગ્રતમાં પણ ચૈતન્ય તે સૂર્ય પ્રકાશને પણ જ્ઞાનરૂપે સત્તા આપે છે અને તે વડે સર્વે પદાર્થોને દેખે છે.

આમ જે ઉદાહરણ ચૈતન્ય ભાવ ઉપર રાખી અચેતન ભાવ-જડભાવ-દેહભાવ-બહિરાત્માભાવ છોડવે તેમ આત્માર્થીએ વર્તન કરવું જોઇએ.

અચેતન એવા દેહની સંઘાતે થયું એમ છે, એ દેહભાવની ટેવ એવી પડી ગઇ કે જાણે **ચેતનભાવનો** જે ખરો આધાર એવી લાકડી હારી જવાય છે.

૨. ઉપસંહાર. ચૈતન્ય આનન્દઘનરૂપ છે એટલે આનન્દના સમૂહરૂપ છે આ જગતની સર્વ વસ્તુ એના પ્રકાશથી દેખાઇ રહી છે, તેમજ એ ચૈતન્ય પોતે આનંદરૂપ છે, અને એ આનંદની આભા જગતના "પદાર્થો" ઉપર પડી તે રમણીય દેખાય છે. જેમ મારા હાથમાં વીંટીવડે તે મારી **સુંદરતાને** બહાર પ્રકાશ કરવાનો પદાર્થ છે. જો હું ઠીક ન હોઉં તો તે સુંદર નથી, તેમજ સુખ-અવ્યાબાધ સુખરૂપ હું છું. કારણ કે સર્વે પદાર્થોને મારા જ્ઞાનાનંદ-દર્શનાનંદમાં જાણી દેખી રહ્યો છું.

વળી જેમ હીરાને કાચમાં તફાવત તેટલો દેહને ચૈતન્યમાં તફાવત. પરંતુ હીરાવડે કાચની કિમ્મત થાય તેમ ચૈતન્યવડે આ કાચ રૂપ–કાંકરારૂપ દેહાદિ છે તેમાં મોહી જવું ન જોઇએ.

આનન્દઘનરૂપ હીરો માણસે છોડી માયાના કાંકરામાં મોહી ગયો. ચૈતન્ય, અનંત લાભ, અનંત ભોગ, ઉપભોગરૂપ હોવા છતાં આ ભીખારી માણસ લાખ બે લાખમાં ગર્વ કરે છે. અરેરે ! લોભ કરતાં પણ ન આવડયો ? તેના ચૈતન્યમાં શું અપ્રાપ્ય છે.



## વિ. વિ. સ્વપ્ના વિષે "શિવ" કવિતા.

### ( "શિવ"ને અનુભવ ).

આ ઘર કુટુંબ પરિવાર સર્વ સ્વપ્નુ છે,
શહેર દેશ વિશ્વને સૃષ્ટિ બધી સ્વપ્નુ છે. (૧)

ખાવું પીવું પહેરવું બેસવું ને વળી સુવું;
શિક્ષણ લેવું ને શીખવવું સ્વપ્નુ છે. (૨)

નવી નવી જાતના દર દાગીના તે પણ,
કપડાં હીરાને ઝવેરાત સ્વપ્નુ છે. (૩)

સંસ્કૃત, ગુજરાતી લાટિનને વળી ચીની,
ઇંગ્લીશ મરાઠી સર્વ ભાષા સ્વપ્નુ છે. (૪)

ભૂગોળ રસાયન ખગોળ ને વળી ભૂતળ,
ચિત્રામણ નીતિ વિચાર પણ સ્વપ્નું છે. (૫)

અદ્વૈત, દ્વૈત, વૈશેષિક ને વળી સાંખ્ય;
ચાવડિ જૈનને બોધ પણ સ્વપ્નુ છે. (૬)

હું તું મારાને તારા એ ભ્રાંતિ છે,
શબ્દો વદવા તે પણ વૃથા સ્વપ્નુ છે. (૭)

સૂર્ય, ચંદ્ર અને તારા ગણુ જે દેખાય;
પંચ મહાભૂત ને મને બુદ્ધિ સ્વપ્નુ છે. (૮)

શ્રુણુ, રાય, કાનને માલ, ગાંગ, દેવરાય;
રામ, હંસ, અને શિવ, લાલન પણ સ્વપ્નુ છે. (૯)

મન, વચ કાયા ને હું અને વળી જગત;
એ સર્વતણા જોનાર વિના સ્વપ્નુ છે. (૧૦)



## દ્રવ્ય સમ્યકત્વ.

ચંદ્ર પ્રભુ મુખ ચંદ્રથી, નાઠું મોહ અંધારૂંરે; ટેક.
ચાંદની જોઇને ચકોર આ, ચિત્તસરે બહુ હરખ્યુંરે. ચંદ્ર પ્રભુ. ૧

કાળ, કર્મ, સ્વભાવને, ભાવિ ભાવ એ ચારોરે;
દેખી પુરૂષાકારને, સાચાં પણ થયા ઝાંખારે. ચંદ્ર પ્રભુ. ૨

ગૌણુ મુખ કરતાં થકાં, આત્મ વીર્ય અતિ ઉલસ્યુરે;
ચંદ્ર પ્રભુ મુખ પેખતાં, સમ્યકત્વ રત્ન મુજ દીઠુંરે. ચંદ્ર પ્રભુ. ૩

આનંદ મંડળ આ નાચતું, ગાતું આનંદ ગીતોરે;
જગ પણ એજ આનંદથી, તાન મધુર સ્વરે લેતુંરે. ચંદ્ર પ્રભુ. ૪

**લાલન આનંદનંદનો**, વીર પુત્ર સર્વ બંધુરે;
આણુ ધ્વજ પ્રભુ કર ધરી, દેશ વિદેશ વિચરતારે. ચંદ્ર પ્રભુ. ૫



## ભાવ સમ્યક્ત્વ.

અથવા

## પરમાત્માનુભાવ

( ગઝલ )

મને કોઇ કે'તું જગત્ ખોટું, તે તો મેં હવે જાણ્યું;
મને કોઇ કે'તું જગત્ સાચું, તે પણ મેં હવે જાણ્યુ.
કદિ ખોટું તો મારે શું ? કદિ સાચું તો મારે શું ?
નથી થાતું નથી જાતુ, હુંમાં હુ સમાયો છું.
**અખંડ અસ્થિર જ્યોતિમાં, નથી થાતુ નથી.**

---

## પ્રભુપતિ પુષ્પાંજલિ

( શાર્દૂલ. ) }

મોટી તે સહુ માતૃ એજ ગણું હું છોટી ગણું પુત્રીઓ;
જે હોયે સમવર્ણમાં મુજતણાં, તેને ગણું ભગિનિઓ.
મોટા તે સહુ પિતૃ ગણું હું છોટી ગણું પુત્રીઓ;
જે હોયે સમવર્ણમાં મુજતણા, તેને ગણું બંધુઓ,
એવી માનવ માત્રમાં મુજ થજો પ્રીતિતણી દૃષ્ટિઓ;
આ સાલે મુજને પ્રભુ કરી, કૃપા આશિષ એવી દીઓ.

---

## પ્રભુપ્રતિ પુષ્પાજલિ.

( દેશી–કડખાની–પ્રભાત–છંદ ઝુલણાં. )

અહો શ્રીસુમતિજિન શુધ્ધતા તાહરી, સ્વગુણપર્યાય પરિણામરામી.એ૦
આજ આનંદથી પ્રગટતો મન વિષે,
તન વિષે વચનમાં ઝલકી રહેતો;

આત્મ સ્વયંભૂ રમણુ સમુદ્રમાં,
પૂર્ણ પોતે રહી મ્હલકી રહેતો. આજ આનંદથી. ૧

**જ્ઞાન આનંદથી** આલખેલું જગત,
જ્ઞાનરૂપે અતિ ઉલસી રહેતું;
**દર્શનાનંદથી** પૂર્ણ પોતે રહી,
સ્વપર પર્યાયને ભેટી રહેતું. આજ આનંદથી. ૨

એમ હું **જ્ઞાનથી** દર્શને રાચતો,
દર્શને **જ્ઞાનમાં** રમણુ કરતો;
તેજ **ચારિત્ર** મુજ આત્મ ક્રિડાવને;
રોમમાં પણુ અતિ પુલકી રહેતું. આજ આનંદથી. ૩

ભરતી રૂપે ગઈ **વેદના** સુખની,
ઓટરૂપે અસાતા ગએલી;
રાત્રને દિવસ એ ભૂમિ ઉપર થતા,
સૂર્યમાં નિશદિન ક્યાંથી થાતી ? આજ આનંદથી. ૪





# ભગવાન દીર્ઘતપસ્વી મહાવીર

[સંક્ષિપ્ત મહાવીરજીવનરેખાચિત્ર]

(લેખકઃ—શાન્તિલાલ વનમાળી શેઠ,
ન્યાયતીર્થ, જેતપુર-કાઠિયાવાડ.)

## પ્રાસ્તાવિક

વર્તમાન સમયનું ધ્યાન અહિંસા, સંયમ અને તપના સિદ્ધાન્તોની ઉપયોગિતા તરફ જવા લાગ્યું છે, ત્યારે એ સિદ્ધાન્તોની અસાધારણ પ્રતિષ્ઠા કરનાર શ્રમણનાયક મહાવીરનું સંક્ષિપ્ત જીવનચરિત, તેમના આ જયન્તિના અવસરે આપવું વિશેષ ઉપયોગી છે.

## (૧)

## બાલ્યજીવન

આજથી લગભગ ૨૫૦૦ વર્ષ પહેલાં, જ્યારે ભગવાન મહાવીરનો જન્મ થયો ન હતો, ત્યારે ભારતની ધાર્મિક, સામાજિક અને રાજનૈતિક પરિસ્થિતિ એવી હતી કે જે એક વિશિષ્ટ આદર્શની અપેક્ષા રાખતી હતી.

### (૧) ધાર્મિક પરિસ્થિતિ

તે વખતે એવા અનેક મઠો હતા કે જ્યાં આજકાલના ખાખીબાવાઓની જેવા ઝુંડના ઝુંડ તાપસો રહેતા હતા અને ત્યાં અનેક પ્રકારની તામસિક તપસ્યાઓ કરતા હતા.

તે વખતે, એવા અનેક આશ્રમો હતા કે જ્યાં દુનિયાદાર માણસોની જેમ મમત્વ રાખીને, આજકાલના મંદિરોના મહન્તો જેવા મોટા મોટા અનેક ધર્મગુરૂઓ રહેતા હતા.

તે વખતે, એવી કેટલીએ સંસ્થાઓ હતી કે જ્યાં વિદ્યાની અપેક્ષા કર્મકાણ્ડની અને તેમાં ખાસ કરીને યજ્ઞયાગની પ્રધાનતા

હતી અને એ કર્મકાણ્ડોમા પશુઓનુ બલિદાન દેવુ એ ધર્મ માનવામા આવતો હતો.

## (૨) સામાજિક પરિસ્થિતિ

તે વખતે, સમાજમા એક એવો મોટો વર્ગ હતો કે જે પૂર્વજોના પરિશ્રમપૂર્વક ઉપાર્જિત કરેના ગુરુપદને પોતાના જન્મસિદ્ધ અધિકારના રૂપમા સ્થાપિત કરતો હતો આ વર્ગમા પવિત્રતાની, ઉચ્ચતાની અને વિદ્યાની એવી કૃત્રિમ અસ્મિતા રૂઢ થઇ ગઇ હતી કે જેને લીધે તે વર્ગ, બીજા કેટલાય લોકોને અપવિત્ર માની પોતાથી નીચ અને ઘૃણાને યોગ્ય સમજતો એટલુ જ નહિ પણ તે લોકોની છાયાના સ્પર્શને પણ પાપ માનતો તથા ગ્રન્થોના અર્થહીન પઠનમા જ પાણ્ડિત્ય માની બીજાઓ ઉપર પોતાની ગુરુસત્તા ચલાવતો હતો

તે વખતે, શાસ્ત્રો અને તેની વ્યાખ્યાઓ વિદ્વદ્ગમ્ય ભાષામા થતી હતી જેથી જન સાધારણ લોકો તે વખતે એ શાસ્ત્રોનો યથેષ્ટ લાભ લઇ શકતા ન હતા.

તે વખતે, સ્ત્રીઓ, શૂદ્રો અને તેમાં ખાસ કરીને અતિશૂદ્રોને કોઇ પણ બાતમા આગળ વધવાની સારી તક મળતી નહિ તેમજ તેમની આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાઓને જાગૃત થવાનુ કે જાગૃત થયા બાદ તેમને પુષ્ટ કરવાનુ કોઇ ખાસ અવલબન ન હતુ

તે વખતે પહેલાથી પ્રચલિત નિર્ગ્રન્થ (જૈન) ગુરૂઓની પરંપરામા પણ ખૂબ શિથિલતા આવી ગઇ હતી.

## (૩) રાજનૈતિક પરિસ્થિતિ

તે વખતે, રાજનૈતિક સ્થિતિમા પણ કોઇ ખાસ પ્રકારની એકતા નહતી ગણસત્તાક અથવા રાજસત્તાક રાજ્યો અસ્ત-વ્યસ્ત

અવસ્થામાં હતાં. આ રાજ્યો કલહમાં જેટલો અનુરાગ ધરાવતાં હતાં તેટલો અનુરાગ પરસ્પર મિલનમાં નહિ. પ્રત્યેક રાજ્યો એક બીજાને કચડી નાંખી પોતાના રાજ્યનો વિસ્તાર કરવાના પ્રયત્નો કરતાં હતાં.

ધર્મની, સમાજની અને રાષ્ટ્રની આવી પરિસ્થિતિ દેખીને તે વખતના કેટલાક વિચારશીલ અને દયાળુ વ્યક્તિઓ વ્યાકુલ થાય એ સ્વાભાવિક છે. આવી શોચનીય દશાને સુધારવાની ઇચ્છા કેટલાક સાધારણ લોકોને પણ થાય અને તેઓ સુધારવાનો પ્રયત્ન પણ કરે છતાં તેમને માર્ગસૂચન કરવા માટે કોઇ અસાધારણ પ્રયત્ન કરનાર નેતાની અપેક્ષા રહે છે.

(૪) વીરજન્મ

આવી અવસ્થામાં બુદ્ધ અને મહાવીર જેવા આદર્શ નેતાઓનો જન્મ થાય છે. મહાવીરનો જન્મ ચૈત્ર શુક્લા ત્રયોદશીને દિવસે થયો હતો.

(૫) જન્મભૂમિ

મહાવીરનું જન્મસ્થાનઃ—આજથી ૨૪૬૨ વર્ષ પૂર્વે વિક્રમ પૂર્વે ૩૦૫૦ અને ઇસ્વીસન પૂર્વે ૫૩૦ વરસે ભગવાન મહાવીર જ્ઞાતગોત્રના રાજપુત્ર સિદ્ધારથ રાજાના વિદેહદેશના રાજા ચેડાની બ્હેન ત્રિસલારાણીના ઉદરે આઠમા દેવલોકથી ચવિ ચૈત્ર સુદી ૧૩ ના રોજ જન્મ. ગંગાથી દક્ષિણે આવેલું વિદેહ (વર્તમાન બિહાર પ્રાન્તમાં પટણાથી ૨૭ માઇલ ઉત્તરે આવેલું બસાર નામનું ગામ) છે. ત્યાં ક્ષત્રિયકુણ્ડ અથવા કુણ્ડપુર નામના બે કસ્બાઓ હતા. આ કસ્બાના ધ્વંસાવશેષો લક્ખીસરાય જંકશનથી કેટલાંક માઇલો ઉપર અત્યારે પણ જોવામાં આવે છે. જૈન લોકો તેને મહાવીરની જન્મભૂતિ તરીકે તીર્થભૂમ માને છે.

## (૬) નામકરણ

મહાવીરનાં વર્ધમાન, વિદેહદિન્ન અને શ્રમણ ભગવાન એ ત્રણ બીજાં નામો પણ છે. વર્ધમાન નામ તો માતાપિતાનું કરેલું નામકરણ છે. વિદેહદિન્ન નામ માતૃપક્ષનું સૂચક છે. ત્યાગી જીવનમાં ઉત્કટ તપસ્યા કરવાને લીધે 'મહાવીર' નામથી પ્રસિદ્ધ થયા અને ઉપદેશક જીવનમાં શ્રમણ ભગવાન થયા. આપણે પણ મહાવીરના ગૃહજીવન, સાધકજીવન અને ઉપદેશકજીવન એ ત્રણ ભાગોમાં ક્રમશઃ વર્ધમાન, મહાવીર અને શ્રમણ ભગવાન એ ત્રણ નામોનો પ્રયોગ કરીશું.

## (૭) જાતિ અને વંશ

મહાવીરની જાતિ ક્ષત્રિય હતી. અને તેમનો વંશ નાય–જ્ઞાત નામથી પ્રસિદ્ધ હતો.

## (૮) કૌટુમ્બિક સંબંધ

મહાવીરના પિતામહ, પ્રપિતામહ વગેરેનું કાંઇ વર્ણન મળતું નથી, કેવળ તેમના પિતા અને કાકાનાં નામો મળે છે.

પિતાનું નામ સિદ્ધાર્થ રાજા હતું. તે સિજ્જંસ–શ્રેયાંસ કે જસંસ–યશાંસના નામે પણ ઓળખાતા હતા. કાકાનું નામ સુપાર્શ્વ હતું અને માતાનાં ત્રિશલા રાણી વિદેહદિન્ના તથા પ્રિયકારિણી એ ત્રણ નામો મળે છે.

એમને એક મોટાભાઇ અને એક મોટી બહેન હતાં. મોટાભાઇ નન્દિવર્ધનનો કુમાર વિવાહ તેમના મામા વૈશાલીના પ્રધાન અધિપતિ ચેટક રાજાની પુત્રી જ્યેષ્ઠા સાથે થયો હતો મોટી બહેન સુદર્શનાનું લગ્ન ક્ષત્રિયકુણ્ડમાં જ થયું હતું. અને તેને જમાલિ નામનો એક પુત્ર થયો હતો. મહાવીરની પ્રિયદર્શના નામની રાજપુત્રી સાથે જમાલિ કુમારનો વિવાહ થયો હતો અને તેણે આગળ જતાં પોતાની પત્ની પ્રયદર્શનાની સાથે મહાવીર પાસે દીક્ષા પણ

લીધી હતી. શ્વેતામ્બરોની માન્યતાનુસાર મહાવીરે વિવાહ કર્યો હતો. તેમને એક જ પત્ની હતી અને તેનું નામ યશોદા રાણી હતું. તેમને કેવળ એક જ કન્યા થયાનો ઉલ્લેખ મળે છે. જ્ઞાતક્ષત્રિય સિદ્ધાર્થ રાજાની રાજકીય સત્તા સાધારણ જ હશે. પરન્તુ તેમના વૈભવ અને કુલીનતા ઊંચા પ્રકારનાં હોવાં જોઇએ, કારણ કે તે વિના વૈશાલીના પ્રધાન અધિપતિ ચેટક જેવાં મ્હોટા છત્રપતિ રાજાની બહેનની સાથે વૈવાહિક સંબંધ થવો સંભવિત ન હતો.

## (૨)

## ગૃહજીવન

### (૧) વૈરાગ્યવૃત્તિ

વર્ધમાનનો બાલ્યકાળ ક્રીડાઓમાં વ્યતીત થાય છે પણ જ્યારે તે યુવાવસ્થામાં પ્રવેશ કરે છે અને વિવાહ કાળને પ્રાપ્ત થાય છે ત્યારે તે વૈવાહિક જીવનની તરફ અરુચિ પ્રકટ કરે છે. આ ઉપરથી તેમજ તેમના ભાવિ તીવ્ર વૈરાગ્યમય જીવનથી, એ સ્પષ્ટ જણાઇ આવે છે કે તેમના હૃદયમાં ત્યાગનાં બીજો જન્મસિદ્ધ હતાં.

### (૨) કુળધર્મનું પાલન

મહાવીરના માતાપિતા પાર્શ્વનાથની શિષ્યપરમ્પરાના અનુયાયી હતા. આ પરમ્પરા નિર્ગ્રન્થના નામથી પ્રસિદ્ધ હતી અને સાધારણતઃ આ પરમ્પરામાં ત્યાગ અને તપની ભાવના પ્રબલ હતી.

વર્ધમાનનું પોતાના આ કુળધર્મના પરિચયમાં આવવુ અને એ ધર્મના આદર્શો તરફ પોતાના સુસંસ્કૃત મનને આકર્ષિત કરવું એ સર્વથા સંભવિત છે.

### (૩) ધાર્મિક જીવન

એક બાજુ જન્મસિદ્ધ વૈરાગ્યનાં બીજ અને બીજી બાજુ કુળધર્મના ત્યાગ અને તપસ્યાના આદર્શોનો પ્રભાવ. આ બન્ને

કારણોને લીધે યોગ્ય અવસ્થાને પ્રાપ્ત થતાં જ વર્ધમાને પોતાના જીવનનું ધ્યેય તો થોડું ઘણું નિશ્ચિત કરી લીધું હશે. અને તે જીવનનું ધ્યેય પણ કયું ? ધાર્મિકજીવન.

### (૪) બહુમાન અને ઔદાર્ય

આ ધાર્મિક જીવન ગાળવાના નિશ્ચયને લીધે જો તેમની વિવાહની તરફ અરુચિ પેદા થઇ હોય તો તે સ્વાભાવિક છે તેમ છતાં જ્યારે માતાપિતા વિવાહ માટે અત્યાગ્રહ કરે છે ત્યારે વર્ધમાન પોતાનો નિશ્ચય શિથિલ કરી નાંખે છે અને કેવલ માતાપિતાના ચિત્તને સંતોષ આપવા માટે વૈવાહિકસંબંધનો સ્વીકાર કરી લે છે.આ ઘટનાથી, તેમજ મોટા ભાઇને પ્રસન્ન રાખવા માટે ગૃહવાસને વધારવાની ઘટનાથી વર્ધમાનના સ્વભાવના બે તત્ત્વો સ્પષ્ટપણે જણાઇ આવે છેઃ—

(૧) વૃદ્ધ તેમજ વાડલો પ્રત્યેનું બહુમાન અને

(૨) સમયને ઓળખીને મૂળસિદ્ધાન્તોમાં ખલેલ ન પહોંચાડતાં સમજુતી કરી લેવાનું ઔદાર્ય. આ બન્ને સ્વાભાવિક તત્ત્વોમાં બીજું તત્ત્વ તેમના સાધકજીવન તેમજ ઉપદેશકજીવનમાં કેવું કામ કરે છે તે આપણે આગળ જોઇ શકીશું.

### (૫) માતાપિતાનો સ્વર્ગવાસ

જ્યારે માતાપિતાનો સ્વર્ગવાસ થયો ત્યારે વર્ધમાન કુમારની ઉંમર ૨૮ વર્ષની હતી, વિવાહના સમયની અવસ્થાનો ઉલ્લેખ મળતો નથી.

### (૬) ગૃહત્યાગની પૂર્વ તૈયારી

માતાપિતાના સ્વર્ગવાસ થયા બાદ વર્ધમાને ગૃહત્યાગની પૂરેપૂરી તૈયારી કરી લીધી, પરંતુ તેથી મોટાભાઇનું મન દુભાતું જોઇ તેમણે

ગૃહજીવનને બે વર્ષ આગળ વધાર્યું, પણ તે એટલા માટે કે ત્યાગનો નિશ્ચય તો કાયમ જ રહે. ગૃહવાસી હોવા છતાં પણ તેમણે બે વર્ષ સુધી ત્યાગીઓના જેવું ત્યાગમય જીવન વ્યતીત કર્યું.

(૩)

## સાધકજીવન

### (૧) મહાભિનિષ્ક્રમણ

ત્રીશ વર્ષનો તરુણ ક્ષત્રિયપુત્ર વર્ધમાન જ્યારે ગૃહત્યાગ કરે છે ત્યારે તેનું આન્તર અને બાહ્ય બન્ને જીવન એકદમ બદલી જાય છે. તે સુકુમાર રાજપુત્ર પોતાના હાથે કેશલુંચન કરે છે અને તમામ વૈભવોને છોડી, એકાકી જીવન અને લઘુતા સ્વીકારે છે.

### (૨) ચારિત્ર-અંગીકાર

તેની સાથે જ યાવજ્જીવન સામાયિક ચારિત્ર (આજીવન સમભાવપૂર્વક રહેવાનો નિયમ) અંગીકાર કરે છે અને આ નિયમનું સંપૂર્ણ પાલન કરવા માટે એક ભીષણ પ્રતિજ્ઞા કરે છે કે:–

### (૩) ભીષણ પ્રતિજ્ઞા

"ભલે દૈવિક, માનુષિક અથવા તિર્યક્‌જાતીય કોઇપણ પ્રકારની વિઘ્નબાધાઓ ઉપસ્થિત થાય તોપણ હું તે બધી વિઘ્નબાધાઓને, બીજા કોઇની મદદ લીધા વિના સમભાવપૂર્વક સહન કરીશ."

### (૪) મહાવીરપદ

આ પ્રતિજ્ઞાથી કુમારના વીરત્વનો અને તે પ્રતિજ્ઞાના પરિપૂર્ણ પાલનથી તેમના મહાન્ વીરત્વનો પરિચય મળે છે. આ જ કારણને લીધે તે સાધકજીવનમાં 'મહાવીર'ની ખ્યાતિ પ્રાપ્ત કરે છે.

## (૫) જીવન સાધના–અહિંસા

મહાવીરની સાધના વિષેના શ્રી આચારાંગ સૂત્રના પ્રાચીન અને પ્રામાણિક વર્ણનથી, તેમના જીવનની ભિન્નભિન્ન ઘટનાઓથી અને અત્યારસુધી તેમના નામથી પ્રચલિત સમ્પ્રદાયની વિશેષતાથી, એ જાણવું અઘરૂં નથી કે મહાવીરને કયા તત્ત્વની સાધના કરવી હતી અને એ સાધનાની સિદ્ધિ માટે તેમણે મુખ્ય કયાં સાધનો સ્વીકાર્યાં હતાં. મહાવીર, અહિંસાતત્ત્વની સાધના કરવા ચાહતા હતા. આ અહિંસાતત્ત્વની સાધના માટે તેમણે સંયમ અને તપ એ બે સાધનો સ્વીકાર્યાં હતાં.

## (૬) આધ્યાત્મિક ધર્મશોધ

તેમણે વિચાર્યું કે સંસારમાં જે બળવાન હોય છે તે નિર્બળનાં સુખસાધનો એક લૂંટારાની માફક છીનવી લે છે. આ અપહરણ કરવાની વૃત્તિ, પોતાનાં માનેલાં સુખરાગથી અને તેમાં ખાસ કરીને કાયિક સુખશીલતાથી પેદા થાય છે. આ અપહરણવૃત્તિ જ એવી છે કે જેથી શાન્તિ અને સમભાવનું વાયુમણ્ડલ કલુષિત થયા વિના રહેતું નથી.

પ્રત્યેક વ્યક્તિને પોતાનાં સુખ અને સગવડો એટલાં બધાં અમૂલ્ય લાગે છે કે તેની નજરમાં બીજાં અનેક જીવનધારીઓની સુખસગવડોની કાંઇ કીંમત જણાતી નથી. અને તેથીજ પ્રત્યેક વ્યક્તિ એ વાત સાબીત કરવાની કોશીશ કરે છે કે, **'जीवो जीवस्य जीवनम्'**–જીવ જીવનુ ભક્ષણ છે.

નિર્બળે બળવાનનુ પોષણ કરી પોતાની ઉપયોગિતા સિદ્ધ કરવી જોઇએ. બળવાન લોકો સુખરાગના કારણે જ નિર્બળ પ્રાણીઓના જીવનની આહુતિ આપી, તેની દ્વારા પોતાનો પરલોકનો ઉત્કૃષ્ટ માર્ગ તૈયાર કરવાનો પ્રયત્ન કરે છે.

આ પ્રમાણે સુખની મિથ્યાભાવના અને સંકુચિતવૃત્તિને લીધે વ્યક્તિ અને સમષ્ટિમા અન્તર પડે છે અને શત્રુતાનો જન્મ થાય છે કે જેના ફલસ્વરૂપ નિર્બળ બળવાન થઇને બદલો લેવાનો નિશ્ચય તથા પ્રયત્ન કરે છે અને બદલો પણ યથાસમયે લે છે. આ કારણને લીધે હિંસા અને પ્રતિહિંસાનું એવુ મલિન વાયુમણ્ડલ પેદા થઇ જાય છે કે લોકો સંસારરૂપ સ્વર્ગને પોતેજ નરક બનાવી દે છે.

હિંસાના આ ભયાનક સ્વરૂપના વિચારથી મહાવીરે અહિંસાના તત્ત્વમા જ સમસ્ત ધર્મોનુ, સમસ્ત કર્તવ્યોનુ અને પ્રાણીમાત્રની શાન્તિનું મૂળ દેખ્યુ તેમને સ્પષ્ટ જણાવા લાગ્યુ કે જો અહિંસા-તત્ત્વને સિદ્ધ કરવામાં આવે તો જ જગતમા ખરેખરી શાન્તિ ફેલાવી શકાય

(૭) તપશ્ચરણ

આ પ્રમણે અહિંસાતત્ત્વના આન્તર અને બાહ્ય સ્વરૂપનો વિચાર કરી મહાવીરે કાયિક સુખની મમતાથી પેદા થતા વૈરભાવને રોકવા માટે તપ પ્રારંભ કર્યું અને અધૈર્ય જેવા માનસિક દોષોથી પેદા થતી હિંસાને રોકવા માટે સંયમનુ અવલંબન લીધું. તપનો મુખ્ય સબધ દેહદમનની સાથે હોવાથી તેમનાત પને ચાર મુખ્ય વિભાગોમા વિભાજિત કરી શકાય –

(૧) નગ્નત્વ

(૨) જીવજન્તુ તથા અનાર્યોદ્વારા થતો પરિસહ (વિઘ્નબાધા)

(૩) ઉપવાસ અને રૂક્ષભોજન

(૪) શરીરસત્કારનો ત્યાગ

સંયમનો સબધ મુખ્યત મન અને વચનની સાથે હોવાથી તેમા ધ્યાન અને મૌનનો પણ સમાવેશ થાય છે.

### (૮) સંયમ અને તપ

મહાવીરના સમસ્ત સાધકજીવનમાં સંયમ અને તપ એ બે જ તત્ત્વો મુખ્ય રહ્યાં છે અને એ બન્ને તત્ત્વોને સિદ્ધ કરવા માટે તેમણે બાર વર્ષો સુધી જે પ્રયત્ન કર્યો અને તેમાં જેવો તત્પરતા અને અપ્રમાદનો પરિચય આપ્યો તેવો આજ સુધીના તપસ્યાના ઇતિહાસમાં કોઇ વ્યક્તિએ આપ્યો હોય એમ જણાતુ નથી.

કેટલાક લોકો મહાવીરના તપને દેહદુઃખ અને દેહદમન કહી તેની અવગણના કરે છે, પરંતુ જો તેઓ સત્ય અને ન્યાયની ખાતર પણ મહાવીરના જીવનનો ઊંડો અભ્યાસ કરશે તો તેમને એ જણાયા વિના નહિ રહે કે મહાવીરનું તપ શુષ્ક દેહ-દમન ન હતું. મહાવીર તો સંયમ અને તપ ઉપર સમાન ભાર આપતા હતા. તેઓ સારી રીતે જાણતા હતા કે—

જો તપના અભાવે સહનશીલતા ઓછી થઇ તો બીજાની સુખસગવડોની આહુતિ આપી પોતાની સગવડતા વધારવાની લાલસા વધશે અને તેનું ફળ એ આવશે કે સંયમ ટકી નહિ શકે. આજ પ્રમાણે સંયમના અભાવે કેવળ તપ પણ, પરાધીન પ્રાણી ઉપર અનિચ્છાપૂર્વક આવી પડેલા દેહકષ્ટની જેમ નિરર્થક છે.

### (૯) તપઃપ્રભાવ

મહાવીર જેમ જેમ સંયમ અને તપની ઉત્કટતાને લીધે અહિંસાતત્ત્વની નજદીક પહોંચતા ગયા તેમ તેમ તેમની ગંભીર શાન્તિ વધવા લાગી અને તેનો પ્રભાવ આસપાસના લોકો ઉપર સ્વભાવત પડવા લાગ્યો. માનસશાસ્ત્રના નિયમાનુસાર એક વ્યક્તિની અંદર પ્રબળ થની વૃત્તિનો પ્રભાવ આસપાસના લોકો ઉપર જાણે-અજાણે પડયા વગર રહેતો નથી.

## (૧૦) ગોશાળાનું સાહચર્ય

મહાવીરના આ સાધકજીવનમાં એક ઉલ્લેખનીય ઐતિહાસિક ઘટના ઘટે છે, તે એ કે મહાવીરની સાધનાની સાથે ગોશાલક નામનો એક વ્યક્તિ આશરે ૭ વર્ષ સુધી વ્યતીત કરે છે અને પછી તે તેમનાથી જુદો પડી જાય છે. આ ગોશાલક આગળ જતાં મહાવીરનો પ્રતિપક્ષી થાય છે અને આજીવકમતનો નાયક બને છે. અત્યારે એ કહેવું કઠણ છે કે આ બન્ને કયા કારણે સાથે થયા અને શા માટે જુદા પડયા! પણ એક પ્રસિદ્ધ આજીવક સમ્પ્રદાયના નાયક અને બીજા દીર્ઘતપસ્વી મહાવીરનું ૭ વર્ષ જેટલા લાંબા સમયનું સાહચર્ય સત્યશોધકો માટે અર્થસૂચક તો અવશ્ય છે.

## (૧૧) સાધનાસિદ્ધિ

આશરે ૧૨–૧૩ વર્ષની કઠોર દીર્ઘસાધના કર્યા બાદ જ્યારે મહાવીરને પોતાના અહિંસાતત્ત્વની સિદ્ધિ થયાની પૂર્ણ પ્રતીતિ થઇ ત્યારે તે પોતાનો જીવનક્રમ બદલે છે. અહિંસાનો સાર્વભૌમ ધર્મ તે દીર્ઘતપસ્વી મહાવીરમાં એટલો બધો પરિપ્લુત થઇ ગયો હતો કે હવે તેમના સાર્વજનિક જીવનથી કેટલાય ભવ્ય આત્માઓના જીવનમાં પરિવર્તન થઇ જવાની પૂર્ણ સંભાવના હતી.

## (૧૨) દીર્ઘતપસ્વી મહાવીર

આ બાજુ, મગધ અને વિદેહનું પૂર્વકાલીન મલિન વાયુમણ્ડલ પણ ધીરે ધીરે શુદ્ધ થવા લાગ્યું હતું, કારણકે તે વખતે ત્યાં પણ અનેક તપસ્વીઓ અને વિચારકો લોકહિત કરવાની આકાંક્ષાએ પ્રકાશમાં આવવા લાગ્યા હતા. આજ સમયે દીર્ઘતપસ્વી મહાવીર પણ પ્રકાશમાં આવ્યા.

# (૪)

# ઉપદેશકજીવન

## (૧) ધર્મચક્રપ્રવર્તન

શ્રમણ ભગવાન મહાવીરનું ૪૩ થી ૭૨ વર્ષ સુધીનું આ દીર્ઘ ઉપદેશકજીવન ધર્મચક્રપ્રવર્તન અને સાર્વજનિક સેવામાં વ્યતીત થાય છે. આ ઉપદેશકજીવનમાં તેમના કરેલાં મુખ્ય કામોની નામાવલિ આ પ્રમાણે છે:—

## (૨) જાતિવિરોધ અને ગુણપૂજાની મહત્તા

(૧) જાતિપાંતિનો જરા પણ ભેદ રાખ્યા વિના પ્રત્યેકને માટે-શૂદ્રો તેમજ અતિશૂદ્રોને માટે પણ-ભિક્ષુપદ અને ગુરુપદનો રસ્તો ખુલ્લો કરવો. શ્રેષ્ઠતાનો આધાર જન્મ નહિ પણ ગુણ ગણવો. અને ગુણોમાં પણ પવિત્ર જીવનની મહત્તા સ્થાપિત કરવી.

## (૩) સ્ત્રીસ્વાતન્ત્ર્ય

(૨) પુરૂષોની માફક સ્ત્રીઓના વિકાસ માટે પણ સંપૂર્ણ સ્વતન્ત્રતા અને વિદ્યા તથા આચાર એ બન્નેમાં સ્ત્રીઓની પણ યોગ્યતા માનવી.

સ્ત્રીઓને માટે ગુરુપદનો આધ્યાત્મિક માર્ગ ખોલી દેવો.

## (૪) લોકભાષામાં ધર્મોપદેશ

(૩) લોકભાષામાં તત્ત્વજ્ઞાન અને આચારવિચારનો ઉપદેશ કરી, કેવળ વિદ્વદ્‌ગમ્ય સંસ્કૃત ભાષાનો મોહ ઘટાડવો અને યોગ્ય અધિકારીને માટે જ્ઞાનપ્રાપ્તિમાં ભાષાનો અન્તરાય દૂર કરવો.

## (૫) અહિંસાધર્મ

(૪) ઐહક અને પારલૌકિક સુખને માટે કરવામાં આવતા યજ્ઞયાગાદિ કર્મકાણ્ડોની અપેક્ષા સંયમ અને તપસ્યાના સ્વાવલંબી

તથા પુરુષાર્થપ્રધાન માર્ગની મહત્તા સ્થાપિત કરવી અને અહિંસા-ધર્મમાં પ્રીતિ ઉત્પન્ન કરવી.

### (૬) ભોગના સ્થાને યોગ

(પ) ત્યાગ અને તપસ્યાના નામે રૂઢ થએલા શિષ્ટાચારના સ્થાને સાચા ત્યાગ અને સાચી તપસ્યાની પ્રતિષ્ઠા કરી, ભોગની જગ્યાએ યોગના મહત્ત્વનું વાયુમણ્ડલ ચોમેર સર્જ્યું.

## (પ)

## ઉત્તરકાળ

### (૧) શિષ્યસમુદાય

શ્રમણ ભગવાન મહાવીરના શિષ્યોના ત્યાગી અને ગૃહસ્થ એમ બે વિભાગો હતા.તેમના ત્યાગી ભિક્ષુકશિષ્યો ૧૪૦૦૦ અને ભિક્ષુકી શિષ્યાઓ ૩૬૦૦૦ હોવાનો શાસ્ત્રોલ્લેખ મળે છે. આ સિવાય લાખોની સંખ્યામાં ગૃહસ્થશિષ્યો હોવાનો પણ ઉલ્લેખ મળે છે.

ત્યાગી અને ગૃહસ્થ એ બન્ને પ્રકારના શિષ્યવર્ગમાં ચારેય વર્ણોના સ્ત્રીપુરૂષો સમ્મિલિત હતા. ઇન્દ્રભૂતિ (ગૌતમ) વગેરે અગ્યાર ગણધરો બ્રાહ્મણો હતા.

ઉદાયી, મેઘકુમાર વગેરે અનેક ક્ષાત્રયશિષ્યો હતા.

શાલિભદ્ર, સુદર્શન વગેરે વૈશ્યશિષ્યો હતા. અને મેતારજ, હરિકેશી વગેરે અતિશુદ્રશિષ્યો પણ ભગવાનની પવિત્ર દીક્ષાનું પાલન કરી શિવમાર્ગે ચડયા હતા. સાધ્વીઓમાં ચન્દનબાલા ક્ષત્રિયપુત્રી હતી અને દેવનન્દા બ્રાહ્મણી હતી.

ગૃહસ્થ અનુયાયીઓમાં તેમના મામા વૈશાલીપતિ ચેટક, રાજગૃહપતિ શ્રેણિક (બિંબિસાર) અને તેનો પુત્ર કોણિક (અજાતશત્રુ) વગેરે અનેક ક્ષત્રિયરાજાઓ હતા.

આનન્દ, કામદેવ વગેરે પ્રધાન દશ ઉપાસકોમાં શકડાલપુત્ર નામનો ઉપાસક કુંભારજાતિનો હતો. અને બાકીના નવ ઉપાસકો વૈશ્ય અર્થાત વ્યાપાર, ખેતી અને પશુપાલન ઉપર નિર્વાહ કરનારા હતા.

ઢંક નામનો ઉપાસક કુંભાર હોવા છતાં પણ ભગવાનનો સમજદાર અને દૃઢ ઉપાસક હતો. સ્કંદક, અંબડ વગેરે અનેક પરિવ્રાજકોએ તેમજ સોમીલ વગેરે અનેક વિદ્વાન બ્રાહ્મણોએ શ્રમણ ભગવાન મહાવીરનું અનુસરણ કર્યું હતું. ગૃહસ્થ ઉપાસિકાઓમાં રેવતી, સુલસા અને જયન્તિનાં નામો પ્રખ્યાત છે.

જયન્તિ મહાવીરની જેવી ભક્ત ઉપાસિકા હતી તેવી જ વિદૂષી પણ હતી. તે ભગવાનની સામે સ્વતંત્ર પ્રશ્નો કરતી અને ઉત્તર સાંભળતી. ભગવાન મહાવીરે તે વખતે સ્ત્રીઓની યોગ્યતા કેવી આંકી હતી તેનું આ એક સરસ ઉદાહરણ છે.

## (૨) સમકાલીન ધર્માચાર્યો

શ્રમણ ભગવાન મહાવીરના સમકાલીન ધર્મપ્રવર્તકોમાં આજ-કાલ કેટલાંક થોડાંક જ ધર્મપ્રવર્તકોનાં નામો મળે છે–

(૧) તથાગત ગૌતમ બુદ્ધ
(૨) પૂર્ણકાસ્યપ
(૩) મસ્કરી ગોશાલક
(૪) અજિત કેશકંબલી
(૫) પકુદ્ધ કાત્યાયન
(૬) સંજય બેલાસ્થિપુત્ર

સમકાલીન ધર્મપ્રવર્તકોમાં ઉપર લખેલા ધર્મપ્રવર્તકો મુખ્ય છે.

## (૩) પાર્શ્વતીર્થમાં પરિવર્તન

શ્રમણ ભગવાન મહાવીરની પહેલાં જૈન સમ્પ્રદાય ચાલ્યો આવતો હતો, જે સમ્પ્રદાય નિગ્ગઠ-નિર્ગ્રન્થના નામથી વિશેષ પ્રસિદ્ધ હતો.

તે વખતે પ્રધાન નિગ્ગંઠો-નિર્ગ્રન્થો કેશીકુમાર વગેરે હતા અને તેઓ બધા પોતાને ભગવાન પાર્શ્વનાથની પરમ્પરાના અનુયાયીઓ માનતા હતા. તે લોકો કપડા પહેરતા હતાં અને તે પણ વિવિધ રંગના આ પ્રમાણે તેઓ ચાતુર્યામ ધર્મ અર્થાત્ અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ એ ચાર મહાવ્રતોનુ પાલન કરતા હતા.

શ્રમણ ભગવાન મહાવીરે આ પરમ્પરાની વિરુદ્ધ પોતાના વ્યહવારથી બે વાતો નવી પ્રચલિત કરી કે:-

(૧) અચેલધર્મ (નગ્નત્વ) અને
(૨) બ્રહ્મચર્ય (સ્ત્રીવિરમણ).

પહેલાની પરમ્પરામાં વસ્ત્ર અને સ્ત્રીના સંબંધમા જરૂર શિથિલતા આવી ગઇ હશે અને તેથી એ શિથિલતા દૂર કરવા માટે અચેલધર્મ અને સ્ત્રીવિરમણને નિર્ગ્રન્થત્વમાં ભગવાન મહાવીરે સ્થાન આપ્યુ અને અપરિગ્રહવ્રતથી સ્ત્રીવિરમણવ્રતને જુદું કરી ચારને બદલે પાચ મહાવ્રતોનુ પાલન કરવાનો નિયમ બનાવ્યો.

## (૪) સમ્મેલન

ભગવાન પાર્શ્વનાથની પરમ્પરાના સુયોગ નેતાઓએ આ સંશોધનને સ્વીકાર્યું અને પ્રાચીન તથા નવીન બન્ને ભિક્ષુઓનુ સમ્મેલન થયુ.

(૫) સમ્પ્રદાયો

કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે સમ્મેલનમાં વસ્ત્ર રાખવા કે ન રાખવાનો જે મતભેદ શાન્ત થયો હતો તે જ મતભેદ આગળ જતાં ફરીવાર પક્ષપાતનું રૂપ ધારણ કરી શ્વેતાંબર અને દિગમ્બર સમ્પ્રદાયના રૂપમાં ભભૂકી ઊઠયો. જો કે સૂક્ષ્મદષ્ટિએ વિચાર કરનાર વિદ્વાનોને શ્વેતાંબર અને દિગમ્બરમાં કોઈ મહત્ત્વપૂર્ણ ભેદ જણાતો નથી. પરંતુ આજકાલ તો સમ્પ્રદાયની અસ્મિતાએ શ્વેતામ્બર તેમજ દિગમ્બર એ બન્ને શાખાઓ વચ્ચે નાશકારિણી દિવાલ ઊભી કરી દીધી છે એટલું જ નહિ પણ સામાન્ય સામ્પ્રદાયિક અભિનિવેશને કારણે બીજા પણ અનેક નાના મોટા સમ્પ્રદાયો ભગવાન મહાવીરના અનેકાન્તવાદ (સ્યાદ્‌વાદ)ની નીચે ઊભા થઇ ગયા છે.

(૬) જીવનરહસ્ય

શ્રમણ ભગવાન મહાવીરના સમગ્ર જીવનનો અને ઉપદેશનો સંક્ષિપ્ત સાર નીચેની બે વાતોમાં આવી જાય છે. તે એ કેઃ–

(૧) આચારમાં સંપૂર્ણ અહિંસા અને

(૨) તત્ત્વજ્ઞાનમાં અનેકાન્તવાદ.

ભગવાન મહાવીરના સમ્પ્રદાયના આચારને અને શાસ્ત્રના વિચારને આ બે જ તત્ત્વોનું ભાષ્ય સમજો.

વર્તમાનકાલના પ્રાસદ્ધ વિદ્વાનોનો આ જ નિષ્પક્ષ મત છે.

(૭) વિપક્ષીઓ

શ્રમણ ભગવાન મહાવીરના શિષ્યોમાં તેમનાથી જુદા પડી તેમની વિરૂદ્ધ વિરોધી પન્થ પ્રચલિત કરનાર તેમનો જમાઇ ક્ષત્રિયપુત્ર જમાલિ હતો. અત્યારે તો તેની સ્મૃતિ માત્ર જૈન ગ્રન્થોમાં છે.

બીજા પ્રતિપક્ષી તેમનો પૂર્વ સહચર ગોશાલક હતો. તેનો આજીવકપન્થ રૂપાન્તર પામી અત્યારે પણ હિન્દુસ્તાનમાં હયાત છે.

## (૮) વિહાર

શ્રમણ ભગવાન મહાવીરના જીવનનો મુખ્ય ભાગ વિદેહ અને મગધમાં વ્યતીત થયો છે. એવું જણાય છે કે તેમણે અધિકમાં અધિક યમુના નદીના કિનારા સુધી વિહાર કર્યો હતો.

વૈશાલી, શ્રાવસ્તી, કૌશામ્બી, તુંગિયા, તામ્રલિપ્તિ, ચમ્પા, રાજગૃહ વગેરે શહેરોમાં મહાવીરે વારંવાર વિહાર કર્યો હતો.

## (૯) ઉપદેશપ્રભાવ

શ્રમણ ભગવાન મહાવીરના તપસ્યામય અને શાન્તિપૂર્ણ દીર્ઘ-જીવનથી અને તેમના સદુપદેશથી તે વખતે મગધ, વિદેહ, કાશી, કૌશલ્ય અને બીજાં કેટલાંક પ્રદેશોના ધાર્મિક અને સામાજિક જીવનમાં ખૂબ ક્રાન્ત થઇ ગઇ હતી. આ વાતનું પ્રમાણ કેવળ શાસ્ત્રોના પાનાઓમાં જ નહિ પણ હિન્દુસ્થાનના માનસિક જગતમાં અત્યારસુધી જાગ્રત રહેલી અહિંસા અને તપ પ્રત્યે સ્વાભાવિક અનુરાગ છે.

## (૧૦) નિર્વાણ

આજથી ૨૪૫૯ વર્ષ પહેલાં રાજગૃહની પાસે પાવાપુરી નામના પવિત્ર સ્થાનમાં આશ્વિન મહિનાની અમાસની તિથિએ આ દીર્ઘ-તપસ્વી મહાવીરનું ઐહિક જીવન સમાપ્ત થયું.

## (૧૧) વીરસંઘના ઉત્તરાધિકારી

ભગવાન મહાવીરના સ્થાપિત સંઘનો ભાર તેમના પ્રધાન શિષ્ય સુધર્મા સ્વામી ઉપર આવી પડ્યો.



# પ રિ શિ ષ્ટ

## શિક્ષાપદો

અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે.

જ્યાંસુધી ઘડપણ આવે નહિ, વ્યાધિઓ વધવા પામે નહિ અને ઇન્દ્રિયો શિથિલ થાય નહિ ત્યાં સુધીમાં ધર્મને આચરી લો.

સર્વભૂત પ્રત્યે સંયમભાવ રાખવો એ અહિંસા છે.

બધા જીવો જીવવા ઇચ્છે છે. મરવા નહિ. એમ જાણીને પ્રાણીવધ ન કરવો

અહિંસા સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ જિનદેશિત ધર્મ પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યે આચરવો.

જીવિત કોઇપણ ઉપાયે જરા, વ્યાધિ અને મૃત્યુથી રહિત થઇ શકતું નથી માટે કલ્યાણને ઇચ્છનારા મનુષ્યે જરાપણ પ્રમાદ ન કરવો. ઘડપણથી ઘેરાએલાનું રક્ષણ નથી એમ અવશ્ય જાણવું. પ્રમત્ત, અસંયમશીલ અને હિંસક લોકો કેવી રીતે રક્ષણ મેળવી શકે ?

જે માણસો દુર્બુદ્ધિથી પાપકર્મ કરીને ધન પેદા કરે છે તેઓ વૈરયુક્ત થઇને નરકને માર્ગે જાય છે.

ચોર જેમ પોતે જ કરેલા સંધિમુખમાં પકડાઇ જાય છે તેમ પાપકારી મનુષ્ય પણ પોતે કરેલાં કર્મોમાં જ બંધાય છે. આ લોક અને પરલોકમાં સમસ્ત પ્રજા પાપ કરીને પીડાય છે. કારણ કે કરેલાં કર્મોને ભોગવ્યા સિવાય છૂટકો નથી.

પોતાને માટે કે બીજાને માટે જે માણસ પાપકર્મો કરે છે તેનાં ફળ તેને એકલાને જ ભોગવવા પડે છે. તે વખતે બંધુઓ બંધુતા દાખવી શકતા નથી.

મોહવશ થએલો પ્રાણી જોયેલી ખરી વસ્તુને પણ અવગણી ધનાદિમાં આસક્ત થાય છે, પરંતુ તે પ્રમત્ત પ્રાણી પાપકર્મના ફળોમાંથી ધનાદિ વડે બચી શકતો નથી,

સૂતેલાઓની વચ્ચે પણ જાગતા રહેવું. આશુપ્રજ્ઞ પંડિતે સૂતેલાઓનો વિશ્વાસ ન કરવો. કાળ નિર્દય છે અને શરીર અબળ છે. માટે અપ્રમત્ત રહીને સદાચરણ કરવું

સારી રીતે કેળવેલો તેમજ બખ્તરવાળો ઘોડો જેમ રણક્ષેત્રમા પાછો હઠતો નથી તેમ સ્વચ્છંદ રોકનારો મનુષ્ય જ નિર્વાણમાર્ગથી પાછો હઠતો નથી

'પહેલા નહિ સધાયુ તો પછી સધાશે' એવી શાશ્વતવાદી કલ્પના કરે છે પણ જ્યારે આયુષ્ય શિથિલ થઇ જાય છે, શરીર તૂટવા માડે છે અને મોત નજીક આવે છે ત્યારે તે ખિન્ન થાય છે

કોઇ સહેજમા જ વિવેકને પામી શકતુ નથી. માટે જાગ્રત થાઓ! કામનાઓ છોડી દો! તથા સસારનુ સ્વરૂપ સમજી સમભાવ કેળવી અસંયમથી આત્માનુ રક્ષણ કરતા અપ્રમત્ત પણે વિચરો

મોહ જીતવા પ્રયત્ન કરનારને વચ્ચે વચ્ચે ઘણા પાશો આવે છે માટે તેમા ન ફસાતા સાવધાનતાથી અપ્રમત્તભાવે પ્રવૃત્તિ કરવી

લલચાવનારા તે પાશો તરફ મનને જતુ રોકવુ, ક્રોધને અકુશમા રાખવો, માન દૂર કરવુ, માયાનુ સેવન ન કરવુ અને લોભનો ત્યાગ કરવો

કારણ કે ક્રોધ પ્રીતિનાશક છે, માન વિનયનાશક છે, માયા મિત્રતાનો નાશ કરે છે અને લોભ તો સર્વ વિનાશક છે

ક્ષમાથી ક્રોધને જીતવો, નમ્રતાથી માનને જીતવો, સરળતાથી માયાને જીતવી અને સતોષથી લોભને જીતવો

જે પ્રમાણે ઝાકળના બિન્દુઓ દાભની અણી ઉપર લટકતા રહે છે તે જ પ્રમાણે મનુષ્યોનુ જીવિત અસ્થિર છે માટે ધર્મારાધના સમયનો પ્રમાદ ન કરવો

કારણ કે પ્રાણીઓને મનુષ્યપણુ, ધર્મશ્રવણ, ધર્મશ્રદ્ધા, અને સયમમા પરાક્રમ આ ચાર વસ્તુઓ વારવાર મળવી બહુ જ દુર્લભ છે

માટે વૃદ્ધજનોની સેવા કરવી મૂઢપુરુષના સગથી દૂર રહેવુ પ્રતિદિન સ્વાધ્યાયનું સેવન કરવુ અને ધીરજપૂર્વક સૂત્રાર્થનુ ચિતવન કરવુ, કારણ કે આ પણ મોક્ષપ્રાપ્તિના માર્ગો છે

ઉપયોગપૂર્વક ચાલવું, ઉપયોગપૂર્વક બેસવું, ઉપયોગપૂર્વક સૂવું, ઉપયોગપૂર્વક ખાવું, ઉપયોગપૂર્વક બોલવું, આ પ્રમાણે દરેક ક્રિયામાં ઉપયોગ રાખવાથી પાપકર્મો બંધાતા નથી.

જે સર્વભૂતો પ્રત્યે સમભાવ રાખે છે, જે હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ વગેરે કર્મોના આશ્રવોને રોકે છે અને જે સંયમાદિથી આત્માનું દમન કરે છે તે સાધુપુરૂષ પાપકર્મોથી લેપાતો નથી.

કારણ કે તે સાધુપુરૂષ 'પ્રથમ જ્ઞાન અને પછી દયા' એ વિચારને ધ્યાનમાં રાખીને દરેક પ્રવૃત્તિ કરે છે. કારણ કે તે જાણે છે કે જે અજ્ઞાની હોય તે કલ્યાણકારી કામ શું અને પાપકારી કામ શું એ જ્ઞાન વિના શી રીતે જાણી શકે ?

જે મનુષ્ય, વસ્ત્ર, અલંકાર આદિ પોતે મેળવેલી પ્રિય ભોગવસ્તુઓને પીઠ પાછળ કરી સ્વેચ્છાએ તજી દે છે તે જ ખરેખરો 'ત્યાગીપુરૂષ' છે. બાકી મનુષ્ય પોતાની પાસે એ ભોગવસ્તુઓ ન હોવાને કારણે 'હું ત્યાગી છું' એટલે તે ભોગવસ્તુઓનો ઉપયોગ કરતો નથી એમ કહેવાતો ત્યાગીપુરૂષ હોવાનો ડોળ કરે છે તે ખરેખરો ત્યાગીપુરુષ કહેવાતો નથી.

જે કોઇ પ્રવ્રજિત સાધુ નિદ્રાશીલ થઇ ખુબ ખાઇપીને સુખે સૂઇ રહે છે તે પાપશ્રમણ કહેવાય છે.

કારણ કે મુંડનમાત્રથી કોઇ શ્રમણ થતો નથી. ૐ કારના માત્ર જાપ કરવાથી કોઇ બ્રાહ્મણ થતો નથી, અરણ્યવાસથી કોઇ મુનિ થતો નથી અને કેવળ વલ્કલ ધારણ કરવાથી કોઇ તાપસ થતો નથી.

સમભાવ રાખનારો શ્રમણ છે. બ્રહ્મચર્ય પાળનારો બ્રાહ્મણ છે, મૌન સેવનારો મુનિ છે અને તપસ્યા કરનારો તાપસ છે.

કર્મથી બ્રાહ્મણ થાય છે, કર્મથી ક્ષત્રિય થાય છે, કર્મથી વશ્ય થાય છે અને કર્મથી શૂદ્ર થાય છે.

# અધ્યાત્મ.

( લઘુ શતાવધાની પંડિતરાજ ભારતરત્ન, ન્યાયરત્ન સૌભાગ્યચંદજી સ્વામી, લીંબડી સંપ્રદાય. )

आत्मनि-अधि-इति=अध्यात्म અર્થાત્ કે આત્મા તરફનું કિંવા આત્માની નિકટનુ.

આ રીતે આત્મ સંબંધી જે કંઇ વિદ્યા શિખવામા આવે છે તેને અધ્યાત્મવિદ્યા અને તે સંબંધની ક્રિયા કરવામા આવે છે તેને અધ્યાત્મિક ધર્મ તરીકે ઓળખવામા આવે છે.

## અધ્યાત્મ-તત્વ જ્ઞાનની ઉત્પત્તિ.

સ્થૂળ કે સૂક્ષ્મ જગતના ચરાચર સકળ જીવો ઇગ્લિશમા જેને " લાઇટ એન્ડ રાઇટ વે " અને ગુજરાતીમાં જેને દિવ્ય અને ભવ્ય માર્ગ કહેવાય છે, તેની સતત ઝંખના કરે છે. આ માત્ર મનોમયજ પ્રયાસ નથી બલ્કે સૌ કોઇની પ્રવૃત્તિ અને પ્રગતિપણા ને અર્થે છે. એમ કહીએ તો ખોટું નથી.

એક જૈનાચાર્ય નીચેના શ્લોકમા તેનો સ્પષ્ટ ચિતાર આપે છે

सर्वत्र सर्वस्य सदा प्रवृत्तिः दुखस्य नाशाय सुखस्य हेतो

સર્વ સ્થળે અને સકળ નાનાં મોટા જીવ જતુઓની સુખના હેતુ પૂર્વકજ સતત પ્રવૃતિ છે. અને સુખની પ્રાપ્તિ બાધક કારણોના નાશ સિવાય લભ્ય નથી આથી દુ ખનો નાશ અને સુખની પ્રાપ્તિ આ બેજ પ્રવૃત્તિના મુખ્ય હેતુઓ બની રહે છે જોઇએ તો કીડીથી માંડીને ગજરાજ સુધી જુઓ અને જોઇએ તો ક્ષુદ્ર માનવીથી માંડીને મહાનવીર સુધી જુઓ આ એકજ સિદ્દાત સ્પષ્ટ દેખાય છે

મન, બુદ્ધિ, શરિર અને ઇદ્રિયથી પર રહેલા ચેતનમા પોતામાજ દિવ્યતા અને ભવ્યતા છે અને દિવ્યતા અને ભવ્યતા છે ત્યાજ સુખ છે, શાંતિ છે, સતોષ છે, આનદ છે આ જાતનો કેઇ મહા

પુરૂષોએ સ્વાનુભવ કર્યો અને તે અનુભવમાંથી તત્વજ્ઞાન ઝર્યું વિશ્વની સપાટી પર ત્યારથી તત્વજ્ઞાન વિસ્તર્યું અને એ તત્વજ્ઞાનપર પાશ્ચાત્ય અને પૌર્વાત્ય સંસ્કૃતિના આદર્શ રચાયા. એકે (પૌર્વાત્યે) ચેતનને સીધી રીતે ઓળખવાનો પ્રયાસ કર્યો, બીજાએ (પાશ્ચાત્યે) જડમાંથી ચેતનમાં જવાનું ધ્યેય રચ્યું. આજ પૌર્વાત્ય સંસ્કૃતિ અને પાશ્ચાત્ય સંસ્તકૃતિનો મતભેદ.

**બન્નેના માર્ગ ભિન્ન છતાં ધ્યેય તો એકજ.**

પાશ્ચાત્ય સંસ્કૃતિમાં જડપરથી ચૈતન્યપર જવાનું હોવાથી (નીચેની ભૂમિકા પૂર્વ અનુભૂત ભોગોની તીવ્ર લાલસાના ગાઢ સંસ્કારોને લઇને) તજ્જન્ય મળતા સુખને સાચું સુખ કલ્પ્યું. કર્મનું પરિણમન તાત્કાલિકજ છે એમ જ્યારે સ્થુળ ક્રિયાઓપરથી એમણે તાત્કાલિક નિરીક્ષણ કર્યું એટલે સૂક્ષ્મ કર્મ અને તત્સંબંધી વિચારણાની તક છોડી દીધી. પરલોક, પુણ્ય, પાપ વગેરે તેને નિરર્થક ભાસ્યાં. મન પ્રાણ કે વિજ્ઞાન કોષ સુધી આગળ વધવાનું તેમને માટે રહ્યુંજ નહિ. માત્ર બુદ્ધિ, કળા વિજ્ઞાન એ બધા પ્રાપ્ત સાધનોથી શરીર દ્વારા બની શકે તેટલું સુખ મેળવવું એ ધ્યેય જેવું થઇ રહ્યું. આ રીતે ચાર્વાક કિંવા લોકાયતન દર્શનની ઉત્પત્તિ થઇ અને તે મત ખૂબજ ફુલ્યો ફાલ્યો. પૌર્વાત્ય પ્રજામાં પણ તેનુ અવતરણ ધીમે ધીમે થવા લાગ્યું.

આવે સમયે અને તે પહેલાં પણ પૌર્વાત્ય સંસ્કૃતિમાં વેદ એ મહત્વભર્યો ધર્મ હતો પરંતુ તેમનોયે ઉપયોગ તે વખતે પરલૌકિક સ્વર્ગથી આગળ જનસમૂહ કલ્પતા ન હતા અને તેથી કર્મકાંડની પ્રકીર્ણતામાં કેવળ પારલૌકિક મહત્વ અપાવા લાગ્યું અને અજ્ઞાન તપશ્ચરણ વ્હેમ, રૂઢિ વગેરેનાં દંભમય નૃત્યો વધવા લાગ્યાં. આવા સમયે પરાપૂર્વથી ચાલી આવતા જૈન ધર્મનો પુનરૂદ્ધાર કરી ભગવાન મહાવીરે પ્રકાશ દેંકી મોક્ષ સુધીની મહત્વતા બતાવી. સંદીન

ળુંતા દૂર કરવાનું કિરણ ફેંક્યુ. બૌધધર્મે મધ્યમ માર્ગ સ્વીકાર્યો જગતને ક્ષણિકમાની વૈરાગ્યપૂર્વક છવી સસ્કૃતિ વિકાસનો માર્ગ ખુલ્લો કર્યો જૈન અને બૌદ્ધ સસ્કૃતિએ વેદ ધર્મને આ રીતે સ‑સ્કરણની તક આપી

ત્યારબાદ વેદધર્મનુ પુન સસ્કરણ થયુ અને ભિન્ન ભિન્ન તત્વ વિશે ભિન્ન ભિન સિદ્ધાતો નક્કી કીધા. કોઇએ ઇશ્વરતત્વ સ્વીકાર્યુ તો કોઇએ અદષ્ટ (નસીબ) પ્રારબ્ધવાદ સ્વીકાર્યો. કોઇએ જગતનેજ સ્વપ્ન સમાન કલ્પી લીધુ તો કોઇએ આત્માના ભોકતૃત્વનોજ અસ્વીકાર કર્યો

એ રીતે નૈયાયિક, વૈશેષિક સાખ્ય, બૌદ્ધ, પૂર્વમીમાસા, ઉત્તર મીમાસા એમ દર્શનોની ઉત્પતિ થઇ (આ દર્શનમા જૈનદર્શન તટસ્થ રહ્યુ તેણે બધાનો સગમ સાધી પોતા તરફ આકર્ષ્યા) યદપિ એ ભિન્નભિન પ્રણેતાઓના ભિન્ન ભિન્ન મતો હતા છતાએ તેઓ એકજ ધ્યેયના ઉપાસક હતા

જૈનાચાર્ય શ્રી હરિભદ્રસુરિજીએ યોગદૃષ્ટિ સમુચ્ચયમાં ભાખ્યુ છે કે

चित्रा तु देशनैतेषाम् स्याद् विनेयानुगुण्यत:
यस्मादेते महात्मानो भवव्याधिभिषग्वरा
एतेषा सर्वज्ञानाम्, कपिलसुगतादीनाम्

ઉપરના શ્લોકનો ભાવાર્થ એ છે કે તમે‑જે અહીં મહાત્મા કપિલ (સાખ્ય, મહાત્મા બુદ્ધ (બૌદ્ધ) મહાત્મા મહાવીર, મહાત્મા કણાદ (વૈશેષિક) મહાત્મા ગૌતમ (નૈયાયિક) કે મહાત્મા કૃષ્ણચદ્ર (હિંદુ) ના નામની ખાતર અને તેમના વચનના સમર્થન માટે લ‑ડવા ભેગા થયા છો તે તમારો વ્યામોહ છે. તેઓ 'આ મા નત્ય છે' કે 'આત્મા અનિત્ય છે' પરમેશ્વર કર્તા હર્તા છે કે આત્મા દષ્ટા માત્ર છે એ પ્રકારની જે જુદી જુદી ઉપદેશશ્રેણિઓ આપેલી છે તે

બધી તે તે વિનેયો (શિષ્યો) ની અનુકુળતા તરફ લક્ષ્ય રાખીને આપેલી છે કારણ કે એ પુરુષો–મહાત્માઓ———હતા અને સંસારરૂપ વ્યાધિને નાબુદ કરવા માટે ઉત્તમ વૈદ્ય સમાન હતા

'યોગદૃષ્ટિ સમુચ્ચય'

આ રીતે તત્વજ્ઞાન જે રીતે ભારતમા વિસ્તર્યું તેની અસર ઇતર દેશો પર સારા પ્રમાણમા થઇ. એ તત્વજ્ઞાનની સામાન્ય ભૂમિકા થઇ.

**તત્વજ્ઞાન.**

પરંતુ એ ચેતન પ્રદેશ પર પ્રતિષ્ઠિત થવા માટે જે જે ભૂમિકાઓમાંથી પસાર થવાનું હોય છે તે વસ્તુ ન ભુલાય તે ખાતર દેહ, સમાજ, રાષ્ટ્ર અને તેને અંગેની કર્તવ્ય પ્રણાલિકાની આવશ્યકતા ઉભી થઇ તેને લીધે મતો અને વાદો ઉભા થયા. સમાજવાદ, રાષ્ટ્રવાદ, ગુણવાદ વગેરે તત્વો તેનાજ પ્રતિતિસૂચક છે.

આ ઉપરથી દર્શન, મત, વાદ, પંથ, સંપ્રદાયો એ બધા સ્થુળદૃષ્ટિએ ભિન્ન ભિન્ન દેખાવા છતા એકજ ધ્યેયના સૂચક છે તે સ્પષ્ટ સમજાશે.

**દુઃખનું કારણ શું ?**

હવે અહીં એ પ્રશ્ન થશે કે અનેક અનુભવી પુરુષોએ એ પરમ ધ્યેય વિશ્વને દેખાડયું તો પછી આટલા સરળ અને પૃથક માર્ગો હોવા છતા આજે વિશ્વનો મોટો ભાગ તે તત્વને પામી શકયો નથી શકતો નથી તેનું કારણ શું ? આટ આટલા મહાપુરુષો અને——થવા છતા હજુ વિશ્વમા કલેશ, દુખ પરિતાપ તો તેવાને તેવાજ છે.

**[ સમાધાન : ]**

દુખનું કારણ વિવેકબુદ્ધિનો અભાવ છે, ઘણી વખત સીધી અને સાદી વાત હોવા છતાં મનુષ્ય સમજી શકતો નથી આવી

વિવેકબુધ્ધિનો અભાવ હોવા છતા એ એમ માને છે કે 'હુ જે કરુ છુ તે ઠીક કરું છુ' અને સમજીને કરૂ છુ. આ જાતનુ અજ્ઞાનજ નિકટ હોવા છતાં એ ભવ્યતા અને ચિન્તાનો સાક્ષાત્કાર થવા દેતુ નથી

આથી ભગવાન મહાવીરે એ તત્વજ્ઞાન પર પ્રતિષ્ઠિત થવા માટે આ શ્રેણી આપી છે તે શ્રેણી પર ક્રમશ આગળ વધવામા જેટલુ વિકાસને સ્થાન છે તેટલુજ ક્રમ ઉલ્લઘવામા પતનનુ જોખમ છે.

જ્ઞાન શ્રવણથી જન્મે
વિજ્ઞાન જ્ઞાનથી ઉગે,
વિજ્ઞાને પાપનો ત્યાગ
સયમ પાપ ત્યાગથી
સયમે પાપનો રોધ
ને તેથી તપ સભવે
તપથી કર્મનો નાશ
અક્રિય આત્મ મુક્તિને.

મનુષ્યો જ્યારે સાચા ધર્મનુ શ્રવણ કરે છે ત્યારે તેનામા જ્ઞાન ઉત્પન્ન થાય છે જ્ઞાન થયા પછીજ વિશિષ્ટ જ્ઞાન મેળવે છે એવા આત્મજ્ઞાન પછી વૈરાગ્ય સ્ફુરે છે, વૈરાગ્ય સ્ફૂર્યા પછી વ્રતોની આરાધના થાય છે વ્રતો ધારણ કર્યા બાદ સયમ સાધ્ય બને છે સયમ જન્મ્યા પછી પાપવૃત્તિનો રોધ થાય છે અને ત્યારબાદ તપ શ્ચર્યાદ્વારા કર્મ—માયાના આવરણો શિથિલ થાય છે અને સર્વથા કર્મરહિત થયેલુ શુધ્ધ ચૈતન્ય સપૂર્ણ સિધ્ધિને પામે છે

"સાધક સહચરી"

એજ રીતે ગીતાજી પણ સ્થિતપ્રજ્ઞના લક્ષણો બતાવી ક્રમ આપે છે અને શ્રીમાન શકરાચાર્ય પણ 'अथाऽतो ब्रह्मजिज्ञासा' વેદસૂત્ર

પર ભાષ્યરચના પહેલાં મુમુક્ષુનાં ચાર લક્ષણો બતાવે છે કે જે શ્રીમાન શંકરાચાર્યના **વિવેકચૂડામણિમાં** આ પ્રમાણે ઉપલબ્ધ થાય છે.

विवेकिनो विरक्तस्य, शमादिगुणशालिन: ।
मुमुक्षोरेव हि ब्रह्म–जिज्ञासायोग्यता मता ॥१॥

જે સાધક, વિવેક, વૈરાગ્ય, શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ, ભક્તિ વગેરે ષટ્સંપત્તિ તથા મુમુક્ષુતા યુક્ત હોય તેજ અધ્યાત્મ સ્થિતિને મેળવવાનો અધિકારી બને છે.

ત્રુટિ.

આ રીતે તત્વજ્ઞાનને સમજીને આચરવુ અભિષ્ટ છે પણ છેલ્લાં છેલ્લાં આ વાતને પૌર્વાત્ય સંસ્કૃતિના ઉપાસકો ભૂલ્યા છે તેથી તેનો અધ્યાત્મવાદ શુષ્ક થતો જાય છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિના ઉપાસકો કર્મ પરિણામની અસર તાત્કાલિક પૂરતી કલ્પે છે. તેથી ત્યાં જડ વાદનું વિશેષ આંક્રમણ થતું રહ્યું છે. શુષ્ક અધ્યાત્મવાદ અને કે વળ જડવાદ બન્ને સ્થિતિ ત્યાજ્ય છે તે બન્નેનું પરિણામ દુઃખદજ છે. આ રીતે જગત દુઃખની ગર્તામાં ગબડતું જાય છે.

માર્ગો.

તેને ઉગારવાના બે માર્ગો છે. પૌર્વાત્ય સંસ્કૃતિની સુધારણા અને પાશ્ચાત્ય સંસ્કૃતિના સુકાનનું ફેરવવું.

પૌર્વાત્ય સંસ્કૃતિની સુધારણા માટે જે જે ભારતનાં મહાન ચારિત્ર્યશીલ અને અધ્યાત્મ જીવી તત્વજ્ઞો થઇ ગયા છે તેનું જીવન સમજાવવા માટે તે માંહે ભળી ગયેલાં અદ્ભુતના અને અતિ-સયોક્તિના જે અનિષ્ટ તત્વો છે તેને દૂર કરી તેમાંનું પરમ સત્ય સાયકોલોજી દષ્ટિએ જગત ચરણે ધરવું. આ કાર્ય ધર્મના પ્રણેતાઓ ધારે તો શીઘ્ર કરી શકે, તેમ થવાથી વ્હેમ, રૂઢિ, અંધ શ્રદ્ધા અને અનાચરણીયતાનો પંથે પડી ગયેલી જનતા શુભ માર્ગે વળી શકશે.

તેજ રીતે પાશ્ચાત્ય સંસ્કૃતિનું સુકાન પલટવું પડશે ' દેહજન્ય સુખ ' વિલાસથી મળે છે તે માન્યતાને દફનાવી સાચું, ચિરન્થાયી સ્વાભાવિક સુખ સંયમથીજ પ્રાપ્ત થાય છે તેવી ભાવનાનો પ્રચાર અને અનુભવ કરાવવો. જો કે હવે પૌર્વાત્ય સંસ્કૃતિએ ત્યાંની પાશ્ચાત્ય સંસ્કૃતિપર સારી અસર પાડી ત્યાંની ભાવનામાં પલટો કર્યો છે તેના પ્રમાણભુત સમર્થ તત્વજ્ઞ પંડિત " હર્બર્ટ સ્પેન્સર " શિક્ષણનો આદર્શ વર્ણવતા કહે છે કે—

' In the supremacy of self-control consists one of the perfectives of the ideal men. Not to be impulsive, not to be spurred hither & thither by each desire, but to the self-restrained, self-balanced, governed by the just decision of the feelings in council assembled............ .... that it is which moral education strives to produce.''

અર્થાત –'આત્મ સંયમની ઉત્કૃષ્ટતામા આદર્શ–મનુષ્યની સંપૂર્ણતા (ભવ્યતા–દિવ્યતા) રહેલી છે. આ વેગ અથવા તાત્કાલિક વૃત્તિ ક્ષોભને વશ થઇને કોઇ કામમા ન ઝંપલાવવુ, પ્રત્યેક વાસના તરગથી અહીંથી ત્યાં અને ત્યાથી અહીં તણાયા ન કરવુ, આત્મદમન કરવુ, સમ ભાવ વિશિષ્ટ રહેવુ, બધી વૃત્તિઓને સભામા આમંત્રણ કરીને તેમણે એકમતે સ્થાપેલ નિર્ણયથી નિયમાવુ ... . .આની પરિસ્થિતિને ઉપ જાવવી એ નૈતિક શિક્ષણનો ઉદ્દેશ છે' (આધ્યાત્મિક પ્રશ્ન ધાવલી).

જો આ રીતે આ બન્ને સસ્કૃતનો સુમેળ સાધી પરસ્પર સમન્વય–કરાય " જડ જન્મ સુખ ક્ષણીક છે માટે તે નકામું છે તેમ બેદરકારીયે રાખવાની નથી તેમ તેમાજ સર્વત્ર છે તે ઉપરાત કશુંયે નથી તેમ પણ સમજવાનું નથી " તો પરિણામ અતિસુંદર આવે.

જડને ભોગવવામાં પતન નથી પણ તેનો સ્વાર્થ ખાતર ઉપભોગ કરવાથી અને આસક્તિ રાખવાથી પતન થાય છે. આ વાત જેટલી સત્ય છે. તેટલીજ અધ્યાત્મનું ધ્યેય સમજ્યા પછીજ જડને ભોગવવા છતાં આસક્તિ ન થાય તેવી સહજ વૃત્તિ (થાય છે અને તે વૃત્તિ સહજ થયા ) વિના તે આચરવું એ ઇષ્ટ નથી એ વાત પણ તેટલીજ સાચી છે.

તત્વજ્ઞાનીઓ અને જડવાદીઓ આ રીતે પરસ્પર સમન્વય કરી આગળ વધે તો તેમાં તે બન્નેનું હિત છે અને તત્વજ્ઞાનની તથા અધ્યાત્મની સંપૂર્ણ સફળતા સમાયેલી છે.



# ધર્મ અને સમાજ.

( સ્વામીશ્રી ભવેશાનંદજી બી. એ.,
રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ.)

આજે દુનિયાના સર્વ દેશોની અંદર ધાર્મિક તથા સામાજીક ક્ષેત્રોમાં ભારે ઉથલ પાથલ થઇ રહી છે. શ્રી ભગવાનની કોઇ વિશેષ ઇચ્છા પૂર્ણ થવાને લીધેજ જાણે જ્યારથી ભારત વર્ષનાં ઇંગ્લેંડના સહવાસમાં આવવાની શરૂઆત થઇ, ત્યારથીજ એ બે દેશોની અંદર પરસ્પર ભાવનાઓની એટલે આદર્શોની લેવડ દેવડ પણ શરૂ થવા લાગી. જેમ સમાજ અને દેશ સંબંધમાં તેમ વ્યક્તિ સંબંધમાં પણ એક બીજાના સંસર્ગમાં આવ્યા પછી આપ લે થયા વગર રહે નહિ એ પ્રકૃતિનો સામાન્ય નિયમ છે.

હાલના રાજ્યતંત્ર, શિક્ષણ પદ્ધતિ, હુન્નર અને વ્યવસાયને લીધે ઇંગ્લેંડ ઉપરાંત પશ્ચિમના જુદા જુદા દેશોની સાથે પણ ભારતવર્ષના વિચારો અને આદર્શોની આપ લે શરૂ થયેલ છે, અને તેના પરિ-

ણામે પશ્ચિમના રીત રિવાજ, ભાવનાઓ તથા આદર્શોનો ભારતભૂમિમાં બહુ પ્રચાર થતો જાય છે, અને તેની અસર ભારતની માત્ર સામાજીક અને રાષ્ટ્રીય બાબતોમાં નહિ બલ્કે ધાર્મિક ક્ષેત્રોમાં પણ થતી જાય છે તેમ સહુ કોઇ જોઇ શકે છે. આ વીસમી સદીની પહેલી અર્ધશતાબ્ધિ ભારતવર્ષના ઇતિહાસમાં મહાન યુગપરિવર્તન વાળી, ઘણા સંકટમય અને અગત્યના સમય તરીકે ભવિષ્યની પ્રજા હંમેશાં સ્મરણમાં રાખશે.

ભારતની અસીમ દરિદ્રતાને લીધે અને તેના સમાજમાં હજારો જુદી જુદી કોમ અને સંપ્રદાયોમાં છિન્ન ભિન્ન થયેલી પ્રજાની હીન મનોદશાને લીધે, તથા સમાજમાં ખોટી રૂઢીઓ, ખોટા વ્હેમો અને કુસંસ્કારમાં રચીપચી રહેલી અજ્ઞાન ને હીનવીર્ય પ્રજાની સાથે પશ્ચિમની બલિષ્ઠ, મેધાવી સાહસી, શુરવીર અને સ્વચ્છંદી પ્રજાની સરખામણીમાં પશ્ચિમના દેશો ઘણા ચડીયાતા જોવામાં આવતાં, કેટલાક આધુનિક રાષ્ટ્રવાદીઓ ભારતવર્ષને સંપૂર્ણ રીતે પશ્ચિમના પાયા ઉપર રચવામાંજ ભારતનું કલ્યાણ છે એમ ચોક્કસ ધારી બેસે છે અને તે દિશામાં કુચ કરી રહ્યા છે, ઉપરની માન્યતાવાળા લોકોની અકપટ દેશ સેવાના સંબંધમાં કોઇને કાંઇ શંકા નહી હોય. સમાજ સુધારવામાં તેઓનો યથાર્થ અનુરાગ અને દેશના કલ્યાણ ખાતર સર્વસ્વ હોમી દેવાનો તેઓનો યથાર્થ અનુરાગ તે સ્તુત્ય છે. પરંતુ ભારત વર્ષ જેવો વિશાળ દેશ તથા સમાજની અંદર કાંઇ સુધારો કરવો, તેમાં ઘણા ખંત અને ધૈર્યની આવશ્યકતા છે અને સાથે સાથે ઉંડા ઉતરીને વિચારણાની પણ જરૂર છે.

કોઇ માણસને કાંઇ રોગ લાગ્યો હોય તો વિચારપૂર્વક તે રોગનું કારણ શોધી કાઢીને રોગનેજ દૂર કરવા માટે ઇલાજ કરે છે. પણ રોગ સાથે રોગીને પણ મારી નાખવામાં આવે તો કેવું વૈદું

કહેવાય ? તેવીજ રીતે સમાજનું કોઇ અંગ સડી ગયેલું હોય તો તેનું કારણ નિરૂપણ કરીને ઇલાજ માટે દવા કરવી જેથી તે અંગ જલદી સારૂં થાય અને આખા શરીરમાં સ્ફુર્તિ અને બળ વધે. પરંતુ આજના ઘણાખરા સમાજ સુધારકો રોગનો ઇલાજ કરવા જતાં આખા સમાજરુપ શરીરને પણ મારી નાખતા હોય એમલાગે છે અને તે રયજે પશ્ચિમના બાહ્ય ભભકદાર સમાજના રીતરિવાજ ભારતમાં દાખલ કરવા ઇચ્છે છે. પશ્ચિમના સમાજ તથા રાષ્ટ્રની અંદર કેટલાક અંગો સડવાં શરૂ થઇ ગયાં છે તે સાધારણ દષ્ટિથી જોઇ શકાતું નથી. ઉંડા નિરીક્ષણની જરૂર છે. હાલના સુધારકો જો પશ્ચિમના સમાજમાં ઉંડા ઉતરીને જુએ તો સહીસલામત જાણવાનું ઘણું મળશે.

થોડા દિવસ પહેલાં ઇટાલીના પ્રધાન મુત્સદીએ જાહેર ભાષણમાં કહ્યું, "દેશની અંદર હાલની જે સ્થિતિ છે, તેમજ ચાલુ રહે તો વીસ સાલની અંદર નુતન પ્રજા એટલે છોકરાંઓ જન્મ પામતાં બંધ પડી જશે, અને પરિણામે આખા રાજ્યનો લોપ થશે." કહેવાની જરૂર નથી કે ત્યાંનો સમાજ સંતતિ-નિયમન રૂપ અનીતિને માર્ગે ચાલવાથીજ એમ થતું જાય છે. ઇ. સ. ૧૯૩૫ ના જૂન મહિનામાં જર્મનીમાં લીધેલ વસ્તીની ગણત્રીમાં એમ જાહેર થયું છે કે ત્યાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ૧ ,૪૫,૮૩ ૪ વધારે છે ત્યાંની કુમારીઓ એકલી બહાર મોજશોખમાં જાય તે સરકારને ગમતું નથી. સમાજમાં અનીતિને બંધ કરવા સારૂ જર્મન સરકાર તરફથી હુકમ જાહેર થયો છે કે "વીસ વર્ષની કોઇ કુમારી પરણ્યા વગર રહી શકશે નહિ અને સત્તર વર્ષથી નાની કોઇ છોકરી પરણેલી અગર મોટી ઉમરવાળી બહેનને સાથે લીધા સિવાય બહાર મોજશોખમાં જઇ શકશે નહિ." ત્યાંના સમાજ સંબંધમાં વધારે કાંઇ નોંધ લેવાની જરૂર નથી.

ભારતના પુણ્યશ્લોક મુનિ ઋષિઓના વંશજો ! જે દેશની પશ્ચાત્ કેટલાક હિજારો વર્ષનો ઇતિહાસ મોજુદ છે અને પૃથ્વીમાં જુનામાં જુના દેશ તરિકે ઓળખાય છે, જે દેશના સંસ્કાર અને સભ્યતાને હાલની પશ્ચિમની અગ્રગરય વિદ્વાનમંડળી પણ વખાણે છે; તેજ પુણ્યભૂમિ ભારતવર્ષ સંબંધે, તેના સમાજ અને રાષ્ટ્ર સંબંધે અગ્રપશ્ચાત ચિંતા કર્યા વિના કાંઇ બોલવું અગર કરવું, તે કેટલી મુશીબત ભરેલું અને મહત્વનું કાર્ય છે તે વિચારજો. આજના ઘણા ચિંતાશીલ ભારતવાસીઓ આ બાબત વિચાર કરતાં મુંઝાય છે. હિંદુસ્થાનની સામાજીક અને રાષ્ટ્રિય બાબતોમાં ચિંતા કરતાં-વેંત મનમાં સ્વત: નીચેના પ્રશ્નો ઉભા થાય છે.

(૧) ભારત પાછળ જો આટલી બધી ઉચ્ચ સભ્યતા અને મહત્વપૂર્ણ ઇતિહાસ મોજુદ હોય, તો ભારતની આટલી નબળી સ્થિતિ આવી જવાનું કારણ શું ? ભારતવર્ષની દરિદ્રતા, તેમની પ્રજાની આ હીન મનોદશા ને અજ્ઞાનપણું તથા હીનવીર્ય થવાનું ખરૂં કારણ શું ?

(૨) ભારતને પુન: ગૌરવમય આદર્શ સ્થળે લઇ જવા માટે શું શું ઉપાયો ગ્રહણ કરવા ?

(૩) તેમાં પશ્ચિમના સામાજીક તથા રાષ્ટ્રીય આદર્શો કેટલે દરજ્જે સહાયભૂત બનશે ?

(૪) રાષ્ટ્રીય પુનરૂત્થાનમાં ધર્મની આવશ્યકતા છે કે નહિ ?

ઉપરના સમૂહ પ્રશ્નોના એકંદરે જવાબ ભારતના ઇતિહાસ પુરાણ અને પ્રાચીન ધર્મગ્રંથોમાંથી એમ મળી આવે છે કે, દરિદ્રતા, અજ્ઞાનતા, કાયરતા વગેરે જે કાંઇ દોષો હિન્દી પ્રજામાં ફેલાઇ રહ્યા છે તે માત્ર ધર્મના ઉચ્ચ આદર્શોનું અનુશીલન ન કરવાથીજ ધર્મના ઉચ્ચ સિદ્ધાન્તોને સમગ્ર પ્રજામાં પુન: ફેલાવો અને તે જીવનમાં ઉતારો.

જોકે કે અલ્પ કાળમધ્યે ભારત પુનઃ ગૌરવમય સ્થિતિમા આવી પહોચ્યુ છે પરતુ પ્રજાના ઇહ લૌકિક સુખ, સ્વાસ્થ્ય અને હુનર બાબતોમા પશ્ચિમના દેશોએ હાલના વિજ્ઞાન સભૂત જે યત્રાદિ ઉપાયો ગોતી કાઢયા છે, તેનુ વિચારપૂર્વક ગ્રહણ અને ઉપયોગ ભારતને જરૂર કરવાનો રહેશે અને તે કરશે. તે સિવાય સામાજીક બાબતોમા પશ્ચિમમાથી વધારે કાઇ ગ્રહણ કરવાનુ નથી વિશ્વવરેણ્ય સ્વામીવિવેકાનદ લગભગ ૬૬ વર્ષ પૂર્વે પૂર્વ ને 'પશ્ચિમ 'ના રીત રિવાજો ને આદર્શ સબધે ઉડો અભ્યાસ કરી જે અમૂલ્ય દલીન ભારતના ભવિષ્ય વશ વારસો માટે મૂકી ગયા છે તે હાલના નવયુવાનોને વાચવા આગ્રહ કરૂ છુ સ્વામીજી મહારાજ ભારતના સામાજીક તથા રાષ્ટ્રીય આદર્શ સબધે ભારપૂર્વક કહેતા,–National Idels of India are Renunciation and service. Intensify her in these two channels aud the rest will take care of Itself.

"ભારતના રાષ્ટ્રિય આદર્શ ' ત્યાગ અને સેવા ' તેને (ભારતને) એ બે દિશામા પ્રેરો, બાકી બધુ એની મેળે ઠીક થઇ જશે "

ખરેખર " ત્યાગ અને સેવા " એ બે શબ્દોની અદર મહાન શક્તિ નિહિત રહેલી છે તે શક્તિ ભારતની દુર્બલ ને અજ્ઞાન પ્રજામા જ્ઞાન દીપક પ્રગટાવી શક્તિવાન ને વીર્યવાન બનાવવા માટે ફળીભૂત નીવડશેજ આ જાતીય યજ્ઞમા ગૃહસ્થ તથા સન્યાસી બન્ને ને સમાન ફાળો આપવાનો રહેશે પરતુ લક્ષ્ય રહેશે, પરમાર્થ લાભ આત્મજ્ઞાન આ પરમાર્થ લાભનેજ દિગ્દર્શન રૂપ અવલબન કરીને રાષ્ટ્ર તથા સમાજની સેવા પણ કેવી રીતે સાધી શકાય તેનુ ઇગિત હાલના જમાનામા **જૈનાચાર્ય શ્રી લવજીસ્વામી** જેવા સાધુ સન્યાસીઓના જીવનપરથી આપણને ઘણુ મળી શકે

એમ છે. અને ત્યાગ અને સેવા દ્વારાજ આ પરમાર્થ લાભ કેવી રીતે સાધ્ય થઇ શકે તેના નમુના ને ઇસારા સ્વામી શ્રી વિવેકાનંદના જીવન તથા તેમની લેખ માળાથી સારી રીતે સિદ્ધ થાય છે. ધર્મવડે ભિક્ષુક મુનિને સન્યાસી મંડલી ભારતના સમાજ તથા રાષ્ટ્રક્ષેત્રમા કેટલી મહત્વ પૂર્ણને કિંમતી સેવા બજાવી શકે છે, અને ગૃહસ્થાશ્રમીઓ પણ ત્યાગ ને સેવાનો માર્ગ અનુસરીને ધર્મલાભની સાથે સાથે દેશ તથા સમાજની શી અમૂલ્ય સેવા કરવાને સમર્થ બની શકે છે તે બાબત ભવિષ્યમા કોઇ અનુકુળ સંજોગે ઉપસ્થિત થાય તો વધારે ચર્ચા કરવાની ઇચ્છા રાખી આ સ્થળે વિરમું છું.

આજે જૈનાચાર્ય **શ્રીમાન લવજી સ્વામીજી**ની પુણ્ય તિથિ ને વાર્ષિક ઉત્સવમા મારા તરફથી એજ શ્રદ્ધાજંલિ

---

## "ધર્મ અને કાયદો"

### [ એક સંવાદ-ચર્ચા ]

લેખક-રા૦ રા૦ જગજીવનદાસ ત્રિકમજી કોઠારી
ઉર્ફે ઓલિયા જોશી.
બી. એ, એલ.એલ. બી ગોંડળ.

**કાયદા શાસ્ત્રીઃ**—ગુરૂ મહારાજ! આપ ધર્મનો જે ઉપદેશ કરો છો, તેજ આદેશ રાજ્યના કાયદાનો પણ છે.

**ધર્માચાર્યઃ**—ધર્મને અનુસરીને કાયદા થાય છે તે ખરૂ પરંતુ 'લોક-કલ્યાણ'ની જે વ્યાખ્યા ધર્મની છે, એજ તમારા કાયદાની છે?

કા. શા.:—'લોક-કલ્યાણ' પરત્વે ધર્મનુ પરીઘ વિસ્તૃત છે, કાયદાનુ વર્તુલ તે પરીઘમા સમાઇ જાય છે

ધ. ચા:—જરા સ્પષ્ટિકરણ થવુ જોઇએ.

કા. શા —'જૈન શાસન'ના પચ મહાવ્રત અને ફોજદારી કાયદો એ વિષયની ચર્ચાથી કાયદાનો એ આદેશ સમજાવવા પ્રયાસ કરીશ

ધ ચા —વાહ! બહુજ આનન્દનો વિષય વારૂ-ચલાવો

કા. શા —ધર્મ જેને 'પાપ' ગણે છે, તેને કાયદો 'ગુન્હો' કહે છે. પાચ મહદ્ પાપ કર્મ ત્યજવા સબધી એ પચ મહાવ્રત છે ગુરૂવર્ય! એ સમજ બરાબર છે ?

ધ ચા —હા બરાબર

કા. શા —હવે પ્રત્યેક વ્રતને આપણે ચર્ચીએ. પહેલુ-અણુ વ્રત 'થુલાઓ પાણાઇ વાયો'—યાને મહદ્ પ્રાણાતિપાત સબધે-એટલે કે-પ્રાણીની મોટકી હિસા ન કરવા બાબત છે માનવ જીવની કોઇ પણ પ્રકારની હિસા કરનારને કાયદો શિક્ષા કરે છે

ધ ચા —અમારા એ વ્રતમા તો 'મનસા-વાચા-કે કર્મણા'-કોઇ પણ પ્રકારે હિસા થાય એ પાપ ગણાય છે, એવુ તમારા કાયદામા છે ?

કા શા:—જી ના આપનો ઉપદેશ આત્માના કલ્યાણનો છે આ લોક કે પરલોકમા આત્મા કર્મ બધનમાથી મુક્ત થઇ કેમ મોક્ષ પામે એ ધર્મનો ઉપદેશ છે કાયદાનો આદેશ તો ફક્ત આ લોકમાં વસતા માનવ જીવોના સુખ અને સગવડ પુરતો જ છે પરલોકને તે સ્પર્શી શકે નહીં. કોઇ માણસને મારવા કે ખૂન કરવાનો એક ક્ષણે મારા મનમા વિચાર સ્ફુર્યો, પરતુ બીજ ક્ષણે તે વિચાર પાછો મનમાથી ભાગી ગયો તોપછી મનથી વિચારેલ આવી હિસાને પરોક્ષ રીતે અમારે શી રીતે પુરવાર કરવી! માટેજ

'મનસા'-મનથી કરેના કોઇ પણ પાપને કાયદામા 'ગુન્હો' ગણી શકાયજ નહીં વચનથી કરેની હિંસાને અમુક અશેજ કાયદો 'અપરાધ' ગણે છે દાખલા તરીકે-કોઇને મોઢાથી ગાળ કાઢુ, અગર બન્નકી ભર્યા વેણ બોલુ, કિંવા મારવાની ધમકી આપુ-એટલે દરજ્જે સામાના જીવને મે દુભવ્યો-યાને હિંસા કરી, એમ કાયદો કહે છે, માટે એવી 'વાચિક' હિંસાને 'ગુન્હા' ગણી કાયદામા શિક્ષા દાખલ કરી છે ત્યારે 'કર્મણા'-યાને કૃત્યથી થયેલી હરેક પ્રકારની હિંસા-કુમના અને બનાથી માડી ખૂન સુદ્ધા હિંસક કૃત્યો માટે શિક્ષાનો બરાબર સમાસ ફોજદારી કાયદામા છે

પં ચા—અમારા એ નતમાં તો હાલતા ચાલતા કોઇ પણ ત્રસ જીવની હિંસા કરવી એ પણ પાપ ગણાય છે તેનો તમારા કાયદામા શો સમાસ રાખ્યો છે?

કા શા—મહાત્મન! જીવ કે અજીવ તત્વની ઉંડાણમા તો આપનો જૈન ધર્મજ ઉતરી શકયો છે રાજ્યને તો કેવળ પોતાના સમાજની રક્ષાનીજ ફરજ રહેલી છે તેટલા પુરતુંજ તે જોઇ વિચારી શકે કીડા-વાળા-પોરા-કરમિયા આદિ શરીર અને જીભવાળા બે ઇન્દ્રિય જીવો, અગર કીડી-મકોડી-જુ-માકડ-ધનેડા આદિ શરીર જીભ અને નાકવાળા ત્રણ ઇન્દ્રિય જીવો, કે પતગીઆ-માખી-ડુંદા-તીડ-ભમરા-વીંછી આદિ શરીર, જીભ, નાક અને આંખવાળા ચાર ઇન્દ્રિય જીવો પૈકી કોઇ પણ જીવને જાણી જોઇને પણ હણનારને જો કાયદો શાસન કરવા બેમે તો અમારો સમાજ અસ્ત વ્યસ્ત થઇ જાય ફક્ત પચેન્દ્રિય જીવમા મનુષ્યનેજ અમે શ્રેષ્ટ ગણીએ છીએ તેમની રક્ષા માટે જ અમારા કાયદાઓ છે સિંહ, વાઘ, વરૂ જેવા પચેન્દ્રિય હિંસક પ્રાણીને મારવાનુ પાપ મનુષ્ય કરે તેને અમે 'અપરાધ' ગણી શકીએ નહીં અમારા કાયદામા તો માનવ ઉપયોગી પાળવા લાયક અમુક પચેન્દ્રિય પ્રાણીઓના રક્ષણનો ફક્ત

સમાસ કર્યો છે ગાય-ભેસ-ઘેટા-બકરા આદિ દુધાળાં પ્રાણીઓ અને તેના બચ્ચાઓ, તેમજ બળદ-ઘોડા-ગધેડા-ખચ્ચર-ઉંટ-હાથી જેવા ભારદારી પ્રાણીઓ અને તેના બચ્ચા પૈકી કોઇ પ્રાણીને કોઇ ઇરાદાપૂર્વક મારી નાખે કે અસ્થિ-ભગ કરી નકામા કરી નાખે તો તેથી તેના માલેકને નુકસાન થયુ ગણાય એ આધારે એવા હિસક કૃત્ય માટે પણ કાયદામા શિક્ષાનો સમાસ છે ખરો

ધ. ચા —બસ ! આથી વિશેષ અમોલ નિર્દોષ પ્રાણીઓની પીડા નિવારવાની રાજ્યની ફરજ નથી ?

કા શા —છે. પરતુ રાજ્યને ગળે ઉતારવાનુ તે કાર્ય તો ધર્મ ગુરૂઓ અને ધર્માચાર્યોનુ ખાસ છે કોઇ કોઇ મુનિ મહારાજની તે દિશામા પ્રવૃત્તિ કરવાના શુભ પરિણામ જોઇ શકાય છે ગૌવધ મનાઇના કાયદા, કે પશુ-પખી-માછલાના શિકાર બધીના કાયદા, કે લવરડાને-પાનચરા થતા પહેલા રઝળતા ન મુકવાના કાયદા, અગર ચાઠીવાળા બળધની કાધે ગાડુ નહીં જોડવાના, કે તેવા ભાર બરદારી પ્રાણી પાસે અસહ્ય ભાર ન ખેચાવવાના, અગર ઘોડા-ગધેડાને પગે ડુક ડામણુ ન બાધવાના-એ વગેરે પ્રાણી રક્ષાના પ્રબધો વ્યક્તિગત રાજ્યો તરફથી થાય છે ખરા

ધ. ચા —બહુજ હર્ષની વાત હવે બીજુ વ્રત લ્યો

કા શા —બીજુ અણુ વ્રત-'થુલાઓ મુસાવાયાઓ'-એટલે કે મૃષાવાદ-યાને જુઠુ બોલવાનુ મોટકુ પાપ નિવારવા વિષે છે ગુરૂ મહારાજ ! એ પાપના પ્રકાર બહુજ વિસ્તૃત જણાય છે હરકોઇ અસત્યવાદનનુ પાપ મન-વચન-કે કાયાએ કરી કરવુ નહી, કરાવવુ નહીં-એ ધર્મના આદેશનુ કાયદો પાલન કરાવી શકેજ નહી સમાજ અને સસાર-વ્યવહારનુ ચણતરજ મુળે અસત્ય વાદનના પાયા ઉપર રચાયેલુ છે સમાજના રોજના કાર્યોમા જાણતા અજાણતાં અનેક રીતે અસત્ય બોલાત હોય છે વાણિજ્યમા માલ ખપાવવા માટે કે

ધંધાની રોજી ચલાવવા માટે ખોટા વખાણ અને અતિશયોક્તિની અનેક તરકીબો થતી હોય, એ પણ અસત્યજ છે આવા પાપરૂપ કૃત્યો માટે જો કાયદો શાસન કરવા બેસે તો અમારો સમાજ ચાલી શકે નહીં. 'કન્નાનિક–ગૌવાનિક–ભોમાનિક–થાપણ–મોસો–મોટકી–કુડી સાખ'–સમધી આ વ્રતમા જે પાપ ગણાવ્યા છે, તેનેજ 'ગુન્હા' ગણવાનો–કાયદામા સમાસ રાખ્યો છે તે પણ 'મનસા' તો નહીંજ કાયદાએ આ દિશામાં અમૂક હદ બાંધેલી છે રાજ્યે પોતાના ન્યાય મદિર સ્થાપ્યા છે તેવા ન્યાય–મદિરમાં સાચુ બોલવા માટે સોગદ અપાય, છતા તે સોગદ તોડી જે શખ્સ જુઠું બોલે, અગર ખોટી શાક્ષી આપે, તેવા અસત્ય વદવાનુ પાપ કરનારને શિક્ષા કરવાનો કાયદાએ પ્રબંધ કર્યો છે તદ્દપરાંત 'દગાઇ' કરવી એ પાપને પણ કાયદાએ 'ગુન્હો' ગણ્યો છે

ધ ચા—ત્રીજા વ્રતનુ શુ?

કા શા:—ત્રીજુ અણુ વ્રત–'થુલાઓ અદિન્નાદાણાઓ'–એટલે કે અણ દીધેલુ ઉપાડી લેવાનુ કૃત્ય–યાને ચોરી કરવાના પાપ કર્મ ત્યજવા વિષે છે પ્રથમ જણાવ્યુ તેમ 'મનસા' કે 'વાચા' એટલે કે ચોરીનો મનસુબો કરવો–વા–ચોરી કરવી છે એમ મુખેથી બોલવુ એને ધર્મમા જે પાપ કહે છે તેને કાયદો 'અપરાધ' ગણી શકે નહીં 'કાયસા'–યાને કાયાએ કરવાના ચોરીના જે જે અતીચાર આ વ્રતમા વર્ણવ્યા છે તેના સાથે કાયદો બરાબર સમત્ત થઇ તેવા કોઇ પણ પ્રકારના ચૌર્ય કર્મની શિક્ષાનો કાયદામા ક્રમવાર સમાસ થયો છે

ધ ચા—વારૂ હવે ચોથા વ્રત સાથે શુ સામ્યતા છે તે જણાવો.

કા શા—મહારાજ સાહેબ! ચોથુ અણુ વ્રત–'થુલાઓ મેહુણાઓ'–યાને મૈથુનનુ મોટકુ પાપ ત્યજવા વિષે છે શિયળવ્રત અગર બ્રહ્મચર્યવ્રતને શાસ્ત્રકારોએ ઉત્તમ કહેલુ છે સયમ પાળવો એ વ્યક્તિગત શારિ-ધર્મનો વિષય છે ગત્ય તેમા માનુ ગણી

શકે નહીં રાજ્યને તો વસતી કેમ વધે તે જોવાની ફરજ છે આ વ્રત સબોધે છે કે–' સદાર સંતોસીએ '–એટલે કે પોતાની દારા (સ્ત્રી)થી સંતોષ રાખવો રાજ્ય પણ એમજ ઇચ્છે છે પરંતુ મુનિરાજ ! એ વ્રતમાં ' એક પત્નિવ્રત '–યાને–એકજ દારાથી સંતોષ રાખવો એવો આદેશ સ્પષ્ટતાથી કર્યો જણાતો નથી જેના પરિણામે સમાજમાં ' અનેક ભાર્યાત્વ 'નો રિવાજ જડ ઘાલી બેઠેલો સમાજ સુધારાનું આ ક્ષેત્ર ધર્માચાર્યો અને સંસાર સુધારકો માટે છે રાજ્ય તેવા રિવાજની વચ્ચે પડી શકતું નથી આ ' મેહુણ વેરમણ ' વ્રતના આદરવા યોગ્ય નહીં પરંતુ જાણવા જોગ એવા જે પાંચ પ્રકારના અતીચાર વર્ણવ્યા છે, તે પૈકી 'ઇત્તરિય (કુમારી કન્યા) ' પરિગહિય (પરિણિત સ્ત્રી) ' તથા ' અપરિગહિય ( સગપણ થયેલ પરંતુ અવીવાહિત સ્ત્રી ) ' સાથે ગમન કરવું એટલે કે માત્ર હરવું ફરવું એને પણ ધર્મની–દૃષ્ટિએ પાપ ગણ્યું છે, તે કાયદાની નજરમાં 'ગુન્હો' ગણી શકાય નહીં ' કામ ભોગેસુ તીવ્રાભીલાસા '–એટલે કામ ભોગની તીવ્ર અભિલાષા રાખનારનું પણ કાંઇ કાયદો પકડી શકે નહીં ફક્ત પરણેલી સ્ત્રી સાથે બીજો કોઇ જાર કર્મ કરે અગર પોતાને પરણેલી છે એમ કપટથી સમજાવી તેની સાથે વ્યભિચાર કરે, તેર વરસની વયની અંદરની પોતાનીજ સ્ત્રી સાથે સંભોગ કરે, હરકોઇ વયની સ્ત્રી સાથે બળાત્કાર સંભોગ કરે, એક ધણી હયાત છતાં બીજો ધણી કરે, અગર સૃષ્ટિક્રમ વિરૂદ્ધ કોઇ પણ પ્રકારનું મૈથુન કરે કે કરાવે–એવા દરેક કૃત્ય જેને ધર્મ 'પાપ' કહે છે તેને કાયદો પણ 'ગુન્હો' ગણી શિક્ષા કરે છે બાકી સોળ વરસ ઉપરાંતની કુમારિકા કે વિધવા સાથે સ્વેચ્છાથી રતિ–કેલી કરનારને કાયદો સ્પર્શી શકતો નથી

ધ ચા:—ઠીક હવે રહ્યું પાંચમું વ્રત તે વિષે શું કહેવાનું છે ?

કા શા:—મુનિરાજ ! આ પાંચમું વ્રત સાંભળીને તો અમે સ્તબ્ધજ થઇ જઇએ છીએ

ધ. ચા:—કેમ ?

કા. શા:—ધન દૌલતની મર્યાદા બાંધવાનો એ ઉપદેશ અમારે ગળે કદી પણ ઉતરી શકેજ નહીં. રાજ્યનો ઉદ્દેશ તો સમૃદ્ધિ વધારવાનોજ હોય. તેને અંગે અનેક હુન્નર-ઉદ્યોગ-અને ધંધા ઉભા કરવા જોઇએ; માનવ-જીવનની રહેણીકહેણી ઉચ્ચ શ્રેણીની બનાવવી-આ અમારૂં આજનું અર્થ શાસ્ત્ર છે, ત્યાં પરિગ્રહની મર્યાદા બાંધવાના કાયદા કેમ હોઇ શકે ! હા. તોપણ અમુક પ્રકારે પ્રજાને આ પાંચમા વ્રતનું ભાન આડકતરી રીતે રાજ્ય કરાવે છે ખરૂં.

ધ. ચા —એ કઇ રીતે ?

કા. શા.—મનુષ્ય દોલતમંદ થાય તોજ રાજા પ્રજામાં સન્માન પામે છે એ ખરૂં છે. પરંતુ તેની પાસે દોલતનો સંગ્રહ જેમ વિશેષ તેમ આયપત-વેરા ( Income Tax ) ને નામે એ દોલતમાંથ વિશેષ ભાગ રાજ્ય તેની પાસેથી ખુંચવે જાય છે. ખોરડાં અને ઢોરઢાંનો જખીરો જેમ વધારે તેમ તેના ઉપર કર-વેરાનું ભારણ પણ વધારે હોય છે. ધનવાન માણસની હયાતી બાદ તેનો વારસો મેળવનારને કપાળે સારી રકમના ટકાનો ચાંદલો પણ ચોંટે છે. એ વગેરે રસ્તા એક રીતે પરિગ્રહ વધારનાર ઉપર અંકુશ રૂપેજ ગણાય

ધ. ચા:—એટલે કે એકના ખીસામાંથી બીજાના ખીસામાં ધન સારવવાની કલા; એમજ કે કાંઇ બીજું ! તમો માનવ-લોકના આવા અબાધિત અર્થ શાસ્ત્રના પરિણામે મુડી-મજુરી વચ્ચેના કલહ, ધનધાન્યના ઢગલાં છતાં દરિદ્ર નારાયણોની અન્ન-વસ્ત્ર માટે કારમી ચીસો, બેકારીના દારૂણ દુઃખો, જકાતની ઉંચી દીવાલો, રાજ્ય રાજ્ય વચ્ચે વાણિજ્ય સ્પર્ધા અને વાણિજ્ય વિગ્રહો-આ વગેરે આપતિઓ ટાળવા માટે તમારા કાંઇ નિયમો છે ખરા ?

કા. શા:—ના મહારાજ. એજ અમારા આજના જગતની મોટી મુંઝવણ છે.

ધ. ચા:—વ્યક્તિગત હિંસાને શાસન કરવાના કાયદા હોવાનું કહો છો પરંતુ રાજ્ય રાજ્ય વચ્ચે વિગ્રહ જામતા અસંખ્ય નિર્દોષ માનવીઓના સંહાર થાય છે, એ સમૂહ ગત હિંસાને શાસન કરવા તમારી પાસે શું છે? જુઠું બોલનારને ઇનસાફની અદાલતથી શિક્ષા કરી શકો છો, પરંતુ કોલકરાર કરી કે વચનો આપી પછી એજ કોલકરાર કે પવિત્ર વચનો ઉપર રાજસત્તા પાણી ફેરવી અવળા અર્થ કરવાનું અસત્ય આગળ ધરે છે તે મહદ્ મૃષાવાદ બંધ કરવાના કોઇ નિયમો છે ખરા? બ્રહ્મચર્ય વ્રતની પ્રસંશા કરી, છતા મોટા શહેરોમાં સદા જાહેર વેશ્યા-વાડા ચલાવાય છે તે દુર કરી શક્યા છો? ચોરી કરનારને જેલમાં પુરવાના કાયદા હોવાનું કહો છો, પરંતુ સબળું રાજ્ય નબળા રાજ્ય ઉપર તરાપ મારી તેની જમીન ઝુંટવી લઇ તેની ધન સંપત્તિ હરી લે છે એવા મોટકા લુટારાઓને શાસન કરવાની કોઇ સત્તા છે ખરી?

ફો શા.—મહાત્મન! આનો એક પણ ઉત્તર અમારી પાસે છેજ નહીં. શસ્ત્ર-સન્યાસ કે શસ્ત્રાશસ્ત્રની મર્યાદા બાંધવાની વિચારણા માટે મહારાજ્યોના મુત્સદીઓ ભેગા થાય છે ખરા પરંતુ દરેક રાજ્યને પોતાનો સ્વાર્થ વળગેલો હોય છે એટલે પરિણામ શૂન્ય આવે છે.

ધ ચા.—અમારા અપરિગ્રહ વ્રતનુ ખરૂ રહસ્ય આહીજ છે માનવના કાયદા ભલે ધર્મના પંથે વિચરવાનો દેખાવ કરતા હોય પરંતુ મોહ-માયાની અમોઘ તૃષ્ણાના રંગે રંગાયેલા તમારા એ કાયદા અપૂર્ણ અને અસંતુષ્ટ છે જ્યારે અમારા ધર્મની નીતિના કાયદા સર્વત્ર-સર્વથા-અને સર્વદા અચળ રહ્યા છે, રહે છે, અને રહેશે.

અમારા પંચ મહાવ્રતોનુ પાલન ત્યાગી માટે તો આવશ્યક છે. સંસારીઓ તેમાથી જેટલા તત્વનુ પાન અને પાલન કરે, તેટલુ તેનુ

અને પરિણામે જગતનુ કલ્યાણ છે 'વસુધૈવ કુટુમ્બકમ'-કિંવા-'વિશ્વ-મન્ધુત્વ'ના દર્શનના દ્વાર ખોલવાની ચાવી-મહાત્મા બુદ્ધ અને મહાવીરે ઘડેલી-એજ છે

# સાપેક્ષવાદ.

લેખક—મોતીલાલ જેઠાભાઇ-રાજકોટ

લગભગ વીસ વર્ષ થયા જર્મન પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી પ્રો આઇન્સ્ટીને "સાપેક્ષવાદ" એટલે Theory of relativityની અદ્ભૂત નવી શોધ કરેલ છે. આ શોધ પશ્ચિમના લોકોને એટલી બધી કિંમતી લાગી છે કે તેના ઉપર પાચ હજારથી વધારે પુસ્તકો લખાયા છે તેમા ઘણે અંશે ગણીતનો વિષય આવતો હોવાથી ટુકામા તેનુ રહસ્ય સમજવુ અથવા સમજાવવુ ઘણુ મુશ્કેલ છે પણ તેનો સાર એવો છે કે ઘણા વર્ષો સુધી લોકો દરેક વસ્તુને ઉંચાઇ, લબાઇ અને પહોળાઇથી માપતા પ્રો. આઇન્સ્ટીને એમ સિદ્ધ કર્યું કે દરેક વસ્તુને ચાર કદ છે એટલે ઉંચાઇ, લંબાઇ, પહોળાઇ અને કાળ એ ચારથી દરેક વસ્તુ માપવી જોઇએ તેથી દરેક વસ્તુ એ વસ્તુ નથી પણ બનાવ છે પહેલા ત્રણ માપને દિક અથવા દેશ અથવા space કહે છે, અને ચોથા માપને કાળ કહે છે નવી શોધમા દેશ અને કાળનુ મિશ્રણ કરેલુ છે એટલુજ નહિ પણ દેશ અને કાળ સાપેક્ષ છે અને તેનો આધાર દ્રષ્ટાની સ્થિતિ ઉપર છે. તેથી જ્યારે દેશ, કાળ અને દ્રષ્ટાની ભૂમિકા એ ત્રણે એક સાથે વિચારમા લઇ શકાય ત્યારે જ કોઇ બનાવનુ ખરૂ માપ મળી શકે છે અને સત્ય સમજાય છે ખોટા માપથી કેવુ મિથ્યાત્વ ઉત્પન્ન થાય છે તેના બે દ્રષ્ટાત નીચે આપેલા છે

**દ્દષ્ટાંત ૧**—નાની ઉમરમાં બાળક તે પોતાના હાથની લંબાઇથી માપતા ૩ા હાથ ઉંચો હોય છે. મોટી ઉંમરે તેનો હાથ પણ મોટો થાય છે તેથી મોટી ઉંમરે પણ તે વખતના તેના હાથથી માપતા તે ૩ા હાથ ઉંચો હોય છે. તેથી ખરી રીતે માણસ મોટો થતો નથી પણ ભૂલથી માને છે કે "હું મોટો થયો છું."

**દ્દષ્ટાંત ૨**—કેટલાક અરિસાઓ એવા ગોળ આકારના હોય છે કે તેમાં જોનાર માણસનુ શરીર હોય તે કરતાં બમણું મોટું લાગે છે. જો જોનાર માણસના હાથમાં એક ફૂટ હોય તો અરિસામાં દેખાતા માણસના હાથમાં તે ફૂટ બમણો મોટો થઇ જાય છે. તેથી જો જોનાર માણસ, તેના હાથમાં રહેલા ફૂટથી માપતાં ૫ ફૂટ જેટલો લાંબો હોય તો અરિસામાં દેખાતો માણસ તેના હાથમાં રહેલા ફૂટથી માપતાં ૫ ફૂટ જેટલો લાંબો લાગશે. તેથી અરિસામાં તે માણસ બમણો મોટો થયો નથી પણ ખોટા માપથી બમણો મોટો લાગે છે.

આવી રીતે ખોટા માપથી ઘણી ભૂલો થાય છે. આપણા અલ્પ બુદ્ધિવાળા સ્વભાવથી બીજા માણસોના સ્વભાવ માપીએ તો તેમાં ઘણી ભૂલો થાય છે, અને આપણા સ્વભાવ પ્રમાણે જગત ચાલે તો ઠીક એવી ખોટી માન્યતા બંધાય છે. અલ્પ જ્ઞાનથી જગત સમજીએ તો ભૂલો થાય છે, અલ્પ જ્ઞાનથી ઇશ્વરનું સ્વરૂપ સમજવા જઇએ તો ભૂલો થાય છે અને ઇશ્વરે આ જગતમાં પાપ અને દુઃખ શા માટે ઉત્પન્ન કર્યા તે સમજાતું નથી. પણ જો ઇશ્વરની દ્રષ્ટીથી વિચાર કરીએ, એટલે કે આત્મ જ્ઞાનથી, આત્મ દૃષ્ટિથી જોઇએ તો માત્ર આત્માજ દેખાશે પર્યાય દેખાશે નહિ અને તેથી દુઃખ કે પાપ નજરે પડશે નહિ. આ સિદ્ધાંત બધા ધર્મોએ જુદી જુદી રીતે

અને પરિણામે જગતનુ કલ્યાણ છે 'વસુધૈવ કુટુમ્બકમ'–કિવા–'મિત્ર–મન્ધુત્વ'ના દર્શનના દ્વાર ખોલનાની ચાવી–મહાત્મા બુદ્ધ અને મહાવીરે ઘડેલી–એજ છે

# સાપેક્ષવાદ.

લેખક—મોતીલાલ જેઠાભાઇ–રાજકોટ

લગભગ ત્રીસ વર્ષ થયા જર્મન પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી પ્રો આઇન્સ્ટીને "સાપેક્ષવાદ" એટલે Theory of relativityની અદ્ભૂત નવી શોધ કરેલ છે આ શોધ પશ્ચિમના લોકોને એટલી બધી કિમતી લાગી છે કે તેના ઉપર પાચ હજારથી વધારે પુસ્તકો લખાયા છે તેમા ઘણે અશે ગણીતનો વિષય આવતો હોવાથી ટુકામા તેનુ રહસ્ય સમજવુ અથવા સમજાવવુ ઘણુ મુશ્કેલ છે પણ તેનો સાર એવો છે કે ઘણા વર્ષો સુધી લોકો દરેક વસ્તુને ઉંચાઇ, લબાઇ અને પહોળાઇથી માપતા પ્રો આઇન્સ્ટીને એમ સિદ્ધ કર્યું કે દરેક વસ્તુને ચાર કદ છે એટલે ઉંચાઇ લબાઇ, પહોળાઇ અને કાળ એ ચારથી દરેક વસ્તુ માપવી જોઇએ તેથી દરેક વસ્તુ એ વસ્તુ નથી પણ બનાવ છે પહેલા ત્રણ માપને દિક અથવા દેશ અથવા space કહે છે, અને ચોથા માપને કાળ કહે છે નવી શોધમા દેશ અને કાળનુ મિશ્રણ કરેલુ છે એટલુંજ નહિ પણ દેશ અને કાળ સાપેક્ષ છે અને તેનો આધાર દ્રષ્ટાની સ્થિતિ ઉપર છે તેથી જ્યારે દેશ, કાળ અને દ્રષ્ટાની ભૂમિકા એ ત્રણે એક સાથે વિચારમા લઇ શકાય ત્યારે જ કોઇ બનાવનુ ખરૂ માપ મળી શકે છે અને સત્ય સમજાય છે બીજા માપથી કેવુ મિથ્યાત્વ ઉત્પન્ન થાય છે તેના બે દ્રષ્ટાંત નીચે આપેલા છે

દૃષ્ટાંત ૧—નાની ઉમરમાં બાળક તે પોતાના હાથની લંબાઇથી માપતા ૩॥ હાથ ઉંચો હોય છે મોટી ઉંમરે તેનો હાથ પણ મોટો થાય છે તેથી મોટી ઉમરે પણ તે વખતના તેના હાથથી માપતા તે ૩॥ હાથ ઉચો હોય છે તેથી ખરી રીતે માણસ મોટો થતો નથી પણ ભૂલથી માને છે કે " હુ મોટો થયો છુ."

દૃષ્ટાંત ૨—કેટલાક અરિસાઓ એના ગોળ આકારના હોય છે કે તેમા જોનાર માણસનુ શરીર હોય તે કરતા બમણુ મોટુ લાગે છે. જો જોનાર માણસના હાથમા એક ફૂટ હોય તો અરિસામાં દેખાતા માણસના હાથમા તે ફૂટ બમણો મોટો થઇ જાય છે. તેથી જો જોનાર માણસ, તેના હાથમાં રહેલા ફૂટથી માપતાં ૫ ફૂટ જેટલો લાંબો હોય તો અરિસામા દેખાતો માણસ તેના હાથમા રહેલા ફૂટથી માપતા ૫ ફૂટ જેટલો લાંબો લાગશે તેથી અરિસામા તે માણસ બમણો મોટો થયો નથી પણ ખોટા માપથી બમણો મોટો લાગે છે

આવી રીતે ખોટા માપથી ઘણી ભૂલો થાય છે આપણા અલ્પ બુદ્ધિવાળા સ્વભાવથી બીજા માણસોના સ્વભાવ માપીએ તો તેમા ઘણી ભૂલો થાય છે, અને આપણા સ્વભાવ પ્રમાણે જગત ચાલે તો ઠીક એવી ખોટી માન્યતા બધાય છે અલ્પ જ્ઞાનથી જગત સમજીએ તો ભૂલો થાય છે, અલ્પ જ્ઞાનથી ઇશ્વરનું સ્વરૂપ સમજવા જઇએ તો ભૂલો થાય છે અને ઇશ્વરે આ જગતમા પાપ અને દુઃખ શા માટે ઉત્પન્ન કર્યા તે સમજાતુ નથી પણ જો ઇશ્વરની દૃષ્ટીથી વિચાર કરીએ, એટલે કે આત્મ જ્ઞાનથી, આત્મ દૃષ્ટિથી જોઇએ તો માત્ર આત્માજ દેખાશે પર્યાય દેખાશે નહિ અને તેથી દુઃખ કે પાપ નજરે પડશે નહિ આ સિદ્ધાત બધા ધર્મોએ જુદી જુદી રીતે

સમજાવેલ છે તેથી કોઈ વિદ્વાન ધર્માચાર્ય પાસેથી તે નિશ્ચિંતત્ સમજવો જોઇએ, પણ જ્યાં સુધી મિથ્યાત્વમાં પ્રીતિ છે ત્યાં સુધી સારા ગુરૂનું જ્ઞાન પણ લાગતું નથી તેથી જે રીતે શાસ્ત્રોમાં અધિકાર બતાવેલ છે તેવો પ્રાપ્ત કરી આત્મ જ્ઞાન મેળવવું જોઇએ. આત્મ જ્ઞાન થયા વગર, જીવ, જગત કે ઇશ્વરનું સ્વરૂપ સમજાશે નહિ.

વળી, જેનામાં સત્ય જાણુવાની ખરી જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે તેને યોગ્ય ગુરૂ મળી રહે છે અને તેના દુઃખ દૂર થાય છે એવી પ્રભુની રચના હોવાથી પ્રભુ બહુ દયાળુ છે એમ કહી શકાય છે અને તેણે જે કર્યું છે તે બરાબર કર્યું છે એમ કહેવું પડે છે.



# મનુષ્ય જીવનના ઉત્કર્ષનો પરમઉપાય.



(લેખક:—મણિલાલ છોટાલાલ પારેખ.
યુરોપ, અમેરીકાદિ દેશોમાંના ઉપદેશક–રાજકોટ)

મનુષ્ય–જીવનના ઉત્કર્ષનું કોઇ એક પરમ સાધન હોય તો તે ઇશ્વરની ભક્તિ છે. ઇશ્વર જ આપણા આદિ કારણ, આપણા સૃષ્ટા, નિયંતા, પાળક અને ત્રાતા છે, અને તે એક જ શાંતિ અને આનંદના પરમ નિધિ છે. એક સાધુ કહે છે કે ઇશ્વરને પ્રાપ્ત કરવા આપણે સુજાયા છીએ, એટલે જ્યાં સુધી આપણે તેને પ્રાપ્ત ન કરીએ ત્યાં સુધી આપણને શાંતિ મળી શકતી નથી. આ અક્ષરસઃ સત્ય છે. આપણામાંના પ્રત્યેક પોતાનું જીવન વિચારશે તો માલુમ પડશે કે આ પૃથ્વીની વસ્તુઓ–ધન, માન, વૈભવ, કીર્તિ વગેરે– તેમજ આપણાં સ્નેહીઓના સંબંધ પણ આપણા સુખનું કારણ હમેશાં હોતાં નથી. આનું એક માત્ર કારણ એ છે કે એ સર્વ વસ્તુઓ કે સંબંધો ખંડિત વસ્તુઓ છે અને તેને લીધે અપૂર્ણ છે.

પણ એ સર્વને આપણે ઇશ્વરદ્વારા જોઇએ અને પ્રાપ્ત કરીએ તો તેઓ જુદુંજ સ્વરૂપ ધારણ કરે છે, અને આપણા પરમ કલ્યાણનાં સાધક બને છે. ઉપનિષદ્‌માં એક સ્થાને કહ્યું છે કે પતિને પત્નિ, પત્નિને પતિ, માબાપને બાળકો, બાળકોને માબાપ, એ સર્વ તેઓના પોતા માટે નહિ, પણ ઇશ્વરાર્થે પ્રિય થવાં જોઇએ. આપણા સર્વ સંબંધો આ પ્રમાણે ઇશ્વરમાં અને ઇશ્વરદ્વારા રચાવા જોઇએ છે, અને એમ થાય ત્યારેજ એ સંબંધો અદ્‌ભૂત અને શાશ્વત બને છે. આ સ્થિતિ પ્રાપ્ત થતાં સંસારનું સુખ કે દુઃખ જૂદુંજ સ્વરૂપ ધારણ કરે છે, અને જીવનની છેક સામાન્ય ઘટનામાં એક પ્રકારની અલૌકિકતા પ્રાપ્ત થાય છે.

આ કારણથી મનુષ્ય-જીવનમાં ઇશ્વરની વિશુદ્ધ અને નિષ્કામ ભક્તિને પ્રધાન સ્થાન આપવું જોઇએ. ઇશ્વર જીવનના સ્વામી બને એટલે જીવનમાં સર્વ કાંઇ આપોઆપ વ્યવસ્થિત થઇ જાય છે, અને અત્યારે આપણા જીવનમાં જે અશાંતિ, ડામાડોળ, અંધાધુંધી વગેરે જોવામાં આવે છે તે સર્વ શમી જાય છે. ભક્તિનું સ્વરૂપ પ્રેમ, નિષ્કામ પ્રેમ છે, અને એ પ્રેમનું ઇશ્વરને અર્પણ એજ ભક્તિ. ઇશ્વર પ્રત્યે આ પ્રમાણે જે પ્રેમનું અર્પણ કરીએ છીએ તેનું મૂળ ઇશ્વર પોતે છે. ઇશ્વરના સ્વરૂપમાં મ્હોટામાં મ્હોટી વસ્તુ પ્રેમ છે, અને એ પ્રેમનું દર્શન, મનન, ધ્યાન વગેરેથી આપણા હૃદયમાં સ્વાભાવિક રીતે ઉપકારપૂર્ણ પ્રેમનો ભાવ ઉત્પન્ન થાય છે, અને એ પ્રેમ આપણે તેના મૂળને સહજ રીતે અર્પીએ છીએ. આ પ્રમાણે આપણી ભક્તિના ઉત્પાદક પણ ઇશ્વર પોતેજ છે. ભક્તિનો માર્ગ સ્વિકારતાં આપણે માત્ર ઇશ્વરના પ્રેમના, અનંત પ્રેમના પ્રવાહના વાહક બનીએ છીએ, અને તેનાં દિવ્ય સંતાન બનીએ છીએ. આથી આપણે આપણું મનુષ્યત્વ દેવત્વના રૂપમાં ફેરવી નાખીએ છીએ, અને આપણે દિવ્ય બનીએ છીએ. અત્યારે અથવા ભક્તિ વગરના

જીવનમાં આપણે આપણી પોતાની આજુબાજુ આપણા સ્વાર્થની દિવાલો બાંધી લીધેલી છે, અને તેમાં આપણે બંદીવાન તરીકે રહ્યા છીએ. આપણું જીવન ખંડિત, અશુદ્ધ, અશાંત અને પાપમય છે, ત્યારે ભક્તિ પ્રાપ્ત થતાં એ જીવન અનંત, વિશુદ્ધ, શાંત અને પુણ્યમય બને છે, અને આપણે ઇશ્વરના સહચારી અને સહકારી બનીએ છીએ. આપણે પોતે વિકાસ ક્રમમાં ઉપર ચઢીએ છીએ એટલુંજ નહિ પણ આપણે સમગ્ર વિશ્વને ઉપર ચઢાવવામાં સહાયભૂત થઇએ છીએ. આ રીતે જે માર્ગે આપણો પોતાનો ઉત્કર્ષ રહ્યો છે તે માર્ગે સકળ વિશ્વનો ઉત્કર્ષ પણ રહ્યો છે, તો પછી એ ઉત્કર્ષ સાધવાની આપણી ફરજ અને જવાબદારી કેટલી નવી વધે છે?

ભાઇ મણિલાલ છોટાલાલ પારેખ સુપ્રસિદ્ધ ધાર્મિક ઉપદેશક અને લેખક છે. તેઓએ ઘણા ધર્મોનો ગૂઢ અને વિસ્તૃત અભ્યાસ કર્યો છે એટલુંજ નહિ પણ તેનું રહસ્ય પણ જાણ્યું છે, અને સર્વ ધર્મોનો સમન્વય એ તેમના જીવનનો એક મહામંત્ર છે. તેઓએ ઉપદેશાર્થે હિંદુસ્થાનમાં ઘણીવાર ફરી અનેક શહેરો અને ગામોમાં વ્યાખ્યાનો આપ્યાં છે એટલુંજ નહિ, પણ બે વાર યુરોપ અને અમેરિકામાં ધર્મ-પ્રચારાર્થે ગયેલા છે. ઇ. સ. ૧૯૩૩ માં અમેરિકામાં સર્વ ધર્મોની જે મહાન પરિષદ્ ભરાઇ હતી તેમાં તે હિંદુસ્થાનના એક પ્રતિનિધિ તરીકે ગયા હતા.

તેમનાં અંગ્રેજી પુસ્તકો યુરોપ અને અમેરિકાનાં અનેક મંડલોમાં જાણીતાં છે, અને રોમે રોલા સરખા જગ-વિખ્યાત મહાન લેખકે તેમનાં પુસ્તકોની કદર કરેલી છે અને તેઓનો પ્રસંશાપૂર્વક ઉલ્લેખ કરેલો છે.



